# પ્રકાશકનું નિવેદન

'મુંબઈ યુનિવર્સિટીની "ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન શ્રેણી"માં ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ આરૂઢ વિદ્વાનોએ જે મહત્ત્વનાં ભાષણ આપ્યાં છે તે બધાંમાં અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રીનાં "મુંબઈ યુનિવર્સિટી" સમક્ષ ૧૯૫૨ના સપ્ટેમ્બર માસમાં અપાયેલાં ભાષણ વિષય પરત્વે જુદી જ ભાત પાડે તેવાં છે. અત્યાર સુધીનાં ભાષણ મુખ્યત્વે સાહિત્યપ્રકારની કોઈ અને કોઈ એક બાજુને કે અનેક બાજુને સ્પર્શતાં હતાં; અધ્યા. શાસ્ત્રીએ વિષય ભાષાશાસ્ત્રનો પસંદ કરી એમાંય તે ગુજરાતીભાષામાં આવેલાં શબ્દસ્વરૂપોને પસંદ કરી એનો પારંપરિક વિકાસ આ ભાષણોમાં આપવાનો એક વિશિષ્ટ પ્રયત્ન કર્યો છે. આ ભાષણો યુનિવર્સિટી-ઓના આ વિષયના ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓને તેમજ અધ્યાપકોને પણ કામનાં હોઈ મારા પુરોગામી– ફા. ગુ. સભાના સહાયક મંત્રી સ્વ. શ્રી. શંકરપ્રસાદ રાવળને સભાના ત્રૈમાસિકમાં ટુકડે ટુકડે છપાવી પ્રસિદ્ધ કરવાનો વિચાર સ્ફુર્યો હતો. આ વિચાર એમણે સભાના એ સમયના પ્રમુખશ્રી સ્વ. દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી પાસે મૂક્યો અને એમણે અનુજ્ઞા આપી, એટલે એ ઉપરથી ત્રૈમાસિકમાં ૧ થી ૧૩૬ પૃષ્ઠ ચાર અંકોમાં મળી છપાઈ ગયાં. સાથોસાથ એની ૫૦૦ વધારાની નકલ પણ કઢાવવામાં આવતી હતી. સ્વ. શંકરપ્રસાદ રાવળની માંદગીને કારણે ત્રૈમાસિકનું પ્રકાશન વિલંબમાં પડવાથી બાકીનો ભાગ પરિશિષ્ટો સાથે છપાવવામાં આવ્યો. પરિશિષ્ટો સિવાયનો ભાગ સ્વ. શંકરપ્રસાદના અને સ્વ. ઝવેરીસાહેબના જીવનકાળ દરમ્યાન જ છપાઈ ચૂક્યો હતો. પરિશિષ્ટોનું જટિલ કામ બાકી રહ્યું હતું તે તૈયાર થતાં થોડો વિશેષ સમય ગયો. એ તૈયાર થઈ ગયાં અને અત્યારે આ ગ્રંથસ્વરૂપે પ્રસિદ્ધ કરવાનો યોગ મળે છે. અધ્યા. શાસ્ત્રીની ફા. ગુ. સભાની સેવાઓ જાણીતી છે, મહાભારત પાઠભેદના ૭ ગ્રંથ, હારમાળાની ૨ આવૃત્તિઓ, રાસસહસ્રપદી–સમુદ્ધાર, ગ્રિયર્સનના ભારતીય ભાષા-સમીક્ષાના ગ્રંથ ૯–ભાગ ૨ જાના 'ગુજરાતી ભાષા' એ વિભાગની ૨ આવૃત્તિઓ, અને સ્વ. નરસિંહરાવ દિવેટિયાનાં 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' ઉપરનાં સાત ભાષણોનો ગુજરાતી સંક્ષેપ એ સભાને અર્પેલાં એમનાં વિશિષ્ટ સંપાદન છે. આ ભાષણોથી એ સંપાદનોમાં એક વિશિષ્ટ સંપાદનનો ઉમેરો થાય છે. આ માટે સભા એમની વિશેષ ઋણી બને છે.

આ પ્રકાશન ગુજરાતી ભાષાના મૂલગત અધ્યાસમાં ઉપયોગી થાય એ શુભ ઉદ્દેશથી સભાએ હાથ ધર્યું છે, એનો એના અધિકારીઓ યથેષ્ટ ઉપયોગ કરી લાભ ઉઠાવશે તો પ્રકાશન પાછળના સભાના પ્રયત્નની યે સાર્થકતા છે.

શ્રીફોર્બસ ગુજરાતી સભામંદિર
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ,
મુંબઇ-૪
તા ૧-૨-'૫૮

પ્રવીણચંદ્ર જીવનદાસ રૂપારેલ
સહાયક મંત્રી
શ્રી. ફોર્બસ ગુજરાતી સભા,
મુંબઈ

# બે શબ્દ

મુંબઈની યુનિવર્સિટી તરફથી ૧૯૫૨ના સપ્ટેમ્બરની તા. ૨૨ થી ૨૬ સુધીના પાંચ દિવસો સ્વ૦ દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના અને વિદ્ય૦ ભાઈશ્રી જ્યોતીંદ્ર હ. દવેનાં પ્રમુખપદે ગુજરાતી રૂપરચના એ વિષય ઉપર ઠા. વસનજી માધવજી વ્યાખ્યાનશ્રેણીનાં ૫ ભાષણ આપવાનું સદ્ભાગ્ય મને મળ્યું હતું. ઉક્ત યુનિવર્સિટીએ આ ભાષણો પ્રસિદ્ધ થાય એવી ભાવનાથી ગ્રાન્ટ પણ મંજૂર કરી હતી, પણ એનો સદુપયોગ કરવાનું મને ભાગ્ય મળ્યું નહિ; અને સ્વ૦ દી. બ ઝવેરી અને સ્વ૦ ભાઇ શ્રી શંકરપ્રસાદ રાવળની ઇચ્છા 'ફાર્બસ ગુજરાતી સભા' તરફથી પ્રસિદ્ધ થવાની શરૂથી જ હતી એટલે એમની આજ્ઞા પ્રમાણે ૧૩૬ પૃષ્ઠ સુધીનો ભાગ ચાર ટુકડે ફાર્બસ સભાના 'ત્રૈમાસિક'માં છપાયો, અને છૂટી નકલો પણ જુદી કાઢવામાં આવી. એ પછીનો ભાગ શંકર પ્રસાદભાઈની માંદગીને લઈ 'ત્રૈમાસિક' પ્રસિદ્ધ ન થવાને કારણે એમાં ન છપાતાં જુદો જ છપાવી નાખવામાં આવેલો,—આ સમગ્ર ભાષણો આમ પરિશિષ્ટો સાથે પ્રસિદ્ધ કરવામાં આવે છે. આનું બધું જ શ્રેય પ. મા. સ્વ૦ ઝવેરીસાહેબ અને મુ. સ્વ૦ ભાઈ શંકરપ્રસાદને છે, જેમનું ઋણ હું આજીવન ભૂલી શકું એમ નથી.

મુંબઈની યુનિવર્સિટીની સિન્ડિકેટનો તો હું પરમ ઋણી છું, જેણે વ્યાકરણના અને ભાષાશાસ્ત્રના કુથારા જેવો અને સામાન્ય રીતે જેને કોઇ હાથ ન લગાડે તેવો મારા તરફથી પસંદ કરી મોકલવામાં આવેલો વિષય ઉક્ત વ્યાખ્યાન-શ્રેણીમાં સ્વીકારી મને એ આપવા દેવાનું સ્વીકાર્યું.

'રૂપરચના'ની આ જાતની અદ્યતન ચર્ચા આ દિશામા નવો પ્રયત્ન છે. એમાં ગુજરાતી ભાષામાં જાણવામાં આવેલાં શબ્દસ્વરૂપોની યથાશક્ય સિદ્ધિ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રાંતિક રૂપોનો પણ પરિચય સુલભ થવા સાવધાની લીધી છે; અને એ બધું સપ્રમાણ નિરૂપાય એનું સતત ભાન રાખવામાં આવ્યું છે.

૩ જું વ્યાખ્યાન શબ્દાંગસિદ્ધિનું, ૪ થું નામિકી વિભક્તિઓનું અને ૫ મું આખ્યાતિકી વિભક્તિઓનું (કૃત્તદ્ધિત પ્રત્યયો), નામ–સર્વનામ–વિશેષણનાં રૂપા-

૨૧૨૬૧૦

ખ્યાન, અને ક્રિયારૂપોની અનુક્રમે સાધના સુભલ કરી આપે છે. તે તે શબ્દનું મૂળ શોધવાનો એમાં પ્રયત્ન છે અને એને માટે પૂર્વના આ વિષયના વિદ્વાનોની સેવાનો બની શકે તેટલો પૂરતો લાભ લેવામાં આવ્યો છે. ત્યાં ત્યાં તે તે વિદ્વાનના ગ્રંથોના ઉલ્લેખ આપવાની એક પણ તક જતી કરી નથી. નામ આપ્યા સિવાય જ અહીં એ સર્વે વિદ્વાનોનું નત મસ્તકે ઋણ સ્વીકારું છું.

૧ લુ ભાષણ 'ભાષાની વર્ગણી' ઉપર આપવામાં આવ્યું છે. એ દિશામાં પશ્ચિમના વિદ્વાનોએ ઉત્તરોત્તર સમર્થ પ્રયત્નો કર્યા છે. આપણે ત્યાં પણ સ્વ૦ ડૉ. ભાંડારકર, સ્વ૦ ડૉ. ગુણે, વિદ્યમાન ડૉ. સુનીતિકુમાર ચેટરજી, અને સ્વ૦ ડૉ. તારાપોરવાળાના પ્રયત્ન જાણીતા છે. આમાં ડૉ. તારાપોરવાળાનો પ્રયત્ન લગભગ અદ્યતન કોટિનો છે એમણે ખૂબ જ ઊંડે ઊતરીને ભાષાની દ્વિવિધ વર્ગણીનો સુભગ સમન્વય સાધી આપ્યો છે મુખ્યત્વે એમની વર્ગણીને આધારે મારા તરફથી ભાષાની વર્ગણી સાધી આપવામાં આવી છે, એટલે પૂર્વના ત્રણે વિદ્વાનોના ઋણ ઉપરાંત ડૉ. તારાપોરવાળાનું ઋણ અત્રે સબહુમાન સ્વીકારું છું. એ આખા ભાષણનું શ્રેય માત્ર એમને જ છે એમ માનપૂર્વક જાહેર કરતાં આનંદ થાય છે.

૨ જું ભાષણ 'સ્વરભાર' એ મારો પ્રિય વિષય છે. એને મેં મારી સ્વતંત્ર દૃષ્ટિથી જોવાનો પ્રયત્ન કર્યો છે. છેક વૈદિક ભૂમિકાથી લઇ અત્યાર સુધીની ભૂમિકા—ગુજરાતી ભાષા સુધીમાં દ્વિવિધ સ્વરભારની અનુસ્યૂત પરંપરા બતાવવાનો એમાં મારો નમ્ર પ્રયત્ન છે. વૈદિક 'સાંગીતિક કે આરોહાવરોહાત્મક સ્વરભાર' અને 'સર્વસામાન્ય બલાત્મક કે આઘાતાત્મક સ્વરભાર'નાં મૂળ તપાસતાં બલાત્મક સ્વરભારે ભાષાઓના વિકાસમાં જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેનો મારી શક્તિ પ્રમાણે પ્રામાણિક ખ્યાલ આપવાનો પ્રયત્ન કર્યો છે. 'હ્રાસપ્રક્રિયા'ના મૂળમાં 'બલાત્મક સ્વરભાર' કેવો સબળતાથી ભાગ ભજવે છે એનો આ નિરૂપણથી જરૂર ખ્યાલ આવશે. અર્વાચીન ભૂમિકામાં પણ આ 'બલાત્મક સ્વરભાર' કેટલું પ્રભુત્વ ધરાવે છે એ પણ નિયમો તારવી આપી સ્પષ્ટ કર્યું છે, તો છેક ઋગ્વેદથી લઈ આજ દિવસ સુધી 'સાંગીતિક સ્વરભાર' કેવો જીવત સ્વરૂપે નિયામક રહ્યો છે એ પણ નિયમો તારવી સ્પષ્ટ કરવામાં આવ્યું છે. આ નિયમો તારવવાનો પ્રયત્ન ભાષાના જીવંત સ્વરૂપના અભ્યાસનો પરિપાક છે અને તેથી ગુજરાતી ભાષામાં એ નવી જ દિશા ખોલી આપશે એવી શ્રદ્ધા છે. આ દિશામાં આ પહેલાં મારા મિત્ર ડૉ. ગોકુળભાઈ પટેલનો પ્રયત્ન છે, પણ એ પ્રયત્નમાં બંને સ્વરભારનું પાર્થક્ય જોવા મળતું નથી અને તેથી કયું પરિણામ કયા પ્રકારના સ્વરભારનું છે એ

જાણવું શકય રહ્યું નથી. છતાં આ દિશામાંના એક સ્વતંત્ર પ્રયત્ન તરીકે એનું સ્થાન સ્વીકારવું જોઇયે. સંશોધન વિષય જ એવો છે. ખોદકામ જેમ ઊંડું જાય તેમ એમાંથી રત્નો સુધી પહોંચવાનું શકય બને. સ્વ૦ ડૉ. બીમ્સ, સ્વ૦ ડૉ. હોર્નેલ, સ્વ૦ નરસિંહરાવ, સ્વ૦ રમણભાઇ નીલકંઠ વગેરેએ 'સ્વરભાર'ની દિશામાં શકય ગતિ સાધી આપવા પ્રયત્ન કરેલો આપણે ત્યાં છે; પરંતુ બંને પ્રકારના સ્વરભારોનું પાર્થકય લક્ષ્ય નહોતું. એ પાર્થકય સાધી આપી બંનેની સ્વતંત્રતા તેમજ એકબીજાનો સંબંધ બતાવવાનો મારો પ્રયત્ન આ દિશામાં રસ લેતા વિદ્વાનોને ઉપયોગી નીવડશે તો મારા આ સ્વતંત્ર દર્શનની સાર્થકતા છે.

આ ભાષણોની આ સ્વરૂપની પ્રસિદ્ધિમાં ફાર્બસ ગુ. સભાના અગ્રણીઓ સ્વ૦ દી. બ. ઝવેરી સાહેબ, સ્વ૦ ભાઈ શંકરપ્રસાદ રાવળ, વિદ્યમાન માન મુ. શ્રી હરસિદ્ધભાઈ દીવેટિયા અને ભાઇશ્રી જ્યોતીંદ્ર દવે કારણભૂત બન્યા છે, એ સાભાર વ્યક્ત કરી, મારાં સભાને ચરણે ધરેલાં આ પૂર્વનાં સંપાદનોની જેમ આ સંપાદન પણ સભાને ચરણે ધરી કૃતાર્થતા અનુભવું છું.

મધુવન, એલિસબ્રિજ
અમદાવાદ-૬
તા. ૧-૨-'૫૮

કેશવરામ કા. શાસ્ત્રી

# વિષયાનુક્રમણી

## ભાષણ ૧ : પ્રાસ્તાવિક, પૃ. ૧–૨૬



## ભાષણ ૨ : સ્વરભાર, પૃ. ૨૯–૬૨



## ભાષણ ૩ : શબ્દાંગસિદ્ધિ, પૃ. ૭૩–૧૨૩

(૧૨) म ૧૦૨, (૧૩) क ૧૦૩, (૧૪) वाड ૧૦૩, (૧૫) की ૧૦૩; **૨. નામ ઉપરથી નામ બનાવનાર :** (૧) आट ૧૦૩, (૨) आटो ૧૦૩, (૩) ओटी ૧૦૩, (૪) वट ૧૦૩, (૫) वटो ૧૦૪, (૬) आडो ૧૦૪, (૭) आरो ૧૦૪, (૮) ऊणी ૧૦૪; **૩. નામ ઉપરથી વિશેષણ બનાવનાર :** (૧) आणी ૧૦૫, (૨) आलु ૧૦૫, (૩) ई ૧૦૫, (૪) इयु ૧૦૬, (૫) ईलु ૧૦૬, (૬) मन्त-वन्त ૧૦૮, (૭) वालु ૧૦૮; **૪. તુલનાદર્શક પ્રત્યય :** एरुं ૧૦૯; **૫. સ્વાર્થે કે** લઘુતાવાચક પ્રત્યયો : (૧) क ૧૦૯, (૨) ड ૧૧૦, (૩) ल-लु ૧૧૧, (૪) ट-टु ૧૧૨, (૫) यु-वो ૧૧૩; **૬. સંખ્યાવાચક વિશેષણોને લાગતા પ્રત્યય :** (૧) एक ૧૧૩, (૨) कु-को ૧૧૩, (૩) मु ૧૧૩, (૪) गणु ૧૧૪, (૫) मणु ૧૧૪, (૬) वडु ૧૧૪; **૭. સાર્વનામિક પ્રત્યયો :** (૧) वु ૧૧૫, (૨) शु ૧૧૬, (૩) टलु ૧૧૬, (૪) वडु ૧૧૭, (૫) या ૧૧૭, (૬) हीं ૧૧૯, (૭) म ૧૨૦, (૮) यारे ૧૨૦, (૯) यें ૧૨૧; **૮. સ્ત્રી પ્રત્યયો :** (૧) आ ૧૨૧, (૨) ई ૧૨૧, (૩) अणी ૧૨૨, (૪) अण-एण ૧૧૨, (૫) आणी ૧૧૩

## ભાષણ ૪ : નામિકી વિભક્તિઓ, પૃ. ૧૨૪-૧૮૬

**૧. જાતિ** ૧૨૪, **૨. વચન** ૧૨૫, **૩. વિભક્તિઓ** ૧૨૮, ૧. પ્રત્યય : ए ૧૩૦, ૨. અનુગો थी ૧૩૦, थकी ૧૩૧, ने ૧૩૧, नु ૧૩૨, मा ૧૩૪; **૩ જી વિભક્તિનાં :** (૧) वडे ૧૩૫, (૨) वती ૧૩૬, (૩) साथे ૧૩૬, (૪) हारये ૧૩૭, (૫) वेरे ૧૩૭, (૬) सु ૧૩૭, (૭) करी ૧૩૭; **૪ થી વિભક્તિનાં :** (૧) माटे ૧૩૮, (૨) सारु ૧૩૮, (૩) काजे ૧૩૯, (૪) वास्ते ૧૩૯; **૫ મી વિભક્તિનાં :** (૧) करता ૧૩૯, (૨) पें ૧૩૯, (૩) द्वारा ૧૩૯, (૪) लीधे ૧૩૯; **૬ ઠ્ઠી વિભક્તિનાં :** (૧) तणु ૧૩૯, (૨) केर ૧૪૦; **૭ મીવિભક્તિનાં :** (૧) उपर ૧૪૦, (૨) माथे ૧૪૧, (૩) कने ૧૪૧, (૪) पासे ૧૪૧, (૫) भणी ૧૪૧, (૬) गमा ૧૪૨, (૭) सुधी ૧૪૨, (૮) लगी ૧૪૨, (૯) विशे ૧૪૨

**૪. સર્વનામો :** (૧) हु અને तु : हु અને એકવચનનાં રૂપ ૧૪૩, मने-मुने ૧૪૫, मारु-मारे-मुज-मुझ-मज-मझ ૧૪૬; अमे અને બહુવચનનાં રૂપ ૧૪૭, अमने ૧૪૮, अमारु-अमारे-अम-अमो ૧૪૮; तु અને એકવચનનાં રૂપ ૧૪૮, तने ૧૪૮, तारु-तर-तुझ-तुज ૧૪૯, तमे અને બહુવચનનાં રૂપ ૧૪૯, अमी-तमी ૧૫૧, तमने ૧૫૧, तमारु-तमारे-तम-तमो ૧૫૧. (૨) ते-आ-ए-ओ के जे ૧૫૧, એનાં બહુવચન ૧૫૩, तेणी-एणी-जेणी નારીજાતિનાં રૂપ ૧૫૩, तेवण-एवण-जेवण ૧૫૪, केનું રૂપાખ્યાન ૧૫૪; (૩) क्यु-शु-कशु ૧૫૪, (૪) कोई-काई-कई-कं ૧૫૫ (૫) પ્રકીર્ણ સર્વનામો · आप ૧૫૫, आपणे ૧૫૬, पोते ૧૫૬, पेलु-ओल्यु ૧૫૭, सौ-सहु ૧૫૯, वधुं-सघु-सघळु ૧૫૯, हरॅ दरॅ ૧૫૯.

**૫. વિશેષણો :** ૧૬૦ : સંખ્યાક્રમવાચક વિશેષણો ૧૬૧, સખ્યાંશવાચક ૧૬૨; વિશેષણનું તુલનાત્મક રૂપ ૧૬૩

**૬. નામ :** ૧. નિર્બળ અંગ ૧૬૩, ૨. સબળ અંગ ૧૬૫, इ-ई અંતવાળા શબ્દ ૧૬૭, उ-ऊ અંતવાળા શબ્દ ૧૬૮, ए્કારાંત શબ્દ ૧૬૯, ओकारांत શબ્દો ૧૬૯

**૭. અવ્યયો :** ૧૬૯ : (૧) **કેવળપ્રયોગી અવ્યયો :** हे अहह अहो अहाहा ओहो

## સંકેતાક્ષરો

એ. વ.—એકવચન
કૃ.—કૃદંત
કે. પ્ર.—કેવળપ્રયોગી
ચો. વિ.—ચોથી વિભક્તિ
છ. વિ.—છઠ્ઠી વિભક્તિ
ત.—તદ્ધિત
ત્રી. વિ.—ત્રીજી વિભક્તિ
પાદ—પાદટીપ
બ. વ.—બહુવચન
ભૂ. કૃ.—ભૂતકૃદંત
વર્ત.—વર્તમાનકાળ
સા. વિ.—સાતમી વિભક્તિ
સુ.—સુરતી
સૌ.—સૌરાષ્ટ્રિય

# મહત્વના સંદર્ભગ્રંથો


આપ્તે, વામન શિવરામ : The Practical Sanskrit-English Dictionary

આર્નોલ્ડ, ઈ. વર્નોન : Vedic Metre in its Historical Development

કાલ્ડવેલ, રેવ. રૉબર્ટ : A Comparative Grammar of the Dravidian of South Indian Family of Languages

કાળે, મોરેશ્વર રામચંદ્ર : Higher Sanskrit Grammar

ગાઇગર, વિલ્હેલ્મ : Pali Literature & Language (ડૉ. બાટાકૃષ્ણ ઘોષનો અંગ્રેજી અનુવાદ)

ગુણે, ડૉ. પાંડુરંગ દામોદર : An Introduction to the Comparative Philology (બીજી આવૃત્તિ)

: ભવિસ્સયત્તકહા (અપભ્રંશ કાવ્ય)

ચેટરજી, ડૉ. સુનીતિકુમાર : Indo-Aryan and Hindi (ડૉ. ભોગીલાલ સાંડેસરાનો 'ભારત-આર્ય' અને હિંદી' અનુવાદ)

: Origin and Development of Bengali Language

જૅક્સન, એ. વી. વિલિયમ્સ : An Avesta Grammar, Part I

ટર્નર, પ્રો. આર. એલ : Gujarati Phonology (રોયલ એશિયાટિક સોસાયટી લંડનના ૧૯૨૧ ના અંક ૩-૪ માંથી)

: Stress Accent in Marathi

: Nepali Dictionary

ટેસ્સિટોરી, ડૉ. એલ. પી. : Notes on the Grammar of Old Western Rajasthani (ઇન્ડિયન એન્ટિક્વરીના ગ્રંથ ૪૩-૪૪-૪૫, ઈ. સ ૧૯૧૪-૧૫-૧૬)

તગારે, ગ. વા. : Historical Grammar of Apabhram'sa.

તારાપોરવાળા, ડૉ. એરચ જહાંગીર : Elements of the Science of Language (બીજી આવૃત્તિ)

ત્રિવેદી, પ્રો. કમળાશંકર પ્રાણશંકર : ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ

દલાલ, ચિમનલાલ ડી. : પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ

દવે, ડૉ. ત્ર્યંબકલાલ ન. : A Study of the Guj. Language in the 16th Century

દિવેટિયા, પ્રો. નરસિંહરાવ ભોળાનાથ : Gujarati Language and Literature, Vol. I-II

: મનોમુકુર-ગ્રંથ ૧ લો

દોશી, પં. બેચરદાસ જીવરાજ : ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ

ધ્રુવ, પ્રો. કેશવલાલ હર્ષદરાય : ભાલણની કાદંબરી
ધ્રુવ, હરિ હર્ષદ : मुग्धावबोध औक्तिक
પટેલ, ગોકુલદાસ ધર્મદાસ : સ્વરભાર અને તેનો વ્યાપાર
પાણિનિ : अष्टाध्यायी व्याकरण सूत्रपाठ
પિશલ, આર. : Grammatic der Prakrit–Sprachen
બીમ્સ જોહ્ન : A comparative Grammar of the Modern Aryan Languages, Vol. I, II, III
બ્લોક જુલ્ : मराठी भाषे चा विकास (वा. गो. परांजपेનો મરાઠી અનુવાદ)
: *L' Indo–Aryan*
ભાંડારકર, ડૉ. રામકૃષ્ણ ગોપાલ : Wilson Philological Lectures, on Sanskrit and the Derived Languages (Ed. 1914)
ભાલણ : કાદંબરીની સં. ૧૬૭૨ ની હાથપ્રત
મૅક્ડોનલ, એ. એ. : Vedic Grammar
મોદી, પ્રો. મધુસૂદન ચિમનલાલ : અપભ્રંશ પાઠાવલિ
રાઈટ, જોસેફ : Comparative Grammar of the Greek Language
વુલ્નર, એ. સી. : As'oka Text and Glossary, Part I–II
: Introduction to Prakrit
વૈદ્ય, ડૉ. પી. એલ. : प्राकृत व्याकरण (હેમચંદ્રનું)
વ્હિટની, W. D. : Sanskrit Grammar
શાસ્ત્રી, કે. કા. : આપણા કવિઓ ખંડ ૧
: અક્ષર અને શબ્દ
: અનુશીલન
: અપભ્રંશ વ્યાકરણ (હેમચંદ્રનું)
શેઠ, પં. હરગોવિંદદાસ ત્રીકમદાસ : पाइअ–सद्द–महण्णवो
સ્તુર્તેવાં, ઈ. એચ. : An Introduction to Linguistic Science
હૉર્નેલ : Grammar of the Gaudian Languages
એ ઉપરાંત પ્રાચીન અને મધ્યકાલીન ગુજ. સાહિત્ય

# શુદ્ધિપત્ર

[ છાપવામાં થયેલી તેમજ સુધારવામાં રહી ગયેલી જણાતી અને ક્વચિત્ પાછળથી હકીકત-દોષ તરીકે લાગેલી ભૂલો નીચે મુજબ સુધારવા વિનંતિ છે: ]

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૮ | सपदी | संपदी |
| ૧૧ | ૨૨ | સાષા | ભાષા |
| ૧૪ | ૭ | પ્રત્યયવાચક | પ્રત્યયાત્મક |
| ૪૨ | ૧૩ | guantitative | quantitative |
| ૪૨ | ૧૫ | gualitative | qualitative |
| ૫૭ | ૧૩ | लागो | लोगो |
| ૫૭ | ૨૬ | નિ · | શ્રુતિ |
| ૫૭ | ૨૯ | શ્રનિની | શ્રુતિની |
| ૫૯ | ૮ | આદિશ્રનિના | આદિશ્રુતિના |
| ૬૦ | ૪ | ત્રિશ્રતિ | ત્રિશ્રુતિ |
| ૬૪ | ૨ | દ્વિશ્રતિ | દ્વિશ્રુતિ |
| ૭૭ | ૨૧ | तूंठ | तूठं |
| ૮૧ | ૧૮ | छेल्ल | छेल्ल |
| ૮૯ | ૧૩ | સિધીમાં | સિંધીમાં |
| ૯૬ | ૧૧ | आणी | आमणी |
| ૧૦૩ | ૧૫ | मंदकी...આવે છે. આના આભાસસામ્યે | ... |
| ૧૧૨ | ૧૫ | हांडले | हांडलु |
| ૧૧૭ | ૪ | ઉમેરો:–શ્રી. મધુસૂદન મોદી આના મૂળમાં तुल्यम् : तत्तुल्यकम् > અપ. तेत्तुलउं એમ જુએ છે એ પ્રતીતિકર જણાય છે. | |
| ૧૧૭-૮ | ૨૭ | અપભ્રંશમાં...થયો હોય. | ડૉ. ટેસ્સિટોરીનો મત વાજબી જણાય છે. |
| ૧૧૯ | ૫ | સાતમીના | પાંચમીના |
| ૧૧૯ | ૫ | आम् | અપ. हां |
| ૧૧૯ | ૬ | જળવાઇ રહ્યું છે. | છે તેની પરંપરાનું પણ નિયામક હોય. |
| ૧૩૫ | ૧૪ | પ્રત્યયો | પ્રત્યપો |
| ૧૫૭ | ૧ | -पोने | -पो ने |
| ૧૫૭ | ૧૬ ૧૮ | 'પોતપ્રકાશ્યુ'... જણાતું નથી. | ... |
| ૧૫૯ | ૧૭ | 'स' | 'स्' |
| ૧૫૯ | ૧૮ | 'ह' | ह्' |
| ૧૬૧ | ૩૧ | (–आ)उन्नीस–श | अ(–आ)उन्नीस –श |
| ૧૭૨ | ૨૩ | तुर्त | तुर्त |
| ૧૮૧ | ૧૬ | (૨) વિધય-વાચક | (૨) વિકલ્પવાચક |
| ૧૮૩ | ૧૫ | સાથે | સાથે. |
| ૧૮૬ | ૧૫ | પ્રશ્નર્થી | પ્રશ્નાર્થ |
| ૧૮૮ | ૮ | સંસ્કૃતમાંથી | સંસ્કૃતમાથી |
| ૨૧૧ | ૨૧ | 'जित' | 'जीत' |
| ૨૧૪ | ૩૪ | ઉમેરો:–करजे–करजोनो વિકાસ ત્ર ન. મો. દિવેટિયા તો કર્મણિ करिज्जइनो વિકાસમાંથી જ માને છે. | |
| ૨૧૫ | ૨ | होशु...નથી. | होशुं સૌરાષ્ટ્રમાં થાય છે અને होशो ક્યાંય થતું નથી. |
| ૨૧૬ | ૧૨ | समा | ... |
| ૨૧૬ | ૧૨ | समावाय | ... |
| ૨૧૯ | ૧૬ | जल– | जल |
| ૨૨૦ | ૨૫ | छूटवु | लूटवु |
| ૨૨૦ | ૨૬ | थकवु | थूकवुं |
| ૨૨૧ | ૧૭ | खटाडवु | पुटाडवुं |
| ૨૨૧ | ૨૧ | ऊडाववु... | उडावvुं... |
| | • | ऊडाडवु | उडाडवुं |
| ૨૨૩ | ૨૧ | गी– | धा– |

# ગુજરાતી રૂપરચના

મંગલ

(અનુષ્ટુપ)

वन्दे वागीश्वरं देवं तत्कृपाबलसंभृतः ।
करिष्ये रूपरचना-नियन्त्रित-विचारणाम् ॥१॥

(હરિગીત)

श्रीटेस्सिटोरि-नृसिंह-टर्नर-परचान् हृदि भावये,
तत्प्रथितराजपथानुगो व्याख्यानवस्तु विभावये ।
तज्ज्योतिरुज्ज्वलिता हि विकसति मत्प्रभारमणीयता,
सूर्यप्रकाशमपास्य कथयत का विधोः कमनीयता ॥२॥

[ આ ભાષણો લખવાનો આરંભ તા. ૧–૭–૧૯૫૨ અને મંગળવારે
કરેલો જે તા. ૭–૯–૧૯૫૨ અને રવિવારે પૂરાં થઈ શકેલાં. ]

## ભાષણ ૧ લું

# પ્રાસ્તાવિક

**ગુજરાતી** ભાષા આજનું સ્વરૂપ કેવી રીતે પામી એ જાણવાની દિશામાં, પોતપોતાના સમયમાં જે સાધન ઉપલબ્ધ થયેલાં અને ભાષાશાસ્ત્રે જે પ્રમાણોનો વિકાસ સાધેલો તેનો ઉપયોગ કરી, આપણે ત્યાં પ્રયત્ન થતા આવ્યા છે. ગુજરાતી ભાષાનો વિચાર કરવામાં, હરકોઈ ઇતર ભાષા કે બોલીનો વિચાર કરતાં લક્ષ્ય કરવામાં આવતાં ચાર અંગ : ૧. વાગ્વિકાસ, ૨. રૂપરચના, ૩. વાક્યરચના, અને ૪. અર્થસંક્રમણ–નો પૃથક્ પૃથક્ ખ્યાલ આપવો જરૂરી બને છે. આમાંના પ્રથમ અંગ વિશે આપણે ત્યાં મહત્ત્વની શાસ્ત્રીય વિચારણા થઈ છે. સ્વ૦ નરસિંહરાવ દિવેટિયાનાં વિલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાન આ દિશામાં એક સબળ યત્ન છે. એ પછી એ જ દિશામાં સબળ કોઈ પણ પ્રયત્ન થયો હોય તો એ પ્રો૦ આર. એલ. ટર્નરનો 'ગુજરાતી સ્વરવ્યંજન–પ્રક્રિયા' (Gujarati Phonology) એ મથાળે થયેલો પ્રયત્ન છે અર્વાચીન ગુજરાતીના વાગ્વિકાસનો અદ્યતન પદ્ધતિએ પ્રો૦ ટર્નરે વિચાર આપી શાસ્ત્રીય ધોરી માર્ગ સ્થાપી આપ્યો છે. એ માર્ગ ઉપર રહી પ્રથમ મારા તરફથી પ્રસિદ્ધ થયેલા ક્રમિક વ્યાકરણ ભાગ ૩ જામાં—અને એને જ મહારી 'ગુજરાતી વાગ્વિકાસ' નામની સ્વતંત્ર પુસ્તિકામાં નાનો પ્રયત્ન થયો છે. અને એવો એક મધ્યમ પ્રકારનો—એ ઉચ્ચ પ્રકારનો તો નહિ જ—એવો પ્રયત્ન વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિર માટે લખવા સોંપાયેલા 'ગુજરાતી ભાષાશાસ્ત્ર' નામક ગ્રંથમાં મારા તરફથી થયો છે. 'રૂપરચના' વિશે આપણે ત્યાં ઘણું જ ઓછું થયુ છે. બેશક, સ્વ૦ દિવેટિયાએ પોતાનાં વિલ્સન વ્યાખ્યાનોમાં શબ્દોની વ્યુત્પત્તિ આપતાં, તેમજ સ્વ૦ રમણભાઈ નીલકંઠ અને સ્વ૦ દિવેટિયાએ 'ગુજરાતી ભાષાનું બંધારણ' આપતાં, વળી સ્વ૦ કમળાશંકર ત્રિવેદીએ 'બૃહદ્ વ્યાકરણ'માં પ્રસંગ મળતાં રૂપરચનાના વિષયને કેટલેક અંશે સાધ્યો છે, પણ એનું વિષયને પ્રધાનતા આપી શાસ્ત્રીય વિવેચન—વિચાર આદિક થયું નથી જ. મધ્યકાલીન ગુજરાતી ભાષાનો વિચાર કરતાં સ્વ૦ ડૉ૦ ટેસ્સિટોરીએ 'જૂની પશ્ચિમ રાજસ્થાનીના વ્યાકરણ ઉપરની નોંધો'માં, સ્વ૦ ચતુરભાઈ પુ. પટેલે 'જૂની ગુજરાતી ભાષા' નામક ગ્રંથમાં,

અને વિદ્યમાન ડૉ૦ ત્ર્યંબકલાલ દવેએ 'સોળમા શતકની ગુજરાતી ભાષા' એ ગ્રંથના ઉપોદ્ઘાતમાં રૂપરચના વિશે શાસ્ત્રીય મીમાંસા આપી છે, જેનો અર્વાચીન ગુજરાતી રૂપરચનાના વિચારમાં આવશ્યક ઉપયોગ થયો નથી જ. ગુજરાતી રૂપરચનાના વિચારમાં ડૉ૦ દવેનો પ્રયત્ન અદ્યતન પ્રકારનો હોઈ ખૂબ માર્ગદર્શક છે. આપણે માટે હવે તો પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતી ભાષાના તેમજ અર્વાચીન ગુજરાતી ભાષાની જૂની કૃતિઓના કેટલાક મહત્ત્વના ગ્રંથોની પ્રસિદ્ધિ પણ થઈ ચૂકેલી છે, તેથી આ વિષયને વધુ સ્પષ્ટ અને પ્રામાણિક સ્વરૂપમાં આપવાની આજે સુવિધા છે. અહીં ગુજરાતી રૂપરચના વિશે વિચાર કરતાં આ બધી સામગ્રીમાંથી આવશ્યક વસ્તુઓનો ઉપયોગ કરવાનો પણ પ્રયત્ન થશે, અને એ રીતે ગુજરાતી ભાષાનું ઐતિહાસિક વ્યાકરણ લખવા ચાહનારને ઉપયોગી માર્ગદર્શન પણ મળી રહેશે, એવી શ્રદ્ધા અસ્થાને નથી.

વાક્યરચના અને અર્થસંક્રમણ એ બેઉ વિષય ગુજરાતી ભાષામાં અત્યાર સુધી લગભગ અસ્પૃષ્ટ જ રહ્યા છે. આમાંના 'અર્થસંક્રમણ' વિષય ઉપર ભાઈશ્રી ડૉ૦ ભોગીલાલ જ. સાંડેસરાએ 'શબ્દ અને અર્થ' એ મથાળે ઠક્કર વસનજી માધવજી ભાષણો આપ્યાં જ છે. આમ હવે 'વાક્યરચના' એ એક વિષય ભવિષ્યના કોઈ વિદ્વાન વ્યાખ્યાતા માટે હાલ તો બાકી રહે છે.

ગુજરાતી ભાષાનાં રૂપોનો અવતાર જોવાને માટે એ ભાષા જે પરંપરાએ ઊતરી આવી છે તે સમગ્ર પરંપરાનો આવશ્યક ખ્યાલ જરૂરી બને જ છે; એ વિના એનો સ્વાભાવિક વિકાસ લક્ષ્યમાં આવી ન શકે.

આપણે સારી રીતે જાણીએ છીએ કે માનવોને પોતાના વિચાર પરસ્પર બતાવવાને ભાષા કે બોલી એક મહત્ત્વનું સાધન છે. એ સાધનનો વિકાસ કેવી રીતે થયો એટલે કે ભાષાની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ વિષયમાં અનેક સિદ્ધાંત વિચારવામાં આવ્યા છે. આ વિશે ટૂંકમાં મેં મારા 'ગુજરાતી ભાષાશાસ્ત્ર'ના પ્રથમ ખંડમાં ચર્ચા કરી છે તેથી અહીં એની પુનરુક્તિ કરતો નથી. રૂપરચનાનો વિચાર કરતી વેળા એ બહુ આવશ્યક પણ નથી, કેમકે શબ્દસ્વરૂપો નિશ્ચિત થયે એને સંગત રીતે બોલી માનવી પ્રત્યેક વિચાર પૂર્ણ સ્વરૂપમાં રજૂ કરે છે ત્યાં એને 'ભાષાત્વ' પ્રાપ્ત થઈ ચૂક્યું હોય છે. આપણા અનુભવની વાત છે કે જેમ અક્ષરોને ગમે તેમ મૂકવાથી શબ્દો તૈયાર ન થાય, તેમ શબ્દોને પણ ગમે તેમ મૂકવાથી ભાષા થતી નથી; અમુક એક ચોક્કસ ક્રમમાં શબ્દોની રજૂઆત થતાં જ્યારે એમાં પૂર્ણ વિચાર ખડો થાય છે ત્યારે જ એ

'ભાષા' બને છે. 'ઘોડો ગાડી હાંકે સવાર ગાડીવાન' આમ શબ્દોને ગમે તેમ મૂકી દેવાથી કોઈ વિચાર સ્ફુટ થતો નથી; 'ગાડીવાન સવારમાં ઘોડાગાડી હાંકે છે' એવી કોઈ (સંપૂર્ણ વાક્યરૂપ) યોજના કરવાથી એક વિચાર મૂર્ત થાય છે. આમ કરવાને અમુક ચોક્કસ રૂપ ધરાવતા શબ્દોની જરૂરિયાત ઊભી થાય છે.

## ભાષાની વર્ગણી

ભાષા આરંભમાં કેવા પ્રકારની હતી એ જાણવાનું કોઈ પણ પ્રામાણિક સાધન આપણી પાસે નથી, પરંતુ સ્વાભાવિક ક્રમ કેવો હોવો જોઇયે—અને પછી એમાંથી ઉત્તરોત્તર કેવા પ્રકારનો વિકાસ થયો એ વિશે સંભાવનાઓ કરવામાં આવી છે. એ દૃષ્ટિએ—જગતની વર્તમાન વિભિન્ન ભાષાઓની બે પ્રકારની વર્ગણી કરવામાં આવી છે; જેવી કે ૧. રૂપાત્મક અને ૨ પરંપરાત્મક.

૧. **રૂપાત્મક**—આનું બીજું નામ 'વાક્યાત્મક' પણ છે. કારણ સ્પષ્ટ છે કે નિયત થયેલા શબ્દ વાક્યરૂપે જ્યારે પ્રયુક્ત થાય છે ત્યારે જ ભાષા સ્વરૂપ પામે છે. આ રૂપાત્મક પરિસ્થિતિ તે તે ભાષા કે બોલીનો ક્યાંસુધી વિકાસ થયો છે એનો પણ ખ્યાલ આપી શકે છે. બીજા શબ્દોમાં કહિયે તો ભાષાનું બંધારણ એ આ રૂપાત્મક સ્વરૂપને અવલંબીને રહેલુ છે. વર્તમાન કોઈ પણ ભાષા કે બોલીના ભાષાકીય બંધારણનો સ્વાભાવિક ખ્યાલ આ **રૂપાત્મક સ્વરૂપ** જ આપી શકે; અને તેથી જ ભાષાશાસ્ત્રીઓ આ વર્ગણીને બહુ મહત્ત્વ આપે છે.

૨. **પરંપરાત્મક**—આનો ઉપયોગ તે તે ભાષા કે બોલીનું કુળ નક્કી કરી આપે. દા. ત. ગુજરાતી ભાષાનો જ આ રીતે વંશવેલો તપાસવા જતાં આપણને એના મૂળમાં રહેલી ગૌર્જર અપભ્રંશ ભૂમિકા, એના મૂળમાં રહેલી શૌરસેની-પ્રાકૃત ભૂમિકા, એની પૂર્વમાં આવેલી ઋગ્વેદકાલીન ભૂમિકા—આવી પરંપરા એના પ્રામાણિક સ્વરૂપમાં આપણે નિહાળી શકિયે. ઋગ્વેદકાલીન ભાષા ભૂમિકાથી લઈ અર્વાચીન ગુજરાતીની ભૂમિકા સુધી આવતાં અનેક પેટાભૂમિકાઓ વટાવવી પડી છે. આ આખો વિકાસ **પરંપરાત્મક સ્વરૂપ** જ આપી શકે. બેશક, આ પરંપરાનો નિશ્ચય કરવામાં દેશ અને પ્રજાઓનો સંબંધ નિયામક છે. જગતની ભાષાઓનો પરંપરાત્મક વિભાગ કરવામાં મુખ્યત્વે પ્રજાઓનાં નામ આપવામાં આવ્યાં છે; જેમકે Indo-Germanic-ભારત-જર્મન કે Indo-European-ભારત-યુરોપીય, Indo-Hittite-ભારત-હિતાઈત, Austric-મલય-વાસીય, વગેરે તે તે પ્રજાની નિશ્ચિત મૂળ ભાષા—પછી તે તે પ્રજા જ્યાંજ્યાં સ્થળાંતર કરીને ગઈ ત્યાંત્યાં પોતાની ભાષા લેતી ગઈ અને એ રીતે અનેક શાખાઓમાં પ્રધાનભાષા ફેલાતી ગઈ. પ્રજાના નામ ઉપરથી ભાષાનામનો નિશ્ચય કરવામાં મુખ્ય એક મુશ્કેલી એ પણ છે કે એક પ્રજા બીજા સ્થળમાં ગઈ હોય ત્યાંની સ્થાનિક

પ્રજાના સંપર્કમાં આવવાથી ભાષાની આપલેમાં કેટલાય સંયોગોમાં મૂળ પ્રજાની ભાષા આગંતુક પ્રજાની ભાષા ઉપર પ્રભુત્વ મેળવી ગઈ હોય છે, અને આગંતુકોની ભાષા નષ્ટ પણ થઈ ગઈ હોય છે. એથી ઊલટું, આગંતુકોની ભાષાની પ્રબળતાએ સ્થાનિક ભાષાઓ ઉપર પ્રભુત્વ મેળવી સ્થાનિક ભાષાઓને નાબૂદ પણ કરી નાખી હોય છે. દા. ત. ભીલ લોકો ભારતના આદિવાસીઓ છે, છતાં એઓની મૂળ ભાષાનો સર્વનાશ જ થઈ ગયો છે ને એઓ ગુજરાતીની સાથે સંબંધ ધરાવનારી બોલી ગુજરાત–મારવાડ–માળવા–ખાનદેશની સરહદોમાં આજે બોલે છે. મોહેંજો–દડો હડપ્પા વગેરે સ્થળોનાં ખોદકામના અભ્યાસ પછી વિદ્વાનો એવા અભિપ્રાય ઉપર આવ્યા જ છે કે એ પ્રદેશોમાં મળેલા અવશેષોના આદિયુગમાં આર્યેતર–ભાષાભાષી લોકો ત્યાં હતા; આજે એ પ્રદેશોમાં આર્યેતર–ભાષાભાષીઓ નથી. એથી ઊલટું, દ્રવિડ પ્રદેશોમાં આજે દ્રવિડ ભાષાની પરંપરાની ભાષાઓ અને બોલીઓ જ પ્રચારમાં છે. આર્ય ભાષાએ—આર્ય સંસ્કૃતિએ મોટો શબ્દસમૂહ દ્રવિડ ભાષાઓને આપ્યો છતાં ભાષાકીય બંધારણમાં પરિવર્તન નથી થયું. પરંતુ એ જ દ્રવિડ દેશોમાંથી સ્થળાંતર કરી ગયેલી પ્રજાઓએ દ્રવિડ ભાષાના સંસ્કાર સદંતર ગુમાવ્યા છે એવું પણ માલૂમ પડી આવ્યું છે. એટલે ભાષા કે બોલીના નામકરણમાં એકલી પ્રજા યા એકલો દેશ નિયામક નથી; બંનેના સમન્વય ઉપર એ નામકરણનો આધાર છે. આ પરંપરાત્મક વિભાગોમાંથી ભાષાના વિકાસનો ઐતિહાસિક ક્રમ આપણે જરૂર મેળવી શકિયે, પણ તે તે ભાષા બોલનારી પ્રજાઓની પરંપરાનો એમાંથી બોધ ન જ મેળવી શકિયે, કેમકે આજે ભારતમાં જ આર્ય પ્રકારની ભાષા કે બોલીઓ બોલનારી બધી પ્રજાઓ કાંઈ આર્ય લોહીની નથી જ. આપણે સારી રીતે જાણિયે છિયે કે દુનિયાના બીજા કોઈ દેશની સરખામણીએ ભારત માત્ર એક એવો દેશ છે કે જેમાં અનેક વિદેશીય પ્રજાઓ ચારેગમથી આવી એકત્ર સ્થિર થઈ છે, અને તે તે દેશ કે પ્રાંતમાં આવ્યા પછી સ્થાનિક ભાષાઓ કે બોલીઓની અસર નીચે આવી પોતાની મૂળ ભાષાઓ કે બોલીઓને ગુમાવી પણ બેઠી છે; એટલે અમુક ચોક્કસ એક ભાષા અમુક ચોક્કસ એક જ પ્રજાની ભાષા છે એવું પ્રામાણિક સ્વરૂપમાં ન જ કહી શકાય. એટલું ખરું કે કોઈ પણ ભાષાનું સ્વરૂપ નક્કી કરવામાં આ ઐતિહાસિક પરંપરાત્મક અવતાર ઉપયોગી થાય છે કે જે શબ્દોનાં મૂળ જોવામાં ઉપકારક નીવડે છે, પણ ભાષાના બંધારણીય સ્વરૂપનો ખ્યાલ તો રૂપાત્મક સ્વરૂપ જ આપી શકે. અને તેથી જગતની જુદી જુદી ભાષાઓના પ્રકારનો નિશ્ચય કરવામાં ભાષાની રૂપાત્મકતાનો જ ભાષાશાસ્ત્રીઓ પ્રધાનપણે સ્વીકાર કરે છે.

તે તે ભાષા કે બોલીની પ્રકૃતિ પ્રમાણે એના મહત્ત્વના બે વિભાગ પડે છે; જેવા કે ૧. નિરવયવ (Inorganic) અને ૨. સાવયવ (Organic).

**૧. નિરવયવ**—રૂપાત્મક સ્વરૂપમાં વાક્ય એકમ છે. વાક્યમાં આવતા જુદા જુદા શબ્દોના પરસ્પર સંબંધને આધારે વાક્યગત એક વિચાર મૂર્ત થાય છે. શબ્દોનો પરસ્પરનો સંબંધ—એ નામ છે, વિશેષણ છે, સર્વનામ છે, ક્રિયાપદ છે, એ વગેરે અમુક ચોક્કસ નિશાનીથી સામાન્ય રીતે વ્યક્ત થતો જોવામાં આવે છે. આવી કોઈ નિશાની વિના જ સ્થાન પ્રમાણે એકનો એક શબ્દ જ નામ વિશેષણ ક્રિયાપદ વગેરે બની જતો હોય છે. આમ વાક્યમાં અમુક એક ચોક્કસ સિદ્ધ અવયવસ્થિતિ શબ્દની નથી તેથી આવા પ્રકારની ભાષાઓ **નિરવયવ**[1] ભાષાઓ કહેવાય છે. ચીની ભાષા એનું સારામાં સારું ઉદાહરણ છે. ચીની ભાષા સ્વરૂપ પ્રમાણે **એકાક્ષરી** (monosyllabic) ભાષા છે. વાક્યમાં જરૂરિયાત પ્રમાણે એકનો એક શબ્દ ગમે ત્યાં વપરાય છતાં એના રૂપમાં કોઈ પણ પ્રકારનો વિકાર થવા પામતો નથી. "वो पु प्ह त्हा" = 'મને નહિ બીક તેની'. "त्हा पु प्ह वो" = 'તેને નહિ બીક મારી'. ગુજરાતી ભાષામાં આવાં નિરયવ રૂપ આપણે નથી વાપરતા એમ નથી; 'બાળક, મ રો' એમ કહીશું, પણ શબ્દોના વિભાગીકરણમાં તફાવત નહિ જ પડે. આવી રચના માત્ર પ્રાસંગિક જ છે. એનાથી ઊલટું, ચીની ભાષામાં આ સાર્વત્રિક વસ્તુ છે. એ ખરું કે ચીની ભાષામાં કેટલાંક સામાસિક રૂપ બને પણ છે; જેમકે तुङ्ग-स्हि—પૂર્વપશ્ચિમ; વળી પ્રત્યયો પણ જોવામાં આવે છે; જેમકે हौ-चु—ભલપણ, चङ्ग-चु—લાંબાપણું—જેમાં 'चु' ભાવવાચક અનુગ છે. લાંબા કાળે આવી વસ્તુઓ ક્વચિત્ દાખલ થઈ ગઈ છે ખરી, આમ છતાં મોટે ભાગે ચીની ભાષાનું સ્વરૂપ એકાક્ષરી રહ્યું છે. તેથી જ ચીની ભાષાને 'વ્યાકરણ'ની આવશ્યકતા ઊભી થતી નથી; એને રૂપાખ્યાનોની કશી ભાંજઘડ નથી.

**૨. સાવયવ**—શબ્દનો વાક્યગત સંબંધ જેમાં બે રીતે બતાવવામાં આવતો હોય છે: ૧. શબ્દસ્વરૂપમાં જ કાંઈ ફેરફાર કરવાથી, અને ૨. શબ્દને આગમ મધ્યગ કે અનુગ ઉમેરીને. वाचा वदति, वाचिकः अयं संवादः. પ્રથમના ઉદાહરણમાં वच् અને वद् મૌલિક અંગ છે—ધાતુ છે. 'वच्' ઉપરથી નામ वाच् બની ત્રીજી વિભક્તિનો પ્રથમ આ ઉમેરાયે 'वाचा' રૂપ બન્યું છે; તો वद् ધાતુ પહેલા ગણનો હોઈ 'अ' વિકરણ અને વર્તમાનકાળ ત્રીજા પુરુષનો 'ति' પ્રત્યય આવતાં 'તે બોલે છે' એ અર્થ આપતું રૂપ 'वदति' આવે છે.

---

૧. આને 'અપરિવર્તિત-શબ્દસ્વરૂપ' નામ આપી શકાય.

બીજા વાક્યમાં 'प्राच्'ને તદ્ધિતનો 'इक' લગાડી 'संवाद'ના વિશેષણરૂપ બનાવી પછી એને અનુસરી નરજાતિ પહેલી વિભક્તિ-એકવચનનો 'स्' લગાડવામાં આવ્યો છે. 'अयम्' સાર્વનામિક રૂપ મૂળ કોઈ 'अ' અંગવાળા શબ્દનું છે—પહેલી વિભક્તિ એકવચન નરજાતિએ. 'संवादः'માં वद् ધાતુને કૃત્ 'अ' લગાડી નરજાતિનું નામ બનાવ્યુ છે, અને પરસ્પર વાતચીતનો અર્થ લાવવા 'सम्' ઉપસર્ગ આગમસ્થાને મૂકવામાં આવ્યો છે. શબ્દ નરજાતિનો હોઈ પહેલી વિભક્તિ એકવચનનો 'स्' પ્રત્યય લગાડવામાં આવ્યો છે અહીં 'अस्ति' ક્રિયાપદનો અધ્યાહાર છે. આ આખી રચના સાવયવ[2] થઈ છે; એટલે કે વાક્યનો પ્રત્યેક અવયવ આવશ્યકતા પ્રમાણે તૈયાર થઈ આવી ઊભો છે.

**સાવયવના પેટાપ્રકાર**—સાવયવ રૂપરચનાની ભિન્ન ભિન્ન રીતિઓને લઈને આ સાવયવ ભાષાપ્રકારના મહત્ત્વના ત્રણ પેટાપ્રકાર જાણવામાં આવ્યા છે:

૧. સમાસઘન (incorporating), ૨. સમાસબહુલ (agglutinating), અને ૩. રૂપઘટનાત્મક (inflecting).

**૧. સમાસઘન**—'સમાસઘન' એવી અન્વર્થક સંજ્ઞા લક્ષ્યમાં લેવા જેવી છે. આ પ્રકારની ભાષાઓની એ વિશેષતા છે કે અનેક શબ્દોના—સંપૂર્ણ શબ્દ નહિ પણ ટુકડા એકબીજામાં જોડાઈ સંપૂર્ણ વાક્ય એક-શબ્દાત્મક જ બની રહ્યું હોય છે; શબ્દોમાંનો આગળ પડતા ધ્વનિવાળો ભાગ જ ઊપડી એકબીજામાં સંમિલિત થઈ ગયો હોય છે. ઉત્તર અમેરિકાના ગ્રીનલૅન્ડની ભાષા આ પ્રકારની છે. (ડૉ૦ તારાપોરવાળાએ આપેલુ ઉદાહરણ જ અહીં આ આપવામાં આવ્યું છે; જેવું કે) [3]औलिसर्-इ-अर्तोर्-अ-सुअर्पोक्—'એ માછીમારીએ જવા ઉતાવળ કરે છે.' આ ત્રણ શબ્દોનું ઘનીભૂત વાક્ય થયુ છે અને એક-શબ્દાત્મક—સમાસઘન બની ગયુ છે. આ વાક્યનાં ત્રણ અંગ જે ત્રણ શબ્દોના રૂપમાં છે તે औलिसर्—માછલાંનો શિકાર કરવો, पेअर्तोर्—માં રોકાવું, અને पिन्ने-सुअर्पोक्—એ ઉતાવળ કરે છે. આ ઉપરથી આ પ્રકારની ભાષાનાં બે લક્ષણ અત્યંત સ્પષ્ટ થઈ જાય છે: ૧. એક-શબ્દાત્મક-સમાસઘન વાક્ય, અને ૨. પ્રત્યેક સામાસિક શબ્દમાંથી એક કે વધુ અક્ષરનો લોપ કરી [illegible]વાનુ કાર્ય. આવા પ્રકારની ભાષાઓ માત્ર ઉત્તર-દક્ષિણ અમેરિકામાં જ

રૂપમાં 'બાસ્ક' ભાષાને 'સમાસઘન' કહી શકાય. એમાં શબ્દોમાં સર્વનામોના વિષયમાં જ આ સ્થિતિ પ્રવર્તે છે; જેમકે द-कर्-कियोत्—હું એની પાસે લઇ જાઉં છું, न-कर्-सु—તું મારી પાસે લાવે છે, ह-कर्-त्—હું તારી પાસે લાવું છું. આમ બાસ્ક ભાષાનાં ક્રિયાપદ સમાસઘન બને છે. કેટલીક સમાસબહુલ અને રૂપઘટનાત્મક ભાષાઓમાં પણ આવું આંશિક સમાસઘનત્વ પ્રયુક્ત થતું હોય છે.

આની સરખામણી આપણે ગુજરાતી ભાષામાંના એવા ક્વચિત્ મળતા વિકારોને વશ થયેલાં વાક્યરૂપોની સાથે કરી શકિયે; જેવાં કે, मैंकुं—મેં કહ્યું, हुंकुं—હું કહું, समडी કે सपडी—સમઝ પડી કે? સોરઠી બોલીમાં 'છોકરીઓ ગઈ હતી' કહેવું હોય તો 'छोकरियु ग्युत्यु' એમ કહેવાય છે. એમાં 'ग्युत्यु' એ 'ગઈઓ' + 'હતીઓ'નું બોલીગત લઘુરૂપ છે. लई आव्यो અને जई आव्योनां लयाव्यो[4] ને जयाव्यो, અને 'लई आव' ઉપરથી 'लाव' ક્રિયાપદ, એવું જ જૂની ગુજરાતીના 'पाउ धार'—પગ મૂકવા—ઉપરથી 'पधार' ક્રિયાપદ—આ મૂળ રૂપો આવી જ 'સમાસઘન' સ્થિતિનો ખ્યાલ આપે છે.

**૨. સમાસબહુલ**—આમાં પણ 'સમાસઘન'ની જેમ શબ્દો વાક્ય બનાવવા એકસાથે જોડાઈ રહે છે; પણ તફાવત એ છે કે 'સમાસઘન'માં સંપૂર્ણ શબ્દ નહિ, પણ એનો એકએક ભાગ જ એકબીજા શબ્દોમાં ઘનીભૂત થતો હોય છે, જ્યારે 'સમાસબહુલ' ભાષામાં પ્રત્યેક શબ્દ પોતપોતાનું અસ્તિત્વ સાચવી રાખતો હોય છે. 'સમાસઘન' ભાષામાંના એવા તૂટેલા શબ્દખંડને સ્વતંત્ર અસ્તિત્વ હોતું નથી, જ્યારે 'સમાસબહુલ'માં એ સંપૂર્ણ શબ્દ હોય છે જે એ પ્રત્યેક સ્વતંત્ર રીતે પણ પ્રયુક્ત થતો જ હોય છે; અને તેથી સમાસઘન ભાષાપ્રકારની જેમ એક-શબ્દાત્મક વાક્યરૂપે આવી રહેવાની પરિસ્થિતિ ખડી થતી નથી. આ જાતની ભાષાઓમાં વ્યાકરણ ઉપર કોઈ પણ જાતની નિરર્થક લાદણી થતી નથી અને રૂપાખ્યાનોની નિયમિતતા તેમજ પ્રાસાદિકતા જળવાઈ રહે છે. આનું સારામાં સારું ઉદાહરણ તુર્કી ભાષા પૂરું પાડે છે. આ એની લાક્ષણિકતા માટે ડૉ૦ મૅક્સમૂલરે 'તુર્કી ભાષા'નાં ભારોભાર વખાણ કર્યાં છે. એમણે ઉદાહરણ તરીકે 'सेव्'—ચાહવું—ધાતુ લીધો છે. તુર્કી ધાતુમાં વિધ્યર્થ-ભાવ 'मेक्' અનુગથી બનાવાય છે; જેમકે 'सेव्-मेक्'—ચાહવું; આને જ નકારાર્થ આપવો હોય તો વચ્ચે 'मे' ઉમેરી सेव्-मे-मेक् રૂપ સાધવામાં આવે છે, જેનો અર્થ 'ચાહવું નહિ' એવો થાય છે. 'मे' નકારાર્થક છે, ત્યાં જો અકર્મક ભાવ કરવો હોય—'પોતાને ચાહે છે' એવા ભાવથી, તો इन्

૪ ડૉ૦ ટેસ્સટોરી ल्यावइ રૂપને लिइनुं પ્રેરક રૂપ ગણે છે. જુઓ એમનો ગ્રંથ ખંડ ૧૪૧-(૨).

ઉમેરવામાં આવે છે; જેમકે सेविन्-मेक्—પ્રસન્ન થવું, આનંદ પામવું. આવા બીજા મધ્યગ—

इल्–કર્મણિ અર્થ માટે : सेविल्-मेक्–ચાહવું–ચહવાવું

इश्–પારસ્પરિકતા માટે : सेविश्-मेक्–પરસ્પર ચાહવું

दिर्–પ્રયોજક અર્થ : सेव-दिर् मेक्–ચાહવા પ્રેરવું

આવા અનેક મધ્યગોથી આ ભાષા સમૃદ્ધ છે અને દરેક કાળ, દરેક અર્થ, દરેક પુરુષ, દરેક વચન આ રીતે એક કરતાં તેના તે વધુ મધ્યગોના અને અનુગોના ઉમેરણથી સાધી શકાય છે; જેમકે सेव्-दिरिल्-मेक्–ચહાવરાવવું, सेविश्-दिरिल-मेक्–પરસ્પર ચહાવરાવવું, सेविश्-दिरिल् मे-मेक्–પરસ્પર નહિ ચહાવરાવવું.

નામિકી વિભક્તિઓ પણ આ રીતે સાધી શકાય છે; જેમકે

| | |
|---|---|
| पव्–ઘર | पव्-देन्–ઘરમાંથી |
| पविम् (पव्-इम्)–મારું ઘર | पविम्-देन्–મારા ઘરમાંથી |
| पव्-लेर्-ઘરો | पव्-लेर्-देन्–ઘરોમાંથી |
| पव्-लेरिम् (लेर्-इम्) મારાં ઘર | पव-लेरिम्-देन्–મારાં ઘરોમાંથી |

આ ભાષામાં જરૂર પડતાં ઉચ્ચારણાનુકૂળ સ્વરાદિ ફેરફારો પણ થાય છે; જેમકે ओद–ઓરડા ओद म्–મારો ઓરડો (इम् માંથી इ લુપ્ત થયો), ओद-म्-दन्–મારા ઓરડામાંથી (देन् ના ए નો अ થયો); ओद-लर्-दन्–ઓરડાઓમાંથી (लेर्–देन् બેઉમાં ए નો अ થયો.)

આખ્યાતિકી વિભક્તિઓમાં પણ આ જ પ્રકાર છે; જેમકે

दे–કહે (આજ્ઞાર્થ)

| | |
|---|---|
| दे-योर्–એ કહે છે | दे-येचेक्–એ કહેશે |
| दे-योर्-लर्–એઓ કહે છે | दे-येक्-लेर्–એઓ કહેશે. |

સ્વરૂપ ઉપરથી લાગે છે કે ચીનીની જેમ તુર્કી પણ એકાક્ષરી ભાષા છે; પણ બેઉ ભાષા વચ્ચે તાત્ત્વિક ભેદ એ છે કે ચીની ભાષામાં એકાક્ષરી અનેક શબ્દોનું મળી એક સમગ્ર વાક્ય બને છે, જ્યારે તુર્કીમાં તો એકાક્ષરી એક કે એકથી વધુ શબ્દ–મધ્યગ–અનુગરૂપ શબ્દોથી કારકસંબંધે વાક્ય બને છે.

સંસ્કૃત ભાષામાં આવું શુદ્ધ ઉદાહરણ બીજા ભવિષ્યકાળનાં રૂપાખ્યાન છે. એ રૂપાખ્યાનોમાં 'तृजन्त' રૂપ બન્યા પછી પહેલા અને બીજા પુરુષમાં अस् ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ લાગ્યાં હોય છે :

| | | |
|---|---|---|
| भवितास्मि | भवितास्वः | भवितास्मः |
| भवितासि | भवितास्थः | भवितास्थ |

ક્રિયાપદોને લાગતા વિકરણ પ્રત્યયોમાં આ સ્થિતિ હશે, પણ આજે તો માત્ર ગણની નિશાની સિવાય બીજી વિશેષતા એમાં નથી. પ્રથમ ભવિષ્ય ને ક્રિયાતિપત્ત્યર્થના સ્યમાં, કે ઇચ્છાદર્શક રૂપોના 'ષ'માં આવી પરિસ્થિતિ સમઝાય, તેવી જ ગણકાર્યસહિત કાળોમાં કર્મણિના 'ય્'ની, અને પ્રેરકના 'આય્'ની પરિસ્થિતિ છે. સંસ્કૃત ભાષાના બંધારણમાં આવતા કૃત્પ્રત્યયો અને તદ્ધિત પ્રત્યયોમાં જુદાજુદા કાળના અને ભાવાદિક અર્થ અનુક્રમે છે તે પણ આવા પ્રકારનું પરિણામ હોઈ શકે

આ એની વિવિધતા ને લાક્ષણિકતાને લીધે જ સમાસબહુલ ભાષાના ત્રણ પેટાપ્રકાર નક્કી કરવામાં આવ્યા છે:

૧. પૂર્વગપ્રધાન  ૨. અનુગપ્રધાન  ૩. પૂર્વગ-અનુગ-પ્રધાન

૧. **પૂર્વગપ્રધાન**—આ પ્રકારની ભાષાઓ અને બોલીઓનું વિષુવવૃત્તની દક્ષિણે આફ્રિકામાં પ્રભુત્વ છે. ત્યાં પ્રત્યયો નથી જ; બધું કાર્ય શબ્દોના આરંભમાં પૂર્વગો મૂકવાથી સાધવામાં આવે છે. આ ભાષાઓ 'બાંટુ'યૂથની છે. એ ભાષાપ્રકારમાં વપરાતા પૂર્વગોમાં કર્ણપ્રિયતા પણ આવી રહી છે. 'અમારો માણસ સુંદર દેખાય છે, અમે એને ચાહિયે છિયે' આ વાકયને 'કાફિર' બોલીમાં નીચે પ્રમાણે મૂકી શકાય:

| <u>उमुन्तु</u> | <u>वेतु</u> | ओमु छ्ले <u>उयु-अचोनकल</u> | <u>सिमुतन्द</u> |
|---|---|---|---|
| માણસ | અમારો | સુંદર દેખાય છે | અમે-એને-ચાહિયે છિયે |

આનું બહુવચન નીચે પ્રમાણે સાધી શકાય:

| <u>अबन्तु</u> | <u>बेतु</u> | <u>अब</u> छ्ले <u>बयबोनकाल</u> | सिय<u>तन्द</u> |
|---|---|---|---|
| માણસો | અમારા | સુંદર દેખાય છે | અમે-એઓને-ચાહિયે છિયે |

સંસ્કૃત ભાષામાં ભૂતકાળની નિશાની તરીકે હ્યસ્તન અદ્યતન અને ક્રિયાતિપત્ત્યર્થમાં વ્યંજનથી શરૂ થતા ધાતુમાં अ અને સ્વરથી શરૂ થતા ધાતુમાં आ આગમ આવે છે; નકાર બતાવવા પણ अ-अन् આગમ આવે છે; પણ એ પ્રકારના પૂર્વગ નથી જ.

૨. **અનુગપ્રધાન**—ઉપર 'તુર્કી' ભાષાનો નિર્દેશ કરવામાં આવ્યો છે તે આ પેટાપ્રકારનો સારામાં સારો નમૂનો છે. આમાં અનુગોની ભરમાર હોય છે—એક ઉપર બીજા અનુગ ખડકાય છે. 'યુરલ' 'અલ્તાઈ' અને

'દ્રવિડી' ભાષાઓ આ પેટાપ્રકારમાં સમાવિષ્ટ થાય છે. ભાષા વિકાસની એવી આગળ ભૂમિકાએ પહોંચી ગયેલી હોય છે કે અનુગોનાં મૂળ જાણવાં પણ કેટલાક દાખલાઓમાં વિકટ થઈ પડયાં છે; છતાં અનુગ એવી રીતે ખડકાયા હોય છે કે એનો કણેકણ આપણે અલગ તારવી શકિયે. રૂપઘટનાત્મક ભાષાઓમાં પણ નામિકી અને આખ્યાતિકી વિભક્તિઓમાં પ્રત્યયો ઉમેરાયેલા હોય છે; પણ તફાવત એ છે કે એમાં વચન અને વિભક્તિ બતાવનાર તે તે એક જ પ્રત્યય હોય છે, જ્યારે અનુગપ્રધાન સમાસબહુલ ભાષાઓમાં વચનવાચક તેમજ વિભક્તિવાચક, તેવા જ બીજું બીજું બતાવનારા અનુગ સ્પષ્ટ જુદા તરી આવતા હોય છે. (ડૉ૦ તારાપોરવાળાએ સરખામણી ખાતર આપેલાં सेवक શબ્દનાં બહુવચનમાં કન્નડ અને સંસ્કૃત રૂપાખ્યાન જુઓ :)

| વિ. | કન્નડ | સંસ્કૃત |
|---|---|---|
| १ | सेवक-रु | सेवकाः |
| २ | सेवक-रन्नु | सेवकान् |
| ३ | सेवक-रिन्द | सेवकैः |
| ४ | सेवक रिगे | सेवकेभ्यः |
| ५ | (નથી) | सेवकेभ्यः |
| ६ | सेवक-र | सेवकानाम् |
| ७ | सेवक-रल्लि | सेवकेषु |

કન્નડમાં 'र्' બહુવચનની નિશાની છે; એને સ્થળે 'न्' મૂકવામાં આવે તો એકવચન થઈ જાય; એ રીતે सेवक-नु, सेवक-नन्नु, सेवक-निन्द, सेवक-निगे, सेवक-न, सेवक-नल्लि ૧ થી ૪ અને ૬–૭ વિભક્તિનાં એકવચનનાં રૂપ થાય.

ગુજરાતી – હિંદીમાં અનુક્રમે ओ અને ओं બહુવચનનાં રૂપાખ્યાનોમાં પ્રત્યયો અને અનુગોની પૂર્વે આવે છે એને આ પ્રકારની સાથે સરખાવી શકાય. શિષ્ટ ગુજરાતીમાં આ 'ओ' પ્રત્યય, સાહચર્યથી બહુવચન સમઝાતું હોય તો, વિકલ્પે લુપ્ત થાય છે; પરંતુ સૌરાષ્ટ્રની બોલીમાં તો 'उ' કે 'उ' પ્રાંતભેદે અવશ્ય વપરાય છે, તે ત્યાં સુધી કે વિશેષણો અને કૃદંતોમાં પણ એ પ્રત્યય પ્રયોજાયો હોય છે. સુરતી બોલીમાં આવા સંયોગોમાં 'ओ' સામાન્ય છે.

૩. **પૂર્વંગ-અનુગ-પ્રધાન**—પ્રશાંત મહાસાગરમાંથી લઈ હિંદી મહાસાગરમાં છેક માડાગાસ્કર સુધીના આવેલા દ્વીપોમાં અનેક ભાષાઓ અને બોલીઓ આ પ્રકારની છે. એનાં જુદાં જુદાં યૂથ છે. મલાયા ટાપુની ભાષામાં પૂર્વગો મધ્યગો અને અનુગોનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે; એમ છતાં આમાં અનુગોનું ખૂબ પ્રાધાન્ય છે. આ ભાષાઓમાં શબ્દના પ્રકાર ચીની અને તુર્કી

ભાષાની જેમ એના સ્થાન ઉપરથી નક્કી થાય છે; સંસ્કૃતાદિ ભાષાની જેમ તે તે સ્વતંત્ર શબ્દપ્રકાર આ ભાષાઓમાં નથી.

સ્વ. કમળાશંકર ત્રિવેદીના શબ્દોમાં કહિયે તો—

> "આ પ્રકારમાં સાદામાં સાદીથી તે ગુંચવણમાં ગુંચવણ ભરેલી ભાષાઓ આવેલી છે. જાપાનીઝ ભાષા સાદી છે. બાસ્ક ભાષા ગુંચવણ ભરેલી છે. ગિનિના કિનારા પર બોલાતી ભાષાઓ નિર્માલ્ય છે. કેટલીક, તુર્કી જેવી સમૃદ્ધ છે, કેટલીકમાં ઉમેરેલા શબ્દ પ્રત્યય તરીકે અને કેટલીકમાં ઉપસર્ગ તરીકે વપરાય છે. કેટલીકમાં જાતિ નથી અને કેટલીકમાં વચન નથી.
>
> બધી સામાસિક ભાષાઓમાં, ખરૂં જોઈએ તો, ક્રિયાપદ છે જ નહિ. પુરુષવાચક, સ્થળવાચક, કે કાળવાચક પ્રત્યયથી દરેક નામ કે વિશેષણ ક્રિયાપદનું સ્વરૂપ ધારણ કરે છે."[૫]

પોલિનેશિયાની ભાષાઓમાં ભારે મિશ્રણ થઈ ગયું છે. એમાં સમાસબહુલ તેમજ રૂપઘટનાત્મક બેઉ પ્રકાર માલૂમ પડી આવે છે.[૬] અનેક પ્રજાઓના સંક્રમણને કારણે સમાસબહુલ સ્વરૂપમાં રૂપઘટનાત્મક સ્વરૂપવાળી પ્રજાઓના સંપર્કે રૂપઘટનાત્મક સ્વરૂપ મિશ્રિત થઈ ગયું છે.

એક રીતે કહિયે તો ખોટું નથી કે સમાસબહુલ ભાષાઓમાં જાતિભેદ નથી. જ્યાં સંસ્કૃત ભાષાના સતત સંપર્કને લીધે જાતિ દાખલ થઈ જવા પામી છે તેવી દ્રવિડી ભાષાઓમાં પણ પુખ્ત ઉમરના માણસોનાં નામને જ જાતિ લાગે છે. સ્ત્રીઓનાં નામ બહુવચને હોય ત્યારે જ નારીજાતિમાં હોય છે, એકવચનમાં નાન્યતર જાતિમાં હોય છે. બાળકોનાં નામ નાન્યતર જાતિમાં જ છે. સિલોનની સિંગલી ભાષા 'સમાસબહુલ' છે.

૩. **રૂપઘટનાત્મક**— આ પ્રકારમાં પ્રત્યયો લગાડવાથી રૂપાખ્યાન સિદ્ધ થાય છે. વાક્યમાં કારકસંબંધ-વિભક્તિસંબંધ-ક્રિયાપદનો સંબંધ આ કેવળ પ્રત્યયોને અધીન હોય છે. આ પહેલાંની સમાસઘન અને સમાસબહુલ ભાષાઓમાં પ્રત્યય એવી કોઈ વસ્તુ જ નહોતી. એક વસ્તુ અહીં સ્પષ્ટ કરવી જોઇયે: અનુગો અને પ્રત્યયો એ તદ્દન ભિન્નભિન્ન વસ્તુ છે. અનુગો કાં તો શુદ્ધ સ્વરૂપમાં શબ્દાત્મક હોય છે, યા તો એના મૂળમાં રહેલો શબ્દ પકડી શકાય છે—ઊંડે જતાં એ મૂળ શબ્દ મેળવી શકાય છે. પ્રત્યયો એવી વસ્તુ છે કે એનાં મૂળ, ગમે તેટલે ઊંડે જતાં પણ,

૫. બૃહદ્ વ્યાકરણ, પૃ. ૧૦

૬. 'મલય' જેવા એના ભાષાપ્રકારમાં તો 'નિરવયવ' સ્થિતિ પણ આવી ગઈ છે.

મળતાં નથી. ગુજરાતી ઉદાહરણોથી જ સ્પષ્ટતા મેળવી શકાશે. સાતમી વિભક્તિનાં બે રૂપ 'ઘોડે' અને 'ઘોડામાં' લઈએ. 'ઘોડે'માં રહેલો 'ए' પ્રત્યય પ્રાકૃત-અપભ્રંશ-જૂની ગુજરાતી દ્વારા સંસ્કૃત 'इ' પ્રત્યય ઉપરથી ઊતરી આવ્યો છે, જ્યારે 'ઘોડામાં'નો 'માં' એ અનુગ છે અને સં. શબ્દ – સાતમીના અર્થવાળા મધ્યેમાંથી પ્રા. मद्धे > અપ. मद्धि > *माधि > જૂ. ગુજ. 'माह्नि > मांह्नि એમ ઊતરી આવ્યો છે. ત્રીજી વિભક્તિનો ए' પ્રત્યય સંસ્કૃત 'एन'માંથી પ્રાકૃત एण > અપ. एं > જૂ. ગુ. इं-इ દ્વારા ઊતરી આવ્યો છે.

જૂની ભારત-યુરોપીય ભાષાઓ તેમજ સેમેટિક ભાષાઓ આ ત્રીજા રૂપઘટનાત્મક પ્રકારની છે. ભારત-યુરોપીય ભાષાપ્રકારમાંથી ઊતરી આવેલી યુરોપની તેમજ એશિયાની ભાષાઓમાં, અને સેમેટિક પ્રકારની અરબી વગેરે ભાષાઓમાં આ તત્ત્વ થોડે ઘણે અંશે આજ દિવસ સુધી જળવાઈ રહ્યું છે.

'પ્રત્યય' એ આ ભાષાઓની પ્રધાન લાક્ષણિકતા છે. શબ્દનું એ પ્રધાન અને આવશ્યક અંગ છે. એ વિના શબ્દ બની શકતો નથી જ.

ભારત-યુરોપીય અને સેમેટિક ભાષાઓ આ પ્રકારની લાક્ષણિકતા ધરાવતી હોવા છતાં– આ પ્રકારનું સામ્ય છતાં– તદ્દન નિરનિરાળા કુળની જ ભાષાઓ છે; કોઈ પણ જાતનો એ બે ભાષાયૂથો વચ્ચે પારંપરિક કે ઐતિહાસિક સંબંધ પણ નથી; અને તેથી જ આંતરિક બંધારણની પ્રક્રિયાઓમાં બેઉ વચ્ચે ભારે અંતર છે. એની સ્વરૂપઘટનામાં જે તારતમ્ય છે તે દૃષ્ટિએ આ બેઉ કુળની ભાષાઓ બે વિભાગમાં વિભક્ત થઈ જાય છે:

૧. આંતરિક-રૂપઘટનાત્મક ૨. બાહ્ય-રૂપઘટનાત્મક

**૧. આંતરિક-રૂપઘટનાત્મક**— આ પ્રકારમાં પૂર્વગો અનુગો-પ્રત્યયોથી ભાષાની રૂપરચના સિદ્ધ થાય છે એ ખરું, પણ એની સમગ્ર વિશેષતા એકનો એક ધાતુ વાક્યમાં નામ વિશેષણ ક્રિયાપદ વગેરે સ્વરૂપમાં આવે – પણ દરેક પ્રકારમાં આંતરિક સ્વરૂપમાં સ્વરવિકાર થયો હોય છે. સેમેટિક ભાષાઓ આ પ્રકારની છે. પ્રત્યેક ધાતુ ત્રિવર્ણી હોય છે; સ્થાન પ્રમાણે સ્વર બદલાતા હોય છે. ઉ. ત. क़्त्ल् આ મૂળ ધાતુ છે. એના ઉપરથી क़तल ('અ'ના ઉમેરણથી) – એણે માર્યું, क़ुतिल-એ મરાયો, यक़्तुलु-એ મારે છે, क़ातिल् – મારતું, क़िल्ल् – શત્રુ, क़ितल् – ઝાપટ, ફટકો, ઘાત.

સેમેટિક ભાષાઓની એ વિશેષતા છે કે બીજા કોઈ પણ યૂથની ભાષાઓ કરતાં આ યૂથની ભાષાઓમાં સમાનતાનું તત્ત્વ એની ઉચ્ચ માત્રામાં માલૂમ પડી

આવે છે. હેમેટિક યૂથની ભાષાઓ સેમેટિકમાંથી પ્રાચીન કાળમાં જુદી પડી ગઈ હતી અને પાછળથી એમાં રૂપઘટનાના વિષયમાં અંતર પડી ગયું; આમ છતાં સર્વનામો, બહુવચનના પ્રત્યય, અને નારીજાતિનો 'त्' પ્રત્યય—આટલું સામ્ય રહી જવા પામ્યું છે.

સેમેટિક ભાષાઓનું મૂળ બંધારણ સમસ્તાત્મક હતું. જેમ જેમ એ ભાષાઓ આ બાજુ આવતી ગઈ તેમ તેમ એમાં વ્યસ્તાત્મક સ્વરૂપ વિકસિત થયા કર્યું છે; આંતરિક રૂપઘટનાનું તત્ત્વ ઓસર્યું ને વાક્યમાં આવતા સ્થાન પરત્વે શબ્દના પ્રકારનો અને અર્થનો આધાર મુકરર થતો ચાલ્યો.

૨. **બાહ્ય-રૂપઘટનાત્મક**—એકના એક ધાતુમાં સ્વરવિકૃતિથી અનેકાનેક રૂપ—નામ વિશેષણ ક્રિયાપદાદિક થવાને બદલે માત્ર પ્રત્યયોને અધીન રહીને રૂપઘટના થવી એ આ પ્રકારની લાક્ષણિકતા છે. આમાં શબ્દના આંતરિક સ્વરૂપમાં સ્વરવિકૃતિ થતી નથી એમ નથી, પરંતુ એમાં અનિયંત્રણ સર્વથા નથી; ચોક્કસ સ્વરોનાં હ્રસ્વ-ગુણ-વૃદ્ધિનાં રૂપ પ્રયોજાય છે. જુદા પડતા એવા સ્વર દેખાતા હોય છે ત્યાં પણ એના અતિપ્રાચીન રૂપમાં અનન્યતા જ હતી અને ઉચ્ચારણના વિકસિત સ્વરૂપમાં સ્વરાંતર સ્થાપિત થયેલાં મળે છે. આમ એના ઉપર ચોક્કસ નિયંત્રણ રહ્યા જ કર્યું છે. સમગ્ર ભારત-યુરોપીય ભાષાઓ આ પ્રકારમાં સમાવેશ પામે છે. જગતના ભાષાશાસ્ત્રીઓનો વધુમાં વધુ અભ્યાસ પણ આ પ્રકારની ભાષાઓનો થયો છે. યુરોપના સમર્થ ભાષાશાસ્ત્રીઓની મોટી સેવા અને તેથી જ ખ્યાતિ આ ભાષાપ્રકારનાં સતત અભ્યાસ અને સંશોધન પાછળ થઈ છે. જગતની પ્રાચીન ભાષાઓમાં જૂનામાં જૂનું ગ્રંથસ્થ સ્વરૂપ ઋગ્વેદનું જ મળ્યું છે. અત્યંત વ્યવસ્થિત—સુગ્રથિત સમસ્ત-સ્વરૂપ રૂપઘટનાત્મક એ ભાષાસ્વરૂપ ઈ. સ. પૂર્વે ૧૫મી સદીથી આ બાજુનું તો નથી જ. આર્યોના એ પ્રાચીનમાં પ્રાચીન સાહિત્યની કેટલીક કવિતા ભારતવર્ષની બહાર, કદાચ છેક ઉત્તરધ્રુવથી લઈ આર્યોના પ્રવાસમાર્ગના પ્રદેશોમાં પણ રચાયેલી વધુ સંસ્કારિત સ્વરૂપમાં ઋગ્વેદનાં કેટલાંક સૂક્તોમાં ઊતરી આવી હોવાનું પણ વિદ્વાનો સ્વીકારે છે. આ મતભેદમાં આપણે અહીં ઊતરવાની આવશ્યકતા નથી; પરંતુ એટલું સ્પષ્ટ છે કે જે સ્વરૂપમાં ઋગ્વેદનું ભાષાસ્વરૂપ પ્રાપ્ત થાય છે તે સ્વરૂપ હજારો વર્ષોના ભાષાકીય વિકાસનું પરિણામ છે. આદિમાનવની ભાષા અને ઋગ્વેદની ભાષા વચ્ચે સેંકડો નહિ હજારો વર્ષોનો ગાળો હોય તો એમાં કશું આશ્ચર્ય નહિ હોય. ઋગ્વેદકાલીન ભાષાથી લઈ સાહિત્યકીય સંસ્કૃત ભાષાના સ્થાપિત સ્વરૂપ સુધીમાં **સમસ્ત-રૂપઘટનાત્મક** સ્વરૂપ ખૂબ સ્થિરતા પામેલું જ મળી આવે છે. પાલિ-પ્રાકૃતાદિના ઉદ્‌ભવ સાથે વ્યસ્ત સ્વરૂપનો વિકાસ જોવાં

મળે છે. ભાષાની ઉત્ક્રાંતિનો કોઈ એ વિચિત્ર બનાવ છે. માત્ર ભારત-આર્ય ગ્નની ભાષાઓમાં જ નહિ, પણ ભારત-યુરોપીય ભગિની ભાષાઓના વિકાસમાં પણ આ જ પરિસ્થિતિ જોવામાં આવે છે.

## ભા. યુ. ભાષાસ્વરૂપની લાક્ષણિકતા

ભારત-યુરોપીય સમગ્ર ભાષાસ્વરૂપની વિશિષ્ટ લાક્ષણિકતાઓ એના વિકાસ-ક્રમમાં ઉપયોગી હોઈ અહીં ટૂંકમાં જોઈ જઈયે.

### ૧. પ્રત્યયવાચક રૂપરચના

ભારત–યુરોપીય ભાષાપ્રકારની પ્રથમ લાક્ષણિકતા એની પ્રત્યયાત્મક રૂપ-રચનામાં રહેલી છે. સામાન્ય રીતે મૂળ ધાતુમાં પ્રત્યય કે પ્રત્યયો લાગી વિભિન્ન શબ્દસ્વરૂપો સાધવામાં આવ્યાં હોય છે. આપણને મળતી જૂનામાં જૂની ઋગ્વેદની ભાષામાં પણ રૂપાખ્યાનોમાં રહેલા પ્રત્યયોનાં મૂળ રૂપ પકડી શકાતાં નથી. પ્રત્યયોમાંના કેઈ કોઈનાં મૂળ રૂપ શોધવાનો પ્રયત્ન થયો પણ છે અને અદ્યતન ભૂતના એક પ્રકારનાં રૂપોમાંના 'ष्' કે સાતમા ગણના ધાતુઓની નિશાની તરીકે લાગતા 'न्' વિશે કલ્પનાઓ કરવામાં આવી છે, પણ એને પ્રમાણ તરીકે સ્વીકારી શકાય એટલાં એ વિધાન પ્રતીતિકર હજી તો થયાં નથી. પારંપરિક ચકાસણીમાં આપણે ઇચ્છાદર્શક રૂપોમાંના 'ष्' કે 'इष्' જેવા એકાદા પ્રત્યયના 'इष्' ધાતુ જેવા મૂળના કે બીજા ભવિષ્યકાળમાં પહેલા-બીજા પુરુષમાં લાગતાં બીજા ગણના अस् ધાતુનાં રૂપોના પ્રત્યયોના અત્યંત અલ્પ અપવાદે કોઈ પણ સિદ્ધિ પામી શકતા નથી.

### ૨. સમસ્ત સ્વરૂપમાંથી વ્યસ્ત સ્વરૂપ તરફ જવાનું વલણ

ઋગ્વેદનું સ્વરૂપ જોતાં એની ભાષા આપણને સંપૂર્ણ સમસ્ત સ્વરૂપની અને પ્રત્યયોથી રૂપસિદ્ધિ ઉચ્ચ કોટિએ પહોંચેલી હોય તેવી જોવામાં આવે છે. આ કોટિએ એ કેવી રીતે પહોંચી એનો ખુલાસો મેળવવો મુશ્કેલ છે. એટલું તો ખરું કે વ્યાકરણના વિકાસની એમાં શ્રેષ્ઠ માત્રા છે. શબ્દના પ્રકાર અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં આ ભાષામાં સ્થાપિત થયેલા મળે છે. નામિકી અને આખ્યાતિકી વિભક્તિઓની સ્પષ્ટતા તિલ-તંડુલની જેમ જણાઈ આવે છે; એ જ પરિસ્થિતિનાં દર્શન આપણને ગાથા-અવેસ્તાની ભાષામાં પણ થાય છે. અનેક ઘસારા લાગ્યા પછી સેંકડો વર્ષોએ આવા પૂર્ણ સ્વરૂપની ભાષાઓ સ્થાપિત થઈ—બીજાં સેંકડો વર્ષો સુધી એમાંથી જ વિકસિત થયેલા સાહિત્યકીય સ્વરૂપમાં પણ સચવાઈ રહી, છતાં ઉત્તરોત્તર ઘસારો લાગતો ગયો. ઋગ્વેદની ભાષાની સમસામયિક ભગિની ભાષાઓ યુરોપમાં પણ હશે જ, પણ એ સ્વરૂપો આપણે માટે સચવાઈ રહ્યાં

નથી, પણ વિકાસની ભૂમિકાએ પ્રગતિ કરતાં સ્વરૂપ લૅટિન ગ્રીક લેતો-સ્લાવ વગેરે ભાષાઓનાં મળ્યાં છે. યુરોપમાં એ ભગિની ભાષાઓના અનેક પેટા-પ્રકારોનો વિકાસ, ઈરાનમાં ગાથા-અવેસ્તામાંથી પહેલવીનો અને જૂની ઈરાનીનો વિકાસ, અને ભારતવર્ષમાં પાલિ–પ્રાકૃતાદિકનો વિકાસ સંપૂર્ણતાની ટોચે પહોંચેલી ભાષાભૂમિકાના ઉત્તરોત્તર હ્રાસનો ખ્યાલ આપે છે. આ હ્રાસ રૂપાખ્યાનોમાં મૂર્ત થાય છે. મૂળ ધાતુ કે શબ્દાંગ અને એને પ્રત્યયોની ઉમેરણીથી શબ્દસ્વરૂપ સિદ્ધ થયેલાં હતાં. હ્રાસ કે ઘસારો ઉચ્ચારણની શિથિલતા અને એવાં બીજાં કારણોએ લાગ્યો તે મૂળને નહિ કે મૂળને અત્યંત ઓછી માત્રામાં, પણ પ્રત્યયોને તો ભારે પ્રમાણમાં થયો; એ ત્યાં સુધી કે કેટલાક સંજોગોમાં પ્રત્યયો સમૂળગા જ ઘસાઈ ગયા. તૈત્તિરીય ઉપનિષદમાંનું "परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् ...विपश्चिता' જેવાં વાક્યોમાં व्योम्नि કે व्योमनि ને બદલે પ્રત્યય વિનાનું 'व्योमन्' રૂપ મળે છે—એ પ્રત્યયોના ઘસારાનો પ્રાકૃતસમકાલીન પુરાવો ગણવો હોય તો ગણી શકાય. બાકી આ પ્રક્રિયા પાલિ–પ્રાકૃતકાળમાં શરૂ થઈ અપભ્રંશકાળમાં ખૂબ વ્યાપક થઈ ચૂકી હતી. કાળ અને અર્થોની અનેકવિધતામાંથી ઘસારા તરફની ગતિ, વિભક્તિપ્રત્યયોનો હ્રાસ, દ્વિવચનનો સદંતર લોપ, આ બધાં પ્રત્યયોના ઘસારાનાં સૂચક ચિહ્ન હતાં. અર્વાચીન ભારત–આર્ય ભાષાઓમાં તો આ સ્થિતિ આજે વિપુલ પ્રમાણમાં વ્યાપક બની ચૂકી છે. અર્વાચીન ઈરાની ભાષા પણ એ જ માર્ગે પળી છે, તો યુરોપની ભારત-યુરોપીય કુળની શાખાઓની અનેક પેટાશાખાઓમાં પણ આ જ સ્થિતિ પ્રવર્તે છે. બેશક, લેતો સ્લાવ–યૂથની ભાષાઓમાં હજી ખૂબ ખૂબ જૂના અંશ સચવાઈ રહેલા મળી આવે છે.

### ૩. પ્રત્યયઘન એકાક્ષરી ધાતુઓ

સેમેટિક ભાષાઓમાં ત્રિ-વર્ણી ધાતુઓમાં સ્વરોનાં અનેક રીતે ઉમેરણથી શબ્દોના વિભિન્ન પ્રકાર બનતા હતા. એનાથી જુદી જ રીતે ભારત-યુરોપીય ભાષાયૂથમાં એકાક્ષરી ધાતુઓનું જ પ્રભુત્વ હતું. આંતરિક ગુણવૃદ્ધિના ફેરફારોને અધીન રહી એક કે એકથી વધારે પ્રત્યયોની ભરમારથી શબ્દોના વિભિન્ન પ્રકાર બનતા હતા. સંસ્કૃત ભાષામાં ધાતુઓના ૧૦ ગણ—તે તે ગણની વિશિષ્ટ લાક્ષણિકતાથી અલગ પાડવામાં આવ્યા છે. ઋગ્વેદ વગેરેની જૂની ભાષામાં ક્રિયાપદોનાં કેટલાંક એવાં પણ રૂપ મળે છે કે જેમાં નિશાન જુદાં હોય, અને એવા ધાતુઓનો સ્વતંત્ર ગણ પણ હોય. गम् નું गच्छति, इष् નું इच्छति, यम् નું यच्छति, ऋ નું ऋच्छति, અને બીજા ગણના अस् ધાતુનું હોઈ શકે તેવું પાલિનું अच्छति રૂપ—આ રૂપોમાં આવતો 'च्छ' કોઈ વિશિષ્ટ વિકરણ હતો એ અસંભવિત લાગતું નથી. ૧૦મો ગણ પાડવામાં આવ્યો છે તે પણ 'પ્રેરક'ની-

પ્રક્રિયાનું જ એક પરિણામ છે. આપણે પ્રેરક અર્થ ગુમાવ્યો છે, તેથી જ ‘પ્રેરક’થી ૧૦મો ગણ જુદો પડયો છે.

એમ તો સંસ્કૃત વ્યાકરણોમાં ૨૨૦૦થી વધુ ધાતુ મળે છે; પણ એ ધાતુઓમાંથી તારવણી કરતાં મૂળ ધાતુઓ લગભગ ૮૦૦ની સંખ્યાએ આવી રહે છે.[૭] મોટા ભાગની ભારત-યુરોપીય ભાષાઓમાં આ મૌલિક ધાતુઓ વ્યાપક જણાયા છે. આ મૂળ ધાતુઓને અનેક વિકરણો અને કાળ તથા અર્થના પ્રત્યય લાગી જેમ ક્રિયાપદ બન્યાં છે તેમ ‘કૃત્’ પ્રત્યયો લાગી શબ્દોના અનેક પ્રકાર એમાંથી ખડા થયા છે ને વિભક્તિના પ્રત્યય આવશ્યકતા પ્રમાણે લાગી પ્રયુક્ત થયા છે. એટલેથી ન અટકતાં આ તૈયાર થયેલા શબ્દોના અંગમાં બીજા પ્રત્યય —‘તદ્ધિત’ લાગી મળેલા શબ્દપ્રકાર વિભક્તિપ્રત્યયોથી તેમજ ફરી નામધાતુ બનીને પણ પ્રયુક્ત થયા છે. વૈદિક અને સાહિત્યકીય સંસ્કૃતનો શબ્દકોશ આમ ખૂબ સમૃદ્ધ થઈ ચૂકયો છે. આમાં ‘વિકરણ’ના પ્રત્યયોને અને ‘કૃત્’ પ્રત્યયોને ‘પ્રાથમિક’ ગણવામાં આવ્યા છે, જ્યારે ‘તદ્ધિત’ ‘નામિકી વિભક્તિઓ’ અને ‘આખ્યાતિકી વિભક્તિઓ’ના પ્રત્યય ‘દ્વૈતીયિક’ ગણાયા છે.

### ૪. કારક પૂર્વગોનો અભાવ

સમાસબહુલ ભાષાઓથી આ પ્રકારની ભાષા ‘કારક પૂર્વગોના અભાવ’ના વિષયમાં ખાસ જુદી પડે છે. આ પૂર્વે આફ્રિકાની બાંટુ-કુળની ભાષાના ‘કાફિર’ પેટાપ્રકારમાં મૂળ શબ્દોની પૂર્વે આવી પૂર્વગો કેવી રીતે કારકસંબંધ વ્યક્ત કરે છે એ જોયું છે. એ ખરું છે કે ભારત–યુરોપીય ભાષાજૂથમાં ઉપસર્ગો અને ‘अव्’ જેવા તેમજ ‘अ’ કે ‘आ’ જેવા ભૂતકાલવાચક અને ‘अ–अन्’ જેવા નકારવાચક પૂર્વગો પણ છે. પરંતુ આ તો માત્ર અર્થવાળા સ્વતંત્ર શબ્દ જ છે; એમાં સ્વતંત્ર કારકસંબંધ વ્યક્ત કરવાની કોઈ પરિસ્થિતિ નથી. વૈદિક કવિતામાં તો આવા ઉપસર્ગ છંદ માગે તે પ્રમાણે રૂપોથી અલગ પણ—વચ્ચે બીજા બીજા શબ્દ આવી ગયા હોય તેમ પણ—પ્રયુક્ત થતા હતા; અને સંખ્યાબંધ ઉદાહરણોમાં ભૂતકાળવાચક ‘अ’ કે ‘आ’નો હ્રાસ કે અપ્રયોગ પણ થતો હતો.

### ૫. વિભક્તિલોપે સામાસિક–શબ્દઘટના

સમાસઘન અને સમાસબહુલ ભાષાપ્રકારો કરતાં આ જુદી જ જાતની પ્રક્રિયા છે. સમાસઘન ભાષાઓમાં વાકચમાં કોઈ પણ જાતના પૂર્વગો–મધ્યગો કે અનુગો વિના શબ્દોનો પ્રયોગ થાય અને સ્થાન પ્રમાણે એકનો એક શબ્દ નામ સર્વનામ વિશેષણ ક્રિયાપદ વગેરે બનતો હોય; સમાસબહુલ ભાષાઓ તો

૭. આને પણ ટૂંકાવે ઓછી સંખ્યા આવે છે આમાંથી અંગ્રેજીમાં માત્ર ૪૬૦ ધાતુ ગયા છે.

વાક્યગત પ્રત્યેક શબ્દના વિષયમાં પૂર્વગો–મધ્યગો–અનુગોથી જ યુક્ત હોય; જ્યારે ભારત–યુરોપીય પ્રકારમાં તો શબ્દોની વચ્ચેનો કારકસંબંધ સ્પષ્ટ વ્યક્ત થતો હોય–અને એમ છતાં કારકનો નિર્દેશ કરનારા પ્રત્યય વચ્ચેથી લુપ્ત થતા હોય, અને એકથી વધુ શબ્દોનું જોડાણ થતું હોય, જે પણ ફરી વાક્યમાં સમગ્રરૂપે કારકસંબંધથી–કારકાદિ પ્રત્યયોથી ક્રિયાપદ સાથે સંબંધ રાખતું હોય. આ વિશિષ્ટતા માત્ર ભારત–યુરોપીય યૂથની ભાષાઓમાં જ છે, જેના અવશેષ છેક આજ દિવસ સુધી યુરોપ અને એશિયાની આ પ્રકારનાં યૂથોની પરંપરામાં આવતી અનેક ભાષાઓમાં કોઈ અને કોઈ રીતે ઊતરી આવ્યા છે. સાહિત્યકીય સંસ્કૃતમાં આવી રીતે શબ્દોનો સમૂહ છેક કૃત્રિમ કોટિએ પણ પહોંચ્યો હતો તે 'ભાગવત'ના પંચમસ્કંધના ગદ્યમાં તેમજ 'કાદંબરી' વગેરે કથા-આખ્યાયિકાઓમાં અને અનેક કાવ્યો–નાટકોમાં જોવા મળે જ છે. સેમેટિક ભાષાઓમાં સામાસિક શબ્દો મળે છે ખરા, પણ એ તો માત્ર षष्ठीतत्पुरुषના જ પ્રકારના; એ સિવાયની વિભક્તિઓના લોપે થતાં સામાસિક શબ્દસ્વરૂપોનો ત્યાં અભાવ જ છે. સંસ્કૃત વ્યાકરણમાં તો સમાસોને માટે પણ સ્વતંત્ર પ્રક્રિયા તરીકે વિચાર કરવામાં આવ્યો છે. આવી સામાસિક શબ્દરચનાના મૂળમાં ટૂંકાં ટૂંકાં વાક્ય જ હતાં, તેનો સામૂહિક અર્થ બીજાં બીજાં વાક્યો સાથે લેવામાંથી આ આખી પ્રક્રિયા વિકસિત થઈ હોય એમ કહેવું અયુક્ત નહિ જ ગણાય. યુરોપની ભારત–યુરોપીય પ્રાચીન અને અર્વાચીન બધી ભાષાઓમાં આ સામાસિક–શબ્દ-રચના વ્યાપક રહી છે; બેશક, સંસ્કૃત ભાષામાંની એની વિપુલતા એ કોઈ પણ ભાષામાં તેમજ ભારત-આર્ય કે ભારત-પારસીક કુળની ભાષાઓમાં રહી નથી.

### ૬. સ્વરારોહ કે ગુણવૃદ્ધિપ્રક્રિયા

ભારત-યુરોપીય યૂથની ભાષાઓની એક વિશિષ્ટ લાક્ષણિકતા એની 'સ્વરારોહ-પ્રક્રિયા'માં રહેલી છે. 'क़त्ल्' ધાતુનાં વિભિન્ન શબ્દસ્વરૂપોનો ખ્યાલ મેળવતી વેળા સેમેટિક ભાષાઓમાં પણ સ્વરવિક્રિયા જોવામાં આવે છે; પણ એ તો શબ્દનાં નામ વિશેષણ ક્રિયાપદ વગેરે જુદાં જુદાં સ્વરૂપ ઊભા કરવા ઉપયોગમાં આવેલી હોઈ એ સમગ્ર પ્રક્રિયા વાક્યોપકારક છે; ભારત–યુરોપીય 'સ્વરારોહ-પ્રક્રિયા' તો શબ્દાત્મગત છે અને પોતે 'ક્રિયાપદ' રૂપમાં હોય ત્યાં જ જેમ જુદાં જુદાં ક્રિયારૂપોમાં આંતરિક સ્વરમાં તેના તે સ્વરનાં ગુણ-વૃદ્ધિમાં પરિણમે છે તેમ સંબદ્ધ સ્વરોમાં પણ પરિણમે છે. વિકારક અને અવિકારક પ્રત્યયોના પ્રયોગમાં આ પ્રક્રિયા કામ કરતી હોય છે, તો પરોક્ષ-ભૂતકાળ વગેરેનાં રૂપાખ્યાનોમાં—તેમજ ૩ જા ગણનાં ગણકાર્યવિશિષ્ટ રૂપોમાં સંબંધક સ્વરોમાં પણ પરિણતિ અનુભવે છે—જેમાં મૂલે તો પ્રાગ્–ભારત–

યુરોપીય ભૂમિકામાં એકસ્વરતા જ હતી–જે ઉચ્ચારણભેદે–પ્રાંતીયતા કે એવા કારણે સંબદ્ધ વિભિન્ન સ્વરોચ્ચારણમાં પરિણમી છે. नयति निनाय, भवति बभूव, सरति सिसृक्षा, इच्छति पपणा पिच्छत् અને ततान – तेनथुः – तेनुः વગેરે ઉદાહરણોની આંતરિક પ્રક્રિયા જોતાં એ ઉચ્ચારણગત સ્વરપ્રક્રિયા જ છે, એ સ્પષ્ટ થશે.

સંબદ્ધ સ્વરોની પ્રક્રિયાનું ततान સાથેસાથ तेनथुः છે, જેમાં 'अ' ને બદલે 'ए' મળી આવે છે. ગ્રીક રૂપ फेरोन्तइ અને સંસ્કૃત રૂપ भरन्ते માં એ પ્રક્રિયાનાં મૂળ સ્પષ્ટ સ્વરૂપે જોવા મળશે. ગ્રીક हेस्तइ અને સંસ્કૃત आस्ते કે ગ્રીક तिथेसि અને સંસ્કૃત दधाति માં 'ए' ને સ્થાને 'आ', તો ગ્રીક पोत्निआ અને સંસ્કૃત पत्नी માં 'ओ' ને સ્થાને 'अ' આ બધાંમાં સંબદ્ધ સ્વરોનો ઉચ્ચારણગત ફેરફાર માત્ર – પ્રાંતીયતાથી કે એવા જ કોઈ બીજા કારણે સમજાય છે. ડૉ૦ તારાપોરવાળાએ આ પ્રક્રિયાના મૂળમાં 'સ્વરભાર' (Accent) સૂચવ્યો છે. વસ્તુસ્થિતિએ આ 'સ્વરભાર' તત્ત્વે ભારતયુરોપીય ભાષાવિકાસમાં મોટો ભાગ ભજવ્યો છે. ગુજરાતી ભાષાના વિકાસમાં 'સ્વરભારે' કેવું કાર્ય આપ્યું છે એ વિશે વિચાર કરતાં આ પરંપરાનો યથાલબ્ધ વિકાસ આ પછીના બીજા સ્વતંત્ર વ્યાખ્યાનમાં આપવામાં આવ્યો છે એ ઉપરથી આપણે ત્યાં ગુજરાતમાં ભાષાના પ્રધાન નિયામક આ તત્ત્વની કેટલી ઉપેક્ષા થઈ છે એ પણ જાણવામાં આવશે. આરોહાવરોહાત્મક કે સાંગીતિક સ્વરભાર (Pitch Accent) અને બલાત્મક કે આઘાતાત્મક સ્વરભાર (Stress Accent) આ બંને પ્રકારના સ્વરભાર ભારત-યુરોપીય ભાષાયૂથોના કોઈ અને કોઈ પ્રકારે પ્રાણરૂપ જ રહ્યા છે અને એણે વિભિન્ન શબ્દસ્વરૂપો સરજી આપી ભાષાઓને અને એની બોલીઓને ખૂબ ખૂબ સમૃદ્ધ કરી છે.

### ૭ અનેકવિધ રૂપાખ્યાનો

અનેકવિધ રૂપાખ્યાનોનું અસ્તિત્વ એ પણ ભારતયુરોપીય ભાષાયૂથની મહત્ત્વની લાક્ષણિકતા છે. માત્ર ક્રિયાપદોમાં તો પુરુષ વચન કાળ પ્રયોગ-નાં વિભિન્ન રૂપાખ્યાન થાય છે; એ જ પ્રમાણે નામિકી વિભક્તિઓનાં શબ્દના અંત્ય સ્વર કે અંત્ય વ્યંજન પ્રમાણે અનેક રૂપાખ્યાન વચનોને અનુસરી ભિન્ન ભિન્ન થાય છે. આ રીતે વૈદિક સંસ્કૃત અનેકવિધ રૂપાખ્યાનોથી નિબિડ બની ગયું છે; સાહિત્યકીય સંસ્કૃતમાં એમાં ઓટ જણાવા લાગી હતી, અને પાલિ–પ્રાકૃત–અપભ્રંશ સુધીમાં એ ઓટ વધુ અને વધુ થતી આવી છે. યુરોપની ભાષાઓમાં પણ ઉત્તરોત્તર આ જ પરિસ્થિતિ અનુભવાઈ છે. સંસ્કૃત વ્યાકરણકારોએ એકના એક પ્રત્યયના અનેક 'આદેશ' ગણી નામિકી તેમજ આખ્યાતિકી વિભક્તિ-

એના પ્રત્યયોની સંખ્યા અલ્પ કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ એ પ્રયત્ન સ્વાભાવિકતાને બદલે કૃત્રિમતાનો જ દ્યોતક થઈ પડેલો જોવામાં આવે છે.

પ્રાગ્ ભારત-યુરોપીય ભૂમિકામાંની પ્રત્યયોની વિપુલતા વૈદિક અને સંસ્કૃતમાં સચવાઈ રહી ખરી, પણ બાકી યુરોપમાં અને ઈરાન તેમજ ભારતવર્ષમાં એમાં હ્રાસ અનુભવાયો, અને રૂપાખ્યાનો ઘસાતાં ગયાં. કેટલાક દાખલાઓમાં તો ઘસાયેલા પ્રત્યયોને સ્થાને નવા જ પ્રત્યયો કે અનુગો દાખલ થયા કે જે બીજી ભગિની ભાષામાં જોવામાં પણ ન આવે. ગુજરાતીનો વિચાર કરતાં પંચમીના અર્થમાં આવતા 'થી' અને કવિતામાંના 'થકી'ના વિશે તપાસ કરવામાં આવે તો એ અન્યત્ર નહિ મળે.

ભાષાસ્વરૂપ જેમ રૂપાખ્યાનોથી જટિલ હતું તેમ સમૃદ્ધ પણ ખૂબ હતું, અને સંસ્કૃત વૈયાકરણોએ સમગ્ર ભાષાસ્વરૂપને વ્યાકરણમાં જકડી લઈ મૂલ ધાતુમાંથી ભાષાની શબ્દસમૃદ્ધિ બની છે તેવી રીતે વ્યુત્પત્તિશાસ્ત્ર ખેડ્યું; અને ઉણાદિસૂત્રોમાં તો, કેટલાંક ઉદાહરણોમાં સ્વાભાવિકતા છતાં, બાકીનાંમાં તો કેવળ કૃત્રિમ વ્યુત્પત્તિઓ જ આપી વિષયને વધારે ગૂંચવણ ભરેલો પણ બનાવી નાખ્યો.

કેટલાક વિદ્વાનોએ બહુ ઊંડે ગયા વિના, ૧. નિરવયવ (isolating), ૨. રૂપાખ્યાન-ખચિત (flexional), ૩. ધાતુસાધિત-રૂપઘટનાત્મક (root-infleteced), અને ૪. વિભિન્નવર્ગબદ્ધ (classificatory) એવા ભેદ ભાષાઓના પાડ્યા છે.

૧. નિરવય ભાષાઓમાં શબ્દમાં કશું જ પરિવર્તન થતું નથી; સ્થાન પ્રમાણે એ શબ્દોના જુદા જુદા પ્રકારોનો બોધક બને છે. ઉદાહરણ તરીકે ચીની. પરંતુ આનું સારામાં સારું ઉદાહરણ તો પોલિનેશિયાનાં ભાષાયૂથોમાંની 'મલય' છે પોલિનેશિયાનું ભાષાયૂથ એમ તો "સમાસબહુલ" પ્રકારનું છે, પણ એમાંની 'મલય' ભાષા નિરવયવ પ્રકાર પામી ચૂકી છે. આ ભાષામાં નામનાં જાતિ વચન કે વિભક્તિનાં કોઈ પણ પ્રકારનાં રૂપાખ્યાન થતાં નથી. વિશેષણની પૂર્વે લૅબેહ (= વધારે) મૂકવાથી તુલનાત્મકરૂપ અને ને સ-ક્કાલિ (ખૂબ) મૂકવાથી શ્રેષ્ઠતાદર્શક રૂપ બને. કાળ અર્થ કે પ્રયોગ બતાવે તેવાં પણ કોઈ રૂપાખ્યાન મળતાં નથી. એમાં વિશેષણ અવિકૃત છે અને સર્વનામોને કોઈ વિભક્તિરૂપો નથી. આમ જ્યારે ચીની પ્રારંભથી જ નિરવયવ-પ્રકારની છે, ત્યારે 'મલય' નીવડી આવેલી નિરવયવ પ્રકારની થઈ છે, અને તેથી ચીનીની જટિલતા એમાં નથી.

૨. રૂપાખ્યાનખચિત ભાષાપ્રકારમાં સમાસબહુલ અને બાહ્યરૂપઘટનાત્મક ભાષાઓનો સમાવેશ કરવામાં આવે છે, કેમકે આ પ્રકારમાં હરકોઈ પ્રકારે

રૂપાખ્યાનો તૈયાર થાય છે, ને પછી ફિનિશ, માગ્યર (હંગેરિયન), અને તુર્કીની જેમ રૂપાખ્યાન થતાં હોય કે ભારત-યુરોપીય પ્રકારે વિભિન્ન રૂપોની સિદ્ધિ મેળવાતી હોય. અનુગો કે પ્રત્યયો લાગીને તૈયાર થયેલાં રૂપાખ્યાન આ પ્રકારનું લક્ષણ છે.

૩. ધાતુસાધિત–રૂપઘટનાત્મકનું સારામાં સારું ઉદાહરણ ભારત-યુરોપીય ભાષાઓમાંથી ઉદ્‌ભવેલી વર્તમાન ઘણી ભાષાઓ આપી શકે. અંગ્રેજી ઉદાહરણ તરીકે स्विम् स्वोम् स्वम् ( swim, swam, swum ), फ़ाइन्ड फ़ाउन्ड ( find, found ), कम् केइम् ( come, came ), सिट् सेट् सिट्टन् ( sit, sat, sitten ) ગણાવી શકાય, તો સંસ્કૃતનાં 'मा' ધાતુનાં રૂપોમાં मातुम् – मित – मिमीते વગેરે ગણાવી શકાય. ક્રિયાપદોનાં કાળવાચક રૂપોમાં સ્વર-પરિવર્તન, નામોનાં બહુવચનમાં થતું સ્વરવ્યંજન-પરિવર્તન વગેરે આ પ્રકારનો બોધ આપે છે. સેમેટિક ભાષા-યૂથમાં ત્રિ-વર્ણી ધાતુઓના અંગમાં થતાં સ્વર-પરિવર્તને શબ્દસિદ્ધિ થાય છે અને શબ્દોના જુદા જુદા પ્રકાર વાકયમાં પ્રયુક્ત થાય છે, એ આ ધાતુસાધિત રૂપઘટનાત્મક સ્વરૂપનું સૂચક ઉદાહરણ આપી શકે છે. ભારત-યુરોપીય ભાષાપ્રકારની રૂપાખ્યાન-ખચિત લાક્ષણિકતાથી આ જુદો જ પ્રકાર છે, કેમકે ભારત-યુરોપીય ભાષાપ્રકારમાં સ્વરોનું પરિવર્તન શબ્દમાં જ નિયમબદ્ધ અને સ્વાભાવિક છે; સેમેટિક ભાષાપ્રકારમાં એ અનિયંત્રિત છે અને શબ્દના વિભિન્ન પ્રકાર ઉપજાવવા થાય છે.

૪. વિભિન્નવર્ગબદ્ધ ભાષાઓ તે આફ્રિકાની બાંટુ-યૂથની ભાષાઓ છે. આ એવા વિભિન્ન વર્ગોની ભાષાઓ કે બોલીઓ છે કે જે વર્ગોના માણસોની પાસે કોઈ લેખન-પદ્ધતિ નહોતી કે જેઓ ખેતી સુધ્ધાં કરતા નહોતા. અવિકસિત દશાની આ બોલીઓમાં પણ શબ્દના પ્રકાર અનુગો-પૂર્વગો આદિથી સ્પષ્ટ થઈ શકે છે.

જગતની ભાષાઓનું આ પ્રકારનું વર્ગીકરણ[૮] કાંઈક ગૂંચવડા ભરેલું થઈ

---

૮. સ્વ૦ કમળાશંકર પ્રા. ત્રિવેદીએ જગતની વિભિન્ન ભાષાઓનું વર્ગીકરણ 'બૃહદ્ વ્યાકરણ'માં આપ્યું છે તે પ્રમાણે– ૧. પ્રત્યયરહિતા ચીની વગેરે, ૨. સમાસાત્મિકા તુર્કી અને દ્રવિડી વગેરે ભાષાઓ, ૩. પ્રત્યયાત્મિકા ભારત-યુરોપીય અને સેમેટિક ભાષાઓ, અને ૪. પ્રત્યયલુપ્તા અંગ્રેજી ફ્રેંચ વગેરે.

સ્વ૦ ડૉ૦ ગુણેએ An Introduction to the Comparative Philologyમાં ૧. સમાસઘન (agglutinative) તુર્કી વગેરે, ૨. સમાસઘન-રૂપઘટનાત્મક (agglutinative–inflectional) સેમેટિક વગેરે, ૩. નિરવયવ– એકમૂલાત્મક ( root or isolating ) ચીની વગેરે, અને ૪. રૂપઘટનાત્મક ( inflectional ) ભારત-યુરોપીય અને દ્રવિડી વગેરે ભાષાઓ – આવા ૪ પ્રકાર આપ્યા છે.

આ બધી નિરનિરાળી વર્ગણીની જટિલતા અને અસ્પષ્ટતામાંથી ડૉ૦ તારાપોરવાળાની વર્ગણી મૂલક વિકાસરૂપ અને સ્પષ્ટ સ્વરૂપદ્યોતક મને લાગી છે.

ગયેલું છે. બાંટુ-પ્રકારની ભાષાઓમાં પૂર્વગો આવી રૂપાખ્યાનની સિદ્ધિ કરી આપે છે, તો એને જુદા વર્ગમાં અધ્ધર રાખવાની જરૂર નથી જ. વળી રૂપાખ્યાન-ખચિત ભાષાપ્રકાર અને ધાતુસાધિત રૂપઘટનાત્મક ભાષાપ્રકારનો આવી રીતે ભેદ બતાવવા જતાં પણ મૂંઝવણ ઊભી થાય છે. એને બદલે 'સમાસબહુલ' અને 'રૂપઘટનાત્મક' એવા પ્રકાર પાડવાથી વધારે ઊંડે ઊતરતી તે તે પ્રકારમાં પડતી ભાષાઓની લાક્ષણિકતા અને સ્વરૂપઘટના વધુ સ્વાભાવિક રીતે મૂર્ત થાય છે. આ જોતાં ડૉ૦ તારાપોરવાળાએ તારવી આપેલી વર્ગણી વધુ શાસ્ત્રીય, તર્કબદ્ધ, વિશિષ્ટ-લક્ષણ-સ્વરૂપદ્યોતક અને સ્વાભાવિક છે. જગતની ભાષાઓના વર્ગીકરણમાં ડૉ૦ તારાપોરવાળાનો આ પ્રયત્ન ભારતીય વિદ્વાનોએ આદરેલા જગતની ભાષાઓના અભ્યાસનું એક વિશિષ્ટ સીમાચિહ્ન બની રહેશે.

ઉપર સ્પષ્ટ થયેલી વર્ગણી પ્રમાણે ભારત-યુરોપીય યૂથની ભાષાઓ સાવયવ પ્રકારના ત્રીજા રૂપઘટનાત્મક વિભાગમાં સમાવિષ્ટ થઈ એના બે પેટાપ્રકારમાંના બાહ્યરૂપઘટનાત્મક પ્રકાર-રૂપે પ્રાપ્ત થાય છે. સેમેટિક અને હેમેટિક ભાષાઓની જેમ આમાં શબ્દપ્રકારો બનાવવાને માટે ત્રિવર્ણી ધાતુઓમાં સ્વરવિપરિણામ નિયામક નથી જ, પણ એકાક્ષરી ધાતુઓમાંથી વ્યવસ્થિત સ્વરારોહ—એ માત્ર એક આંતર વિકાર-સાથે બાહ્ય સ્વરૂપમાં પ્રત્યયો લાગીને અનેક પ્રકારનાં રૂપાખ્યાન થઈ, શબ્દના પ્રકાર તૈયાર થઈ, વિશિષ્ટ પ્રત્યયો લાગતાં નામિકી અને આખ્યાતિકી વિભક્તિઓ સિદ્ધ થઈ વાક્યસ્વરૂપ પામે છે. એટલું ખરું કે ભાષાનો સમગ્ર શબ્દસમૂહ એકાક્ષરી ધાતુઓમાંથી જ ઊભો થયો છે એવું સર્વથા નથી; મોટા ભાગનાં સાર્વનામિક રૂપ અતિપ્રાચીન ભૂમિકાઓના સ્વતંત્ર અવશેષરૂપે મળી આવ્યાં છે. એટલું જ કે વ્યાપકતા એકાક્ષરી ધાતુઓનાં અનેકવિધ રૂપાખ્યાનોની છે, અને સાહિત્યકીય સંસ્કૃત ભાષાના સ્થાપિત સ્વરૂપ સુધી આ પ્રક્રિયા સચવાઈ રહી છે. શબ્દોની પ્રત્યય-નિબિડ ઘનતા ઋગ્વેદના સમયમાં જ સામાન્ય લોકોની વિકૃત થતી આવતી ભાષાઓમાં ઓસરવા લાગી હતી. આના પ્રાચીન અવશેષ આપણી પાસે સીધા ઊતરી આવેલા નથી દેખાતા, પરંતુ પાલિ-પ્રાકૃત-અશોકના શિલાલેખોની ભાષા વ૦ ભૂમિકાઓમાં આવતાં આ સ્વરૂપ ઉઘાડું પડ્યું સ્પષ્ટ માલૂમ પડી આવે છે. વૈદિક સંસ્કૃતમાં પણ નામયોગીઓના પ્રયોગ કાંઈક એવી માન્યતાને પોષણ આપે છે કે નામિકી વિભક્તિઓના અર્થમાં કાંઈક અધૂરું રહી જવાની પરિસ્થિતિ ઊભી થતી હતી એટલે કે પ્રત્યયોમાં વ્યક્ત થતા અર્થોમાં કાંઈક ઘસારો લાગવો શરૂ થયો હતો અને પરિણામે એવા અધૂરા રહેતા અર્થની પૂર્તી નામયોગી અવ્યયોથી કરવામાં આવતી હતી. નામયોગી અવ્યયો પણ એક રીતે કોઈ ઘસાયેલાં રૂપાખ્યાન જ છે. સંસ્કૃત ભાષામાં આવી મળેલાં અવ્યયોમાં ?

–લગભગ બધાંમાં વિભક્તિનો કોઈ અને કોઈ પ્રત્યય – મોટે ભાગે એકવચનમાં– યા उच्चः-नीचैः-शनैः જેવામાં બહુવચનમાં–જોવામાં આવે છે. चिरम्, चिरेण, चिरस्मात्, चिरस्य, चिरस्मिन् જેવાં રૂપોમાં એકવચને વિભક્તિરૂપે સ્પષ્ટ જ જણાય છે; તો अतः ततः कुतः વગેરે, अत्र तत्र कुत्र વગેરે, तदा कदा વગેરે કે तथा कथम् વગેરે અવ્યયાત્મક રૂપો પ્રાચીન કાળનાં અવશિષ્ટ વિભક્તિરૂપ જ છે–જેમાંની પ્રત્યયાત્મક સ્થિતિ આપણે જાણે કે ગુમાવી હોય એમ લાગે, છતાં અર્થની દૃષ્ટિએ પ્રત્યયાર્થ એમાં સ્પષ્ટ વ્યક્ત થાય છે જ.

વૈદિક ભાષાની સમસામયિક ઈરાની પ્રાચીન—छान्द (સરખાવો 'वेद'નો પર્યાય 'छन्दस्.') કે એનાથી પણ પ્રાચીન ગાથા-અવેસ્તા ભાષા (સરખાવો નિત્ય અભ્યાસનો વિષય હોઈ अभि+अस् ધાતુનું 'अभ्यस्त' રૂપ.), અને યુરોપના ઉત્તર પ્રદેશમાં આવેલા લિથુઆનિયાની પ્રાચીન સ્વરૂપને હજી સુધી વળગી રહેલી સ્લાવ-કુળની લિથુઆનિયન ભાષા આપણને પ્રત્યયઘન ભાષાઓના સિદ્ધ નમૂના રજૂ કરી આપે છે. ભારત-યુરોપીય-યુગની સમસામયિક સ્વીકારેલી હિતાઈત ભાષામાં પણ આ પરિસ્થતિ જોવા મળે છે. પ્રાચીન લૅટિન અને ગ્રીક ભાષામાં ઓસરતી જતી પરિસ્થિતિ જોવા મળે છે, જે આપણને પહેલવી તેમજ ભારતની પ્રાચીન પ્રાકૃતોમાં પણ પ્રાપ્ત થાય છે. વૈદિક સંસ્કૃતમાં કાળ અને અર્થનાં સ્વાભાવિક રૂપોનો પ્રયોગ અર્થની દૃષ્ટિએ શિથિલ થવા લાગ્યો જ હતો અને સાહિત્યકીય સંસ્કૃત સુધીમાં તો એમાં સાવ શિથિલતા જ આવી ચૂકી હતી. હ્યસ્તન ભૂત–અદ્યતન ભૂત અને પરોક્ષ ભૂતનાં દ્યોતક ક્રિયાપદોનો એકબીજાને સ્થાને યથેચ્છ પ્રયોગ, પાલિમાં પણ અદ્યતન વગેરે ભૂતના જે કાંઈ અવશેષ મળે છે તેની પણ એ જ દશા ને, પ્રાકૃતોમાં તો ભૂતકાળનાં રૂપોનો સમૂળગો જ નાશ અને એનાં સ્થાનોમાં પાલિમાંથી શરૂ થયેલો ભૂતકૃદંતનો વિધેય તરીકેનો પ્રયોગ- આ બધાં ઘસારાનાં ચિહ્ન માલૂમ પડી આવ્યાં જ છે.

રૂપઘટનાત્મક સ્વરૂપ સાચવતી ભારત-યુરોપીયની સમસામયિક ગણાતી ભાષા તે ભારત-હિતાઈત એવો પ્રથમ વાદ હતો, પણ હવે તો 'હિતાઈત' ભાષાના સ્વરૂપ વિશે વધુ પૃથક્કરણ કરવામાં આવ્યું છે અને એમાં 'केन्तुम्' યૂથની લાક્ષણિકતા હોઈ હવે એ પણ ભારત-યુરોપીય યૂથનો જ એક પ્રકાર હોવાનું વલણ સાર્વત્રિક બનતું જાય છે. ભારત-યુરોપીય ભાષાયૂથના केन्तुम् પ્રકારે આપણને ૧. કેલ્ટિક, ૨. ટ્યુટોનિક, ૩. ઇટાલિક, ૪. ગ્રીક, ૫. હિતાઈત અને ૬. તોખારિયન ભાષાપ્રકાર આપ્યા તો सातम्-પ્રકારે ૧. આલ્બેનિયન, ૨. લેતો-સ્લાવ, ૩. આર્મેનિયન અને ૪. આર્ય ભાષાપ્રકાર આપ્યા. ઈરાની કે પારસીક પ્રાચીન–ગાથા અવેસ્તા ભાષાનો વૈદિક સંસ્કૃત

સાથેનો ઘનિષ્ઠ સંબંધ જોતાં એ ભારત-આર્યનો જ પેટાપ્રકાર સ્વીકારાયો છે, જેમાં બીજા બે પ્રકાર તે ૧. દાર્દરિક કે પૈશાચ અને ૨. ભારતીય કે પ્રાગ્-ઋગ્વેદકાલીન ભાષા છે. ઋગ્વેદમાં પ્રાકૃતીકરણના અંશ મળી આવતા હોઈ જે યુગમાં ઋગ્વેદનાં સૂક્તો સંગ્રથિત રૂપમાં ભારતમાં વ્યાપક હતાં તે જ યુગમાં લોકબોલીમાં વિકૃત ભાષાસ્વરૂપ પ્રચારમાં આવી ગયું હતું.—પ્રાકૃતની લાક્ષણિકતા ઘાના હિત જેવાં રૂપોમાં જોઈ પણ શકાય છે. र्य = रिय, त्वा = तुवा જેવી સ્વરભક્તિને આ પ્રાકૃતીકરણનાં જ ઉદાહરણ તરીકે સ્વીકારવામાં બાધ નથી.

આમ અર્વાચીન ભારતીય ભાષાઓ—પારિભાષિક સંજ્ઞાનો પ્રયોગ કરિયે તો અર્વાચીન ભારત-આર્ય ભાષાઓ—ના પૂર્વ મથાળ તરીકે પ્રાગ્-ઋગ્વેદકાલીન ભાષા-ભૂમિકા છે, જેનું સ્વાભાવિક સ્વરૂપ મોટા ભાગનું તો ઋગ્વેદમાં સચવાઈ રહેલું છે. ઋગ્વેદની ભાષા-ભૂમિકા તે આમ આપણી ભાષાઓની પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથસ્થ સામગ્રી પૂરી પાડે છે.

## વૈદિક સંસ્કૃતમાં શબ્દના પ્રકાર

કોઈ પણ નાનામાં નાનો સંપૂર્ણ વિચાર બતાવવો હોય તો આપણે ઓછામાં ઓછા એક શબ્દથી કે જરૂર પ્રમાણે એકથી વધુ શબ્દોથી બતાવિયે છિયે. સંપૂર્ણ વિચાર બતાવવાને એ રીતે વપરાતો એક શબ્દ કે શબ્દોનું વાક્ય બને છે. એમ વાક્ય એ ભાષાનો એક સંપૂર્ણ એકમ છે. આજ્ઞાર્થે પ્રયોજાતાં ક્રિયાપદ એકલાં પણ પ્રયોજાય છે અને એમાં એક જ શબ્દ હોઈ એક જ શબ્દનું વાક્ય બને છે. ક્રિયા કર્તા વિના બનતી નથી જ એ સિદ્ધાંત છે; અને તેથી આજ્ઞાર્થ ક્રિયાપદના પ્રયોગે આવશ્યકતાનુસાર પુરુષવાચક સર્વનામ કે નામનો અધ્યાહાર રહે છે. વાક્યપૃથક્કરણ કરતાં આપણે એ સૂચવિયે પણ છિયે. પણ એ સ્પષ્ટ છે કે એકલા ક્રિયાપદથી વાક્ય બને છે. જેમ એકલા ક્રિયાપદથી વાક્ય બને છે, તેમ એથી ઊલટું, ક્રિયાપદનો વાક્યમાં પ્રયોગ થયા વિના પણ સંપૂર્ણ વાક્ય ભાષામાં પ્રયુક્ત થાય છે. દા. ત. ઘેર કોઈ આવ્યું ને બારણે ટકોરો કરે ત્યારે ઘરમાંથી 'કોણ' એમ પૂછવામાં આવે એના જવાબમાં કાં 'કોઈ નહિ' યા 'રામલાલ' કે એવું નામ કે 'સિપાઈ' કે 'પટાવાળો' એવો સામાન્ય અર્થે પણ પરિચિતતાને કારણે વિશેષ અર્થનો દ્યોતક–આવો શબ્દ કે શબ્દો પ્રયોજવામાં આવે. 'વાક્ય'નું પારિભાષિક લક્ષણ પૂર્ણ કરવા આપણે આમાં અધ્યાહાર લઈ સમાધાન મેળવિયે છિયે, પરંતુ ભાષાની દૃષ્ટિએ તો એ 'ક્રિયા વિનાનાં' કે 'કર્તા વિનાનાં' જ્યાં જેમ આવશ્યકતા હોય તેમ વાક્ય કે વાક્યો પ્રયોજિયે છિયે. એટલે 'ભાષા'ની દૃષ્ટિએ પ્રયોગમાં અમુક જોઇયે જ કે અમુક વિના ન જ ચાલે એવું નથી; 'સંપૂર્ણ અર્થ' મૂર્ત થવો જોઇયે એ જ અપેક્ષિત છે.

આમ વાકય એ સંપૂર્ણ વિચાર જણાવવાને પ્રયુક્ત થતો 'એકમ' છે. એમાં એકબીજાની સાથે સંબંધ ધરાવતા શબ્દ કે શબ્દોનો પ્રયોગ કરવામાં આવે છે. ભાષાના વિકાસની દૃષ્ટિએ આમાં સર્વનામ સૌથી પહેલાં આવે છે. એને જ કારણે વૈદિક સંસ્કૃતમાંનાં પુરુષવાચક અને દર્શક સાર્વનામિક રૂપોનાં અંગભૂત રૂપ કોઈ પણ ક્રિયાર્થક ધાતુમાંથી વિકાસ પામેલાં જાણવામાં નથી; ભારત-યુરોપીય ભગિની ભાષાઓમાં એ સાર્વનામિક રૂપો તેનાં તે મૂળનાં છે; એવાં જ પરસ્પર કોઈપણ જાતનો સંબંધ ન ધરાવતાં ઇતર ભાષાયૂથોમાં પણ કેટલાંક સાર્વનામિક રૂપ સમાન મૂળનાં મળી આવે છે. આમ સર્વનામ એ શબ્દોનો સૌથી પ્રાચીન અને મૌલિક પ્રકાર છે હર્ષ શોક દુઃખ વગેરે બતાવનારાં કેવળાન્વયી અવ્યયો કદાચ સર્વનામોથી પણ જૂનાં છે,–કારણ કે માનવપ્રાણી કે ઇતર પ્રાણીઓ પણ ઉદ્‌ગાર માત્રથી તે તે ભાવ વ્યક્ત કરે છે; પરંતુ સામાન્ય રીતે એ વાકયની બહાર જ રહેતાં હોઈ વાકયગત શબ્દોનો એ સ્વાભાવિક પ્રકાર નથી.

ભાષાના વિકાસમાં શબ્દનો બીજો પ્રકાર જે ઊભો થયો છે તે ક્રિયાવાચક રૂપોનો છે. મોટે ભાગે ક્રિયાની લાક્ષણિકતા ઉપરથી ધ્વન્યાત્મક કે રવાનુકારી અથવા અનુકરણ શબ્દો (*onomotopoetic words*) પ્રચારમાં આવતાં એમાંથી એકાક્ષરી ધાતુઓ ઊભા થયા અને ઉત્તરોત્તર ઘન થતાં જુદા જુદા કાળ અને અર્થ બતાવનારાં ક્રિયાપદો તરીકે વિકાસ પામ્યા.

એ પછી ઊભો થયેલ શબ્દપ્રકાર તે સામા પદાર્થનાં ગુણલક્ષણને વ્યક્ત કરતાં વિશેષણોનો છે–જેણે પછીથી તે તે ગુણલક્ષણવાળા પદાર્થની ઓળખ માટે નામનો વિકાસ આપ્યો છે.

આમ સર્વનામ ક્રિયાપદ વિશેષણ એ ક્રમે શબ્દોના મૌલિક પ્રકાર ભાષાને આવી મળ્યા છે. 'નામ' એ દ્વૈતીયિક પ્રકાર છે. સંસ્કૃત વૈયાકરણો જેને "નિપાત" કહી તદ્દન મૌલિક માને છે તે અવ્યયોનો પ્રકાર તો પાછળથી સાધિત થયેલો છે. આ અવ્યયોએ આજની પરિભાષામાં ક્રિયાવિશેષણ નામયોગી અને ઉભયાન્વયી એવા ત્રણ પ્રકાર આપ્યા છે. વૈદિક ભાષાભૂમિકા સુધીમાં શબ્દોના આ પ્રકાર તદ્દન વિભિન્ન અને વ્યક્ત સ્વરૂપમાં સંપૂર્ણ રીતે સ્થાપિત થઈ ચૂકેલા મળે જ છે. સંસ્કૃત વૈયાકરણોએ આપેલા ૧. નામ, ૨. આખ્યાત, ૩. ઉપસર્ગ અને ૪. નિપાત એમ શબ્દોના જે ચાર પ્રકાર છે તેમાં 'નામ'માં 'સર્વનામ'નો અને 'વિશેષણ'નો સમાવેશ થઈ જાય છે. સંસ્કૃત ભાષામાં સ્થાપિત થયેલા ઉપસર્ગોનું સ્થાન ભારત-યુરોપીય બધા ભાષાપ્રકારોમાં વ્યાપક છે. ભાષાના ક્રમિક વિકાસમાં આ ઉપસર્ગો વિશેષણોના જ અવશેષ છે એમ ઉપસર્ગોના અર્થ

ઉપરથી સમઝી શકાય. બાંટુ-યૂથની સમાસબહુલ ભાષાઓમાં વપરાતા પૂર્વગો જેવા આ ઉપસર્ગો નથી જ એ આ પૂર્વે બતાવ્યું જ છે; આ તો શબ્દની પૂર્વે આવી શબ્દના અર્થમાં વધારો વગેરે કરતા હોઈ સ્વતંત્ર શબ્દો જ છે. અને ઋગ્વેદનાં સૂક્તોમાં ક્રિયાવાચક શબ્દોથી પૂર્વે બીજા શબ્દોના વ્યવધાને પણ ઉપસર્ગો અલગ પડેલા પ્રયુક્ત થયા પણ છે, જે સાહિત્યકીય સંસ્કૃતના પૂર્વસ્વરૂપની બ્રાહ્મણ-આરણ્યકો-ઉપનિષદોની ભાષામાંથી મહાભારતની ભાષામાં આવતાં ક્રિયા-વાચક રૂપોની સાથે પૂર્વે આવી જોડાઈ ગયેલા મળે છે, અને એઓનો સ્વતંત્ર પ્રયોગ સદંતર નિર્મૂલ થઈ ગયો છે. अभितः उपरि એવાં સાધિત રૂપ કે प्रति જેવો મૂળ ઉપસર્ગ અવ્યયો તરીકે સ્વતંત્ર મળી આવે છે તે પાછળનો અપવાદ-રૂપ પ્રયોગ છે.

રૂપરચનાની દૃષ્ટિએ જ્યારે આપણે આપણી ભાષાઓનો વિકાસ જોઈયે છિયે ત્યારે–સામાન્ય રીતે નામ આખ્યાત અને અવ્યયો–સં. વૈયાકરણોની પરિ-ભાષામાં–ખાસ કરીને પાણિનિની પરિભાષામાં सुबन्त (જેને નામિકી વિભક્તિના પ્રથમા વિભક્તિના એકવચનના सु(=स)થી લઈ સાતમી વિભક્તિના બહુવચનના सुप् (=सु) સુધીના પ્રત્યય જેઓને અંતે આવે છે તેવાં નામ સર્વનામ વિશેષણ), तिङन्त (જેને આખ્યાતિકી વિભક્તિના ત્રીજા પુરુષના એકવચનથી શરૂ થતો तिङ्) (=ति) વગેરે કાળ અને અર્થવાચક પ્રત્યયો લાગી થતાં સમગ્ર ક્રિયાપદો), અને अव्यय જોવામાં આવે છે. વસ્તુસ્થિતિએ अव्ययो નામિકી વિભક્તિઓનાં ઘસાયેલાં રૂપ ધરાવનારા શબ્દ છે; અને એ રીતે માત્ર सुबन्त અને तिङन्त જ એવી બે પ્રકારની રૂપરચના ભાષાઓના વિકાસમાં પ્રાણભૂત થઈ રહેલી છે. સમગ્ર ભારત-યુરોપીય ભાષાઓમાં सुबन्त અને तिङन्त–નામિકી વિભક્તિઓ અને આખ્યાતિકી વિભક્તિઓનો વિકાસ વ્યાપક થઈ રહેલો છે. એ રૂપોમાં અનેક પ્રકારના વ્યવસ્થિત અને સામાન્ય રીતે સ્વાભાવિક વાગ્વિકાસ દ્વારા આજે અનેક ભાષાઓ અસ્તિત્વમાં આવી છે. આ ભાષાકીય વિકાસે મૂળ રૂપોમાં પણ ભારે પરિવર્તન કર્યાં છે; સેંકડો રૂપાખ્યાન નષ્ટ થઈ ગયાં છે; પ્રત્યયોના પ્રત્યયો ઘસાઈ ગયા છે; નવા અનુગો ને નામયોગીઓના પ્રયોગ દાખલ થઈ ગયા છે. ગુજરાતી ભાષાને જ આપણી આંખ સમક્ષ રાખતાં સ્પષ્ટ જોઈ શકાય છે કે

૧. નામિકી વિભક્તિઓ તદ્દન ઘસાઈ ગઈ છે. અવશેષમાં માત્ર ત્રીજી અને સાતમી વિભક્તિનો ए પ્રત્યય જ બચ્યો છે; તો વિકારક અંગોમાં નર-નાન્યતરમાં ૧ લીનો પ્રત્યય બચ્યો છે.

૨. સાર્વનામિક રૂપોએ ભયંકર ઘસારો અનુભવ્યો છે, જે આપણે માટે અત્યંત થોડાં જ અવશિષ્ટ રહ્યાં છે.

૩. સ્વલ્પ જ અપવાદે વિશેષણોએ સદાને માટે પ્રત્યયરહિત દશા જ પ્રાપ્ત કરી છે.

૪. ક્રિયાપદોમાં માત્ર વર્તમાનકાળ અને પહેલો ભવિષ્યકાળ, અને અર્થોમાં માત્ર આજ્ઞાર્થ (બીજો પુરુષ માત્ર) બચી જવામાં છે; બાકી બધાં રૂપ નષ્ટ થયાં છે.

૫. બીજી દેશ વિદેશની અનેક ભગિની ભાષાઓની જેમ બધી જ પરિસ્થિતિમાં દ્વિવચન ગુમાવ્યું છે.

૬. સમાસબહુલ ભાષાપ્રકારમાં હોઈ શકે તેવો નામોના બહુવચનમાં 'ઓ' પ્રત્યય મેળવ્યો છે–જે વિભક્તિના અવશિષ્ટ પ્રત્યયોની પણ પૂર્વે સામાન્ય રીતે પ્રયુક્ત થાય છે.

૭. લુપ્ત થયેલા વિભક્તિપ્રત્યયો તેમજ બચી જવા પામેલા ત્રીજી-સાતમીના ए પ્રત્યયના સ્થાનમાં અનુગો ઉપરાંત નવાં નામયોગીઓનો પ્રયોગ પણ સાર્વત્રિક બન્યો છે.

૮. ક્રિયાપદોમાં લુપ્ત થયેલા કાળ અને અર્થનાં રૂપાખ્યાનોને બદલે જરૂરિયાત પ્રમાણે કૃદંતોથી પૂરણી કરવામાં આવી છે.

૯. સાહાય્યકારક ક્રિયાપદોનો ઉપયોગ વ્યાપક બન્યો છે.

૧૦. ભારતની ઈતર ભગિની ભાષાઓની જેમ જ સંયુક્ત ક્રિયાપદોનો ઉપયોગ સાર્વત્રિક થઈ ચૂક્યો છે.

આમ મૂળમાં સંપૂર્ણ રૂપઘટનાત્મક ભાષા એનું સમસ્ત સ્વરૂપ ગુમાવી વ્યસ્તતા તરફ ધપી રહી છે. ભાષાના આવા પ્રકારના વિકાસમાં ઉચ્ચારણપ્રક્રિયા પ્રધાનતા ભોગવી રહી હોય છે. એ ઉચ્ચારણપ્રક્રિયાના જીવાતુભૂત એવા 'સ્વર-ભાર' તત્ત્વનો હવે પ્રાસંગિક વિચાર કરિયે.

## ભાષણ ૨ જું

### સ્વરભાર

કોઈપણ વ્યંજન એકલો ઉચ્ચરિત થતો નથી; આગળ કે પાછળ કોઈ સ્વરની એને અપેક્ષા રહે છે. 'क्' વ્યંજનનો ઉચ્ચાર કરવો હોય તો એમાં કોઈ સ્વર જોઈયે; જેમકે 'क' (क्+अ); અથવા પૂર્વે કોઈ સ્વર આવે; જેમકે 'अक्' (अ+क्). આમ ભાષાઓમાં 'સ્વર' એ ઉચ્ચારણનો નિયામક છે. આપણે આ પૂર્વે સેમેટિક ભાષાઓમાં જોયું જ છે કે ત્રિવર્ણી ધાતુઓ મુખ્યત્વે વ્યંજનાત્મક છે અને એમાં શબ્દનાં વિભિન્ન સ્વરૂપ સ્વરોની મદદથી જ સાધવામાં આવે છે. ભારત-યુરોપીય ભાષાયૂથમાં તો એકવ્યંજની કે બે વ્યંજનવાળો કે એકલો સ્વર જેમાં હોય તેવા ધાતુ સ્વીકારવામાં આવ્યા છે. 'સ્વરારોહ'ની પ્રક્રિયાને વશ થઈ પછી એકના એક ધાતુમાંથી અનેક ક્રિયાવાચક રૂપ, કૃદંત શબ્દો, ને પછી તદ્ધિત કે દ્વૈતીયિક પ્રત્યયો લાગી વિપુલ પ્રમાણમાં શબ્દસમૃદ્ધિ ખડી થાય છે. સંસ્કૃત વૈયાકરણોએ આના મૂળમાં ઊતરવા પ્રયાસ નથી કર્યો એમ કહિયે તો ખોટું નથી; પરંતુ હ્રસ્વ સ્વરના દીર્ઘ, હ્રસ્વદીર્ઘનાં ગુણ-વૃદ્ધિનાં રૂપ, કે એની જ ઊલટી પ્રક્રિયા, સંપ્રસારણ કે પ્રતિસંપ્રસારણ, કે ક્વચિત્ સ્વરોનો સમૂળગો લોપ વગેરે તો વ્યવસ્થિત રીતે નોંધ્યાં છે. આ બધું ઉચ્ચારણગત કોઈ સ્વાભાવિક નિયમને વશ હોય તો જ વ્યવસ્થિત રીતે થતું આવે. ભારત-યુરોપીય ભાષાયૂથમાં બંધારણીય સ્વરૂપવાળી ભાષાનું જૂનામાં જૂનું રૂપ વૈદિકી ભાષા જ મળે છે. ભાષા તરીકે 'પૂર્ણતા' પામેલું રૂપ એને કહી શકાય, કેમકે પછી ઉત્તરોત્તર એમાંથી કે સાથેસાથ અનેક ભાષાસ્વરૂપ વિકસિત થયાં છે તેમાં સરળતા તરફ જ જવાનું વલણ હોઈ 'હ્રાસ-પ્રક્રિયા' તરફ જવાનું સર્વસામાન્ય છે. આવી હ્રાસ-પ્રક્રિયા શબ્દમાંના કે વાક્યમાંના સ્વરોચ્ચારના હ્રાસને આભારી છે; બીજાં બધાં કારણ એનાં પોષક થઈ પડે છે એટલું જ. આ પૂર્વે એક ઉદાહરણ આપવામાં આવ્યું છે તે તૈત્તિરીય ઉપનિષદના 'परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' એ વાક્યમાં 'व्योमन्'માંથી સપ્તમી વિભક્તિના એકવચનનો પ્રત્યય લુપ્ત થયો છે તે. સ્વર-

ભક્તિનાં ઉદાહરણોમાં 'यं'નો रियं, 'ण्य'નો णिय, 'त्वा'નો तुवा, એવાં જ ક્રિયાપદોનાં રૂપાખ્યાનોમાં तनुवः-तन्वः, आप्नुवन्ति જેવાં રૂપ, તો પરોક્ષ ભૂતકાળનાં ततान-ततन-तेनिच જેવાં રૂપ, નામિકી વિભક્તિઓનાં રૂપાખ્યાનોમાં व्योम्नि-व्योमनि, સંબોધનનાં રૂપોમાં मघो-मघु વગેરે, આ બધાં કોઈ અને કોઈ ઉચ્ચારણગત પ્રક્રિયાનાં પરિણામ છે, અને એ 'સ્વરપ્રક્રિયા'જ છે એ વિશે કોઇને શંકા રહે એમ નથી. ગુજરાતી જ ઉદાહરણ લઇયે તો સં. ના उपविंशति શબ્દનું *उवइस्सइ જેવા શકય પ્રાકૃત રૂપમાંથી પ્રાકૃતમાં જ 'उ'ના લોપે वइसइ રૂપ થયું; અપભ્રંશમાં એ જ ચાર માત્રાનું રૂપ હતું તેણે મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકામાં 'विसि' બે માત્રામાનનું પણ રૂપ મેળવ્યું, જે વસ્તુસ્થિતિએ વૅશૅ એવા હ્રસ્વ-વિવૃત ઍ સાચવતા રૂપનું પૂર્વવર્તી રૂપ પ્રાંતભેદે છે. હજી પણ ઉત્તર ગુજરાતમાં 'आवशि' 'करशि' જેવાં હ્રસ્વાંત રૂપ ઉચ્ચરિત થાય છે, જે 'आवशॅ' 'करशॅ' એવાં હ્રસ્વ-વિવૃત 'ઍ' અંતવાળાં રૂપોનાં પૂર્વવર્તી પ્રાંતભેદે છે. સ્વર ઉપરના વધતા-ઓછા 'વજન' કે 'ભાર'ને લીધે આ બધી વિવિધ પ્રક્રિયાઓ વિકસિત થઈ છે, એટલે કે 'સ્વરભાર' એવું કોઈ વિશિષ્ટ તત્ત્વ આ વિકાસમાં નિયામક છે એમ તર્કશુદ્ધ રીતે કહી શકાય.

સ્વરોચ્ચારણની એક પ્રક્રિયા સં. વૈયાકરણોએ નોંધેલી છે. પાણિનિ સ્વરનાં પ્રધાન ઉચ્ચારણ નોંધે છે; જેવાં કે उच्चैरुदात्तः, नीचैरनुदात्तः, समाहारः स्वरितः (અનુક્રમે પા. અષ્ટા. ૧-૨-૨૯, ૩૦, ૩૧)- જે સ્વર ઊંચેથી ઉચ્ચરિત થતો હોય તે 'ઉદાત્ત', નીચેથી ઉચ્ચરિત થતો હોય તે 'અનુદાત્ત', અને સરખી સપાટીએ ઉચ્ચરિત થતો હોય તે 'સ્વરિત'. પ્રત્યેક હ્રસ્વ-દીર્ઘ સ્વર આ ત્રણે પરિસ્થિતિમાં પ્રયુક્ત થાય છે. એટલેથી જ ન અટકતાં એ પ્રત્યેક સ્વર નિરનુનાસિક અને સાનુનાસિક થતો પણ એ ત્રણે પરિસ્થિતિમાં પ્રયુક્ત થાય. બોલાતી બંધ થઈ ચૂકેલી ભાષાઓમાં શબ્દમાં કે વાકયમાં કયાં 'બલ' કે 'આરોહ-અવરોહ' આવે છે એ જાણી ન જ શકાય. એ રીતે સાહિત્યકીય સંસ્કૃત ભાષામાં આપણને નથી ઉદાત્ત-અનુદાત્ત-સ્વરિતનો પત્તો લાગતો કે નથી એવા કોઈ અન્ય પ્રકારના સ્વરાઘાતનો પત્તો લાગતો. વૈદિક સંહિતાઓ પરંપરાએ કર્ણોપકર્ણ ઊતરી આવી છે અને એમાં તત્કાલીન જીવંત ભાષાના સાંગીતિક આરોહ-અવરોહ જાળવી રાખવાનો પ્રયત્ન થયા કર્યો છે. જ્યારથી સંહિતાઓ ગ્રંથસ્થ થઈ ત્યારથી ઉચ્ચારણગત સ્વરૂપમાં સ્વરોની ઉપર નીચે ચિહ્નો કરી સાચવવાનો પ્રયત્ન થયો છે; સાથેસાથ પ્રાતિશાખ્યોમાં પદપાઠોમાં તેમજ પ્રાચીન વ્યાકરણોમાં વાકયમાં કે શબ્દમાં કયો સ્વર ઉદાત્ત, કયો સ્વર અનુદાત્ત

કે કયો સ્વર સ્વરિત એનો સ્પષ્ટ ખ્યાલ પણ આપવામાં આવ્યો છે. એને લીધે આ ત્રિવિધ સ્વરોચ્ચારણનાં સ્થાન આપણને આવી મળ્યાં છે. વૈદિક સંહિતાના પાઠી બ્રાહ્મણો આજે શુદ્ધ સ્વરૂપમાં એ સ્વરોનાં સ્થાન વ્યક્ત કરી શકે છે કે નહિ એ એક જુદો જ પ્રશ્ન છે, પણ એવાં સ્થાન હાથના સંકેતથી વ્યક્ત તો અવશ્ય કરે છે. યજુર્વેદના કોઈ પણ પાઠીને સાંભળતાં હાથ ઊંચો લેવો, હાથ નીચે લઈ જવો, હાથ આમતેમ કરવો, અનુનાસિક–અનુસ્વારનાં ઉચ્ચારણ બતાવવા આંગળીઓમાં સંકેત સૂચવવો–મૂઠી ખુલ્લી કરવી, મૂઠી વાળવી, મૂઠીમાંની એક તર્જની જ આગળ બતાવવી–વગેરે સંકેતો જોવા મળે છે. ઋગ્વેદીઓ અને અથર્વવેદીઓ જુદી રીતે સ્વરોચ્ચારણ બતાવે છે, તો સામવેદીઓનો વળી જુદો જ પ્રકાર છે. આ બધા પ્રયત્નોની પાછળ વૈદિક સંહિતાઓનું સ્વાભાવિક જીવંત ઉચ્ચારણ વ્યક્ત કરવાનું જ ધ્યેય છે. અર્વાચીન ભારત-આર્ય ભાષાઓ સુધી આવતાં–વચ્ચેના લાંબા ગાળામાં આ પ્રકારના સ્વરભારની કેવી સ્થિતિ હતી એ જાણવાનું પ્રામાણિક કોઈ પણ સાધન નથી જ; પણ આજે પણ આપણી ભાષાઓમાં આ આરોહ-અવરોહાત્મક સ્વરભારનો અભાવ તો નથી જ. कां', केंम छो? આ એક નાના વાકચમાં 'कां' અને 'केम'માંના आं અને ए ઉપર આરોહ છે, જ્યારે છેલ્લે ક્રિયાપદમાંનો 'ओ' અનુદાત્ત સપાટી ઉપર છે. 'हुं तो नंहि आवुं' એ વાકચને તપાસતાં 'हुं' ને 'आवुं' નીચી સપાટીએ, 'तो' મધ્ય સપાટીએ અને नंहि ઊંચી સપાટીએ ઉચ્ચરિત થાય છે. આ આપણને આરોહાવ્-રોહાત્મક સ્વરભારનો સામાન્ય ખ્યાલ આપી શકશે. આ વાકચગત સ્વરપ્રક્રિયાં છે. બીજી પ્રક્રિયા આઘાતાત્મક કે બલાત્મક પણ સર્વત્ર જોવામાં આવે છે. આ પ્રકારનું ઉચ્ચારણ પ્રથમના વાકચમાં 'कां' 'केंम्' 'छो' એવા ત્રણ સ્વતંત્ર આઘાતાત્મક સ્વર આપે છે, તો બીજા વાકચમાં 'हुं' 'तो' 'न्हैं' 'आवुं' એ ચાર શબ્દોમાં પાંચ સ્વર ઉપર આઘાત જણાય છે. આમાંનો आवुं શબ્દ બે સ્વરવાળો છે, એટલું જ નહિ, 'आ'માં પહેલો આઘાત કે બલ ને 'वुं'માં બીજો આઘાત કે બલ આવે છે. આ આઘાત આપણને સ્વરસંકોચ કે સ્વરલોપ પણ આપે છે. उपविंशति ઉપરથી वइसइ કે अरण्यम् ઉપરથી रण्ण આ જાતની પ્રક્રિયાને વશ થઈ ગુજરાતી રૂપ वेशे અને रान આપે છે. આ બેઉ ઉદાહરણોમાં 'उ' અને 'अ' અનુક્રમે લુપ્ત થયા છે. 'लाव' 'पधार' જેવાં ક્રિયાપદ જોવાથી આ બહુ સ્પષ્ટ થશે. 'लई आव्य'નું 'लयाव्य' રૂપ સૌરાષ્ટ્રમાં આજે પણ પ્રયોજાય છે, જૂની ગુજરાતીમાં 'ल्याव्या' તરીકે આ રૂપ નોંધાયેલું પણ છે. 'य'કારના હ્રાસે 'लाव्य' રૂપ બન્યું જેમાં લઈમાંના લમાંનો બલાત્મક 'अ' અને સાથેનો 'ई' એ બેઉ પછીના आना જોરદાર ઉચ્ચારણમાં અંતર્ગત થઈ નષ્ટ

થઈ ચૂકયા છે. જૂની ગુજરાતીના पाउ धारय (पादौ धारयनुं पाउ धारि દ્વારા વિકસિત રૂપ)માંથી 'ધા'માંના જોરદાર આગે પૂર્વના 'આઉ' સ્વરયુગ્મનો બલહીન 'अ' કરી નાખ્યો છે. 'लाय्य'માં આદિસ્વર ઉપર ભાર ગુજરાતીએ આપ્યો તો 'पधारय'માં વચ્ચેના સ્વર ઉપર ભાર આપ્યો. 'लाय्य' અંગનું 'लवाय' કર્મણિ થતાં આદિસ્વર ઉપરથી ભાર ખસી મધ્યસ્વર 'આ'માં ખસ્યો, એ શબ્દમાંના જોરદાર સ્વરમાં 'ભાર'ને ઝીલી લેવાની શક્તિનો સ્પષ્ટ ખ્યાલ આપી શકે એમ છે.

આ બેઉ પ્રકારના સ્વરભારમાંના આરોહાવરોહાત્મક સ્વરભાર–વૈદિક પ્રકારના ઉદાત્ત-અનુદાત્ત-સ્વરિતાત્મક–ને સાંગીતિક સ્વરભાર (pitch accent) અને આઘાતાત્મક સ્વરભારને બલાત્મક સ્વરભાર (stress accent) કહે છે. જીવંત ભાષાઓમાં આ બંને પ્રકારના સ્વરભારનું પ્રાધાન્ય છે, તો મોટા ભાગની અર્વાચીન ભારત-આર્ય ભાષાઓમાં આરોહાવરોહાત્મક સાંગીતિક સ્વરભારનું પ્રાધાન્ય છે.

આ બંને પ્રકારના સ્વરભારની પરંપરા વિશે જો કાંઈ મળતું હોય તો એ, ગુજરાતી ભાષાના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવતું હોઈ, અહીં જોઈ જવું ઉપકારક થઈ પડશે.

ઉપર નિર્દિષ્ટ કરવામાં આવ્યું તે પ્રમાણે આરોહાવરોહાત્મક સ્વરભાર વેદની જીવંત-ભાષામાં હતો. પ્રાચીન વૈયાકરણોએ તેમજ અર્વાચીન ભાષાશાસ્ત્રીઓએ આ સ્વરભારનું વૈદિક સંહિતાઓમાં જે મહત્ત્વ હતું તેની પોતપોતાની રીતે વિચારણા કરી છે. રોથ, બેન્ફે, હોગ, વૅકરનેગલ, હર્ટ, બ્રુગમૅન, વ્હિટની અને મૅકડોનલ જેવા સમર્થ પાશ્ચાત્ય વિદ્વાનોએ કરી આપેલું પૃથક્કરણ આ વિષયનો પરિચય મેળવવા ઇચ્છતા કોઈ પણ અભ્યાસકને માર્ગદર્શક થઈ પડે એમ છે. આ વિદ્વાનોએ ભારત-યુરોપીય ભાષાયૂથમાં એનું પ્રબળ સામ્ય સરખાવી આપી–જૂની ગ્રીક ભાષામાં વૈદિક સંહિતાઓના સ્વરભારથીયે વધુ નિયમિત સ્વરૂપમાં દેખાતા સ્વરભારનો ખ્યાલ આપ્યો હોઈ વધુ સરળતા કરી આપી છે. 'વૈદિક વ્યાકરણ' (Vedic Grammar)માં પ્રો. મૅક્‌ડોનલે વૈદિકી ભાષામાં શબ્દગત અને વાક્યગત એમ ઉભય રીતે રહેલા સ્વરભારની મીમાંસા કરી છે. પરિસ્થિતિ વિચારતાં આ આરોહાવરોહાત્મક સ્વરભાર વસ્તુસ્થિતિએ તો વાકયનો જ વિષય છે. વાકયમાં એનું સ્થાન ક્યાં કેવી રીતે આવે છે એનો વિચાર તેથી મને અહીં પ્રથમ કરવાનું ઠીક લાગે છે. આજની આપણી જીવંત ભાષાઓમાં વ્યક્ત થતા આ સાંગીતિક આરોહાવરોહાત્મક સ્વરભારના મૂળ સિદ્ધાંત આપણને આમાંથી મળી શકે એમ છે.

૧. સિદ્ધાંત તરીકે વૈદિકી ભાષામાં વાક્યના આરંભના શબ્દમાં આ સ્વરભાર સચવાઈ રહેતો; અને તેથી કરીને વાક્યના આરંભમાં કે પાદના આરંભમાં આવતા સંબોધનાત્મક શબ્દનો પ્રથમ સ્વર 'ઉદાત્ત' હોય છે; જેમકે अग्ने, सुपायनो भव (ऋ १-१-९), ऊर्जो नपात् सहसावन् (ऋ.१०-११५-८), होतर् यविष्ठ सुक्रतो (ऋ.४-४-११) આ ત્રણે ઉદાહરણોમાં अग्ने ऊर्जो અને होतर् એ પ્રત્યેકનો આદિ સ્વર ઉદાત્ત છે. એક કરતાં વધુ સંબોધન આપ્યાં હોય તો એ બધાં સંબોધનોનો આદિ સ્વર ઉદાત્ત છે. અને એ જ કારણે સંબોધનો જ્યારે વાક્યના આરંભમાં ન આવતાં હોય ત્યારે એના સ્વરોમાં ઉદાત્તતા હોતી નથી; જેમકે ऋतेन मित्रावरुणावृतावृधावृतस्पृशा (ऋ. १-२-८)– આમાં मित्रावरुणौ ના मि અને व ઉપર ઉદાત્તતા હોવી જોઈએ તે – એ બેઉ સંબોધન વાક્યારંભે ન હોવાથી નથી રહેતી, અને એને બદલે ऋतेन નો ए ઉદાત્ત આવી રહે છે,[૯] કારણ કે એ શબ્દ વાક્યારંભે છે.

સામાન્ય નિયમ તરીકે ક્રિયાપદમાં કોઈ સ્વરભાર વાક્યમાં હોતો નથી; આમ છતાં જો વાક્યારંભે ક્રિયાપદ આવે[૧૦] તો એમાં સ્વરભાર આવી રહે છે. ईळे अग्निं विपश्चितम् (ऋ. ३-२७-२) આમાં ईळेનો ई ઉદાત્ત છે. એથી ઊલટું अग्निमीळे पुरोहितम् (ऋ. १-१-१)માં ईळेમાં કોઈ સ્વર ઉદાત્ત નથી; એને બદલે अग्नि પદમાંનો इ ઉદાત્ત છે.

જ્યારે પણ સંબોધનાત્મક શબ્દને વાક્યારંભે સ્વતંત્ર સ્થાન છે ત્યારે એવા સંયોગોમાં સંબોધન પછી તરત આવતા ક્રિયાપદનો સ્વર ઉદાત્ત હોય છે : अग्ने, जुषस्व नो हविः (ऋ. ३-२८-१)માં अग्ने સંબોધન હોઈ 'अ' ઉદાત્ત છે જ; પણ પછી તરત ક્રિયાપદથી શરૂ થાય છે તેમાં પ્રથમનો શબ્દ जुषस्व ક્રિયાપદ હોઈ 'ष'માંનો अ ઉદાત્ત બને છે.

---

૯. વા[ક્યા]રંભે સંબોધન સિવાયના શબ્દોના આદિ સ્વર ઉપર ભાર આવવો જોઈએ; જેમકે तेषां पाहि ([illegible])માં 'ते'માંનો ए ઉદાત્ત છે. પરંતુ વાક્યારંભે હ્રસ્વ સ્વર હોય–પછી ભલે એના પછી [illegible]ક્ષર હોય કે ન હોય તોયે – એ ઉદાત્ત ન બનતાં બીજી શ્રુતિમાંનો સ્વર ઉદાત્ત આવી [ર]હે છે. માટે ऋतेन માં ए અને નીચે આવતાં બીજાં ઉદાહરણોમાં जुषस्व વગેરેમાં બીજી શ્રુતિમાંનો 'अ' ઉદાત્ત છે. આના અપવાદ પણ છે; જેમકે બીજી શ્રુતિમાં 'य' હોય તેવાં ક્રિયાપદો વાક્યારંભે હોય તો પહેલી શ્રુતિમાંનો સ્વર ઉદાત્ત હોય છે.

૧૦. મંત્રસંહિતામાં ઋચાના પ્રત્યેક પાદને સ્વતંત્ર ગણેલ હોઈ – પાદારંભે આવતા ક્રિયાપદમાં ઉદાત્ત સ્વર આવી રહે છે. વળી પાદારંભે ન હોય પણ इद् કે चनની પૂર્વે આવ્યું હોય તોયે ક્રિયાપદમાં ઉદાત્ત સ્વર આવી રહે છે.

વળી, સામાન્ય રીતે વાક્ય એક ક્રિયાપદનું હોય છે; તેના તે કર્તાથી–પહેલા ક્રિયાપદની પછી બીજાં ક્રિયાપદ આવતાં હોય તો એ પ્રત્યેકને નવા નવા વાક્યના આરંભના શબ્દ તરીકે સ્થાન મળે છે અને તેથી એવા પ્રત્યેક ક્રિયાપદનો સ્વર ઉદાત્ત હોય છે. શબ્દમાં પહેલી શ્રુતિમાં દીર્ઘ સ્વર હોય, ભૂતકાળના 'अ' જેવો આગમ આવ્યો હોય–તો એ પહેલો સ્વર ઉદાત્ત, નહિ તો બીજી શ્રુતિમાંનો સ્વર ઉદાત્ત હોય છે: अस्मभ्यं जेषि योत्सि च (ऋ. ૧–૧૩૨–૪) આમાં 'योत्सि' બીજું ક્રિયાપદ છે તેથી 'यो'માં 'ओ' ઉદાત્ત છે; तरणिरिज्जयति क्षेति पुष्यति (ऋ. ૭–૩૨–૯) આમાં क्षेति અને पुष्यतिમાંના ए અને 'उ' ઉદાત્ત છે; जहि प्रजां नमस्व च (અથર્વ. ૧–૮–૩) આમાં नमस्वમાંના 'न'માંનો 'अ' ઉદાત્ત છે.

૨. જ્યારે સાપેક્ષ મિશ્રવાક્ય હોય છે ત્યારે ગૌણ વાક્યમાંનાં ક્રિયાપદોમાંનો સ્વર ઉદાત્ત બને છે; ઉપરાંત च चेद् नेद् हि અને कुविद् આ ઉભયાન્વયીઓથી જોડાતાં ગૌણ વાક્યોમાંનાં ક્રિયાપદોમાંનો સ્વર ઉદાત્ત બને છે.

આ ઉપરથી તારવણી કરતાં એક વસ્તુ સ્પષ્ટ થઈ જાય છે કે વૈદિક ભાષામાં વાક્યારંભે આવતો સ્વર ઉદાત્ત રહેતો; એકથી વધુ શ્રુતિના શબ્દ હોય તો–એવા શબ્દોમાં પહેલો સ્વર કાં તો દીર્ઘ હોવો જોઇયે, યા તો એની પછીની શ્રુતિમાં य् કે व् હોવા જોઇયે–તો એ પહેલી શ્રુતિ ઉદાત્ત થાય. ગૌણ વાક્યોમાંનાં ક્રિયાપદોમાં સ્વર ઉદાત્ત શા માટે આવતો હતો? એક જ સમાધાન છે કે બે વાક્યોમાં પહેલુ ગૌણ વાક્ય હોય છે જ્યારે બીજું પ્રધાન વાક્ય હોય છે; પ્રધાન વાક્યની પૂર્વે આવતું હોઈ એ શ્રોતાનું જાણે કે ખાસ લક્ષ્ય દોરવા બોલાતું હોય અને તેથી—આદિ શબ્દમાંના સ્વરની ઉદાત્તતા ઉપરાંત ક્રિયાપદની ઉદાત્તતા પણ ઉચ્ચરિત થાય છે. આજે ગુજરાતી ભાષામાં પણ મિશ્રવાક્યોમાં પ્રથમ આવતું ગૌણ વાક્ય પ્રયોજતાં ક્રિયાપદ પૂરા આરોહથી રજૂ થાય છે: 'જો તમારે આવવું જ હો'ય તો તમને કો'ણ રોકવાનું હતું?' બાકી શુદ્ધ વાક્યમાં તો ગુજરાતી ભાષામાં પણ વાક્યાંતે આવતા ક્રિયાપદમાં સ્વરનો આરોહ કરવામાં આવતો નથી જ.

વાક્યના જીવાતુભૂત ક્રિયાપદની આ સ્થિતિ સ્પષ્ટ થયા પછી શબ્દોના આંતર સ્વરૂપમાં વૈદિક સ્વરભારનું શું સ્થાન હતું એ જાણવું જરૂરી છે, કારણ કે વાક્યમાં ક્રિયાપદ જ એકલું નથી હોતું; નામ, સર્વનામ, વિશેષણ, વિભિન્ન પ્રકારનાં અવ્યય વગેરે અનેક પ્રયુક્ત થાય છે. વાક્યના ઉચ્ચારણમાં આ શબ્દપ્રકારોમાં અર્થાનુસારી આરોહ-અવરોહ તેમજ બલાત્મક સ્વરાઘાત હોય છે,

જેને લીધે આખા વાક્યમાંથી એક સંગત અર્થ ઊઠતો હોય છે. બોલવાનો ઝોક આમાં કારણભુત હોય છે; જેમકે ક્રિયાવાચક નામ બનાવનાર अ પ્રત્યય લાગે ત્યારે મૂળ શબ્દમાંનો સ્વર ઉદાત્ત હોય છે; દા. ત. वेद – જ્ઞાન; પરંતુ કર્તૃવાચક પ્રત્યય अ લાગે ત્યારે પ્રત્યયનો સ્વર ઉદાત્ત હોય છે; દા. ત. चोद – પ્રેરક. એ જ પ્રમાણે अस् પ્રત્યય લાગતાં પણ એવી જ સ્થિતિ છે; જેમકે अपस् – કામ, પરંતુ अपस् – કર્તા.

એકનો એક પ્રત્યય હોય છતાં સ્વરસ્થાન સંયોગો પરત્વે જુદાં હોય. આવો પ્રત્યય વર્તમાન કૃદંતનો आन છે. સામાન્ય રીતે આ પ્રત્યય લાગતાં પ્રત્યયમાંનો છેલ્લો अ ઉદાત્ત હોય છે; જેમકે अदान – ખાતું. પણ જ્યારે દ્વિર્ભાવ પામતા ધાતુઓને લાગે ત્યારે દ્વિર્ભૂત સ્વર ઉપર ભાર ચાલ્યો આવે છે; જેમકે ददान-, जोहुवान.

એકના એક શબ્દમાં અર્થ પરત્વે સ્વર બદલાતો હોય છે; જેમકે ब्रह्मन् – પ્રાર્થના, ब्रह्मन् – પ્રાર્થક; सद्मन् – સ્થાન, सद्मन् – બેસનાર.

બાકી સામાન્ય રીતે કૃત્પ્રત્યયો લાગતાં ધાતુમાંનો સ્વર ઉદાત્ત રહેતો હોય છે. એથી ઊલટું, તદ્ધિત પ્રત્યયો લાગતાં પ્રત્યયમાંનો સ્વર ઉદાત્ત થતો હોય છે. પછી એવું સામાન્ય રીતે વ્યાપક છે કે આવો તદ્ધિત પ્રત્યય જો એક કરતાં વધુ સ્વરવાળો હોય તો પ્રત્યયમાંનો પ્રથમ સ્વર ઉદાત્ત હોય છે. એનું જ નારી-જાતિનું રૂપ બનતું હોય તો છેલ્લો નારીજાતિવાચક પ્રત્યય ઉદાત્ત સ્વર બની રહે.

પ્રત્યયોના વિષયમાં એટલી ઝીણવટ છે કે એની પૃથક્કૃતિમાં પડી જતાં લંબાણ–અને એ પણ નકામું લબાણ થઈ પડે, કેમકે આપણી ભાષા સુધી આવતાં તો સેંકડો સ્વરૂપ નષ્ટ થઈ ચૂક્યાં છે. પ્રત્યયોની સામાન્ય પરિસ્થિતિ કેવી છે એ જાણવાથી જ આપણને માર્ગદર્શન મળી રહે એમ છે.

હવે અહીં અનુક્રમે નામિકી અને આખ્યાતિકી વિભક્તિઓમાં સ્વરનાં સ્થાન કેવાં છે એ જરા જોઈ જઈએ

નામિકી વિભક્તિઓમાં સર્વનામ તદ્દન જુદાં પડી જાય છે, કારણ કે સામાન્ય રીતે – પુરુષવાચક સર્વનામોમાં તો તૃતીયા બ. વ. નો. भिस् અને સપ્તમી બહુવચનનો सु લાગી તૈયાર થતાં રૂપ સિવાયનાં રૂપ ખૂબ ખૂબ પ્રાચીન અંશ જાળવી રાખે છે. પ્રથમ પુરુષના એકવચનમાં म- અંગ અને બહુવચનમાં अस्म- અંગ, તો દ્વિતીય પુરુષના એકવચનમાં त्व(=तुव)- અંગ અને બહુ-વચનમાં युष्म- અંગ છે. (દ્વિવચનમાં અનુક્રમે आव- અને युव- અંગ છે અને એના પ્રત્યય પણ પ્રથમા–દ્વિતીયાના અપવાદે નવા પ્રકારના સામાન્ય

છે તે છે) એકસ્વરી અંગમાં તો એ એક સ્વર ઉદાત્ત છે, પ્રત્યયોમાંનો સ્વર ઉદાત્ત નથી. દ્વિસ્વરી અંગમાં બીજો સ્વર ઉદાત્ત હોય છે. त्व- અંગ વૈદિક ઉચ્ચારણમાં तुव- તરીકે સ્વરભક્તિને ધોરણે ઉચ્ચરિત થાય છે ત્યાં આદિ સ્વર જ ઉદાત્ત રહે છે

સર્વનામોમાં य-, त-, क-, આ એકસ્વરી સર્વનામોનાં રૂપોમાં શબ્દ પોતે જ પોતામાં સ્વરભાર રાખે છે. अमु- દ્વિસ્વરી છે અને બીજા સ્વર ઉપર ભાર રાખે છે.

આ બધાથી જુદું પડતું સર્વનામ अ- છે. આનાં બધાં રૂપાખ્યાનોમાં પ્રત્યયમાંનો સ્વર જ ઉદાત્ત હોય છે. એના નારી૦ના રૂપમાં इय-, નાન્યતર રૂપમાં इद-, અને ત્રણે જાતિમાં પ્રથમની બેઉ વિભક્તિઓમાં આવતું इम- તથા સ્વરાદિ પ્રત્યયો પૂર્વે આવતું अन- અંગ તો સામાન્ય રીતે અંગના જ ઉત્તર સ્વર ઉપર ભાર રાખે છે.

પુરુષવાચક સર્વનામોનાં એકાક્ષરી વૈકલ્પિક રૂપો मा, मे, नौ, नः, त्वा, ते, वाम्, वः, एन-, इम- ઉપરથી થતાં રૂપ—આ બધાં રૂપોમાં સ્વરભાર કદી આવતો નથી.

સામાન્ય રીતે વિભક્તિના પ્રત્યયોમાં સ્વરારોહ હોતો નથી. જે શબ્દોમાં આદિ સ્વર ઉપર આરોહ હોય છે તેવા શબ્દોનાં રૂપોમાં કયાંય પણ પ્રત્યય ઉપર આરોહ જોવામાં આવતો નથી; પરંતુ જે શબ્દોમાં છેલ્લી શ્રુતિ ઉદાત્ત હોય છે તે શબ્દોને સ્વરાદિ પ્રત્યયો લાગતાં સંધિથી એકરૂપના પ્રાપ્ત થાય છે ત્યાં સ્વર છેલ્લે ઉદાત્ત થયો હોય છે. બંનેનાં ઉદાહરણ—क्रामैःમાં आ ઉદાત્ત, પરંતુ वेनैःમાં व માંના अ ને કારણે ए ઉદાત્ત થયો છે. આ રીતે સામાન્ય નિયમને બાધ ઉત્પન્ન થતો નથી. જે કાંઈ પ્રત્યયોના વિષયમાં વિશેષતા મળે છે તે આ છે:

વિભક્તિપ્રત્યયોના ત્રણ પ્રકાર છે: ૧. સબળ, ૨. મધ્યમ, અને ૩. શિથિલ. નરનારી જાતિઓના શબ્દોમાં પ્રથમાના ત્રણે પ્રત્યય અને દ્વિતીયાના એકવચન દ્વિવચનના પ્રત્યય, તથા નાન્યતર જાતિમાં પ્રથમા દ્વિતીયાના બહુવચનના પ્રત્યય "સબળ" છે. સબળ પ્રત્યયોનો સ્વર કદી ઉદાત્ત થતો નથી. બાકીના પ્રત્યયોમાં વ્યંજનથી શરૂ થતા પ્રત્યય "મધ્યમ" કક્ષાના છે, જ્યારે સ્વરાદિ પ્રત્યય "શિથિલ" કક્ષાના છે. જુદા જુદા સંયોગોમાં આ પ્રત્યયોમાંનો સ્વર ઉદાત્ત બની રહે છે.

૧. એકસ્વરી શબ્દોમાં મધ્યમ અને શિથિલ પ્રત્યયો સામાન્ય રીતે પોતા

તરફ સ્વરારોહને ખેંચી લાવે છે; જેમકે नौ શબ્દનાં રૂપોમાં नावा, नौभ्याम्, नावाम्, नौषु, वाचि, वाग्भिः, वाचाम्, वाक्षु વગેરે.

અપવાદ તરીકે गो અને द्यो શબ્દ છે. આકારાંત ધાત્વંત શબ્દો, नृ-स्तृ શબ્દો, અને श्वन्-युवन्‌નાં शुन्-यून् અંગ—આ શબ્દો પ્રત્યય ઉપર સ્વરારોહ થવા દેતા નથી.

૨. બહુસ્વરી શબ્દોમાં વ્યંજનાંત શબ્દ કેટલાક એવા છે કે જેને સ્વરાદિ પ્રત્યય લાગે તો પ્રત્યય ઉપર સ્વરારોહ આવી રહે છે. આમ થવાનું કારણ તો એ હોય છે કે વચ્ચેનો સ્વર લુપ્ત થઈ જતો હોય છે, યા તો સંપ્રસારણ થતું હોય છે; જેમકે महिमन् નું महिम्ना, मूर्धन् નું मूर्ध्ने, अग्नि નું अग्न्योः, धेनु નું धेन्वा, वधू નું वध्वै, पितृ નું पित्रा. (પણ अग्नये, अग्निना માં પ્રત્યય પહેલાંનો સ્વર ઉદાત્ત થઈ જાય છે.)

इकारांत, उकारांत અને ऋकारांत શબ્દોને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લાગતાં પ્રત્યયમાંનો સ્વર ઉદાત્ત થઈ જાય છે.

अत्-અંતવાળાં વર્તમાન કૃદંતોને સ્વરાદિ શિથિલ પ્રત્યય લાગે ત્યારે પ્રત્યયમાંનો સ્વર ઉદાત્ત થઈ જાય છે. महत् बृहत् જેવા શબ્દો—મૂળમાં જે વર્તમાન કૃદંત જ હતાં—તેમાં પણ આ જ પ્રક્રિયા કામ કરે છે.

આખ્યાતિકી વિભક્તિઓનો વિચાર કરતાં એક વાત અતિ સ્પષ્ટ છે કે શુદ્ધ ક્રિયાપદોને પોતામાં ક્યાંય પણ આરોહાવરોહાત્મક સ્વરભાર હોતો નથી. એના જે કાંઈ અપવાદ છે તેનો નિર્દેશ આ પૂર્વે થઈ ચૂક્યો છે, જ્યાં કોઈ અને કોઈ કારણે વાક્યમાં ક્રિયાપદ શ્રોતાના કાન ઉપર વધુ અસર ઉપજાવવા જાણે કે પ્રયુક્ત થતું હોય છે, એ જ કારણે ૧. વાક્યારંભે, ૨. એકથી વધુ સ્વતંત્ર ક્રિયાપદો હોય ત્યારે પ્રથમ સિવાયનાં ક્રિયાપદોમાં, ૩. મિશ્રવાક્યોમાં ગૌણ વાક્ય કે વાક્યોમાં આવતાં ક્રિયાપદોમાં, તેમજ ૪. કેટલાંક ઉભયાન્વયીઓ કે ક્રિયાવિશેષણોના યોગમાં જ.

આમ જુદી જુદી પરિસ્થિતિ ઉપસ્થિત થતાં ક્રિયાપદને પોતામાં આરોહાવરોહાત્મક સ્વરભાર આવી રહેતો હતો. એની પરિસ્થિતિ કેવી હતી એ જરા અહીં જોઈ જઈએ.

સંસ્કૃત વૈયાકરણોએ ધાતુઓના જુદા જુદા ગણ પાડ્યા છે તેમાં સમાવિષ્ટ થતા ધાતુઓમાંના કેટલાક 'પરસ્મૈપદી', કેટલાક 'આત્મનેપદી', અને કેટલાક એ બેઉ પદના એટલે કે 'ઉભયપદી' છે. ધાતુઓની અર્થની દૃષ્ટિએ જે કાંઈ

અતિપ્રાચીન કાળમાં વિશિષ્ટતા હતી તેને કારણે જુદા જુદા બે પ્રકારના પ્રત્યય લાગતા. યુરોપીય વૈયાકરણોએ તેથી જ–ગ્રીકભાષાને અનુસરી પરસ્મૈપદી ધાતુઓને active કે transitive અને આત્મનેપદી ધાતુઓને middle કે reflective કહ્યા છે.[૧૧] વૈદિક ભાષાભૂમિકામાં જ ધાત્વર્થની આ શક્તિ વિલુપ્ત થઈ ચૂકી હતી અને તેથી ઘટ્તિ કે માપ્તેના અર્થમાં ભેદ રહ્યો નહોતો, પણ પરંપરાથી જે પ્રમાણે ધાતુઓનાં પોતપોતાનાં પદો પ્રમાણે રૂપાખ્યાન થતાં તે પ્રમાણે રૂઢિને વશ થઈ ચાલ્યાં આવતાં હતાં.

ધાતુપાઠમાં પાણિનિએ "આદ્યુદાત્ત" કહી પરસ્મૈપદી ધાતુઓ અને "અંતોદાત્ત" કહી આત્મનેપદી ધાતુઓ ગણાવ્યા છે. આવી સ્થિતિ હોવા છતાં તે તે કાળ અને અર્થના પ્રત્યય લાગતાં સ્વરની ઉદાત્તતા વિચલિત થતી હતી. સંસ્કૃત વ્યાકરણ ભણનારાઓને એ લગભગ નિત્યનો વિષય થઈ પડયો છે કે કેટલાક પ્રત્યય સબળ (strong) હોય છે અને કેટલાક શિથિલ (weak) હોય છે. વર્તમાન કાળના જ પ્રત્યય લેતાં આપણે સારી રીતે જાણિયે છિયે કે પરસ્મૈપદના ત્રણે પુરુષના એકવચનના પ્રત્યય સબળ છે, પરસ્મૈપદના બાકીના ૬ અને આત્મનેપદના નવેનવ શિથિલ છે. જેને ગણકાર્ય થાય છે તેવા કાળ અર્થોમાં–વર્તમાન કાળ પરસ્મૈપદી ત્રણે પુરુષનાં એકવચન, હ્યસ્તન ભૂતકાળ પરસ્મૈપદી ત્રણે પુરુષનાં એકવચન, આજ્ઞાર્થ-પરસ્મૈ. પ્રથમ પુરુષનાં ત્રણે વચન અને તૃતીય પુરુષ એકવચન, આજ્ઞાર્થ આત્મને. પ્રથમપુરુષ—ત્રણે વચન, આટલા ૧૧ પ્રત્યય સબળ છે, બાકીના અને વિધ્યર્થના બેઉ પદના પ્રત્યય શિથિલ છે. જે આ સબળ (strong) પ્રત્યયો છે તેમાં સ્વર ઉદાત્ત નથી હોતો, જ્યારે શિથિલ (weak) પ્રત્યયો છે તેમાં સ્વર ઉદાત્ત હોય છે. ગણકાર્યરહિત કાળોમાં [૧૨]પરોક્ષ ભૂતકાળનાં ત્રણે પુરુષનાં પરસ્મપદી એકવચનના, એ જ પ્રમાણે અદ્યતનમાં પણ ત્રણે પુરુષનાં પરસ્મપદી એકવચનના પ્રત્યય સબળ (strong) છે, જેમાં પોતામાં સ્વર ઉદાત્ત નથી હોતો. જો બીજું કોઈ પણ આવરણ ન હોય તો આ શિથિલ (weak) પ્રત્યયો સામાન્ય રીતે પોતામાં આરોહાત્મક સ્વર સાચવી રાખે છે.

---

૧૧. વ્હિટની : Sanskrit Grammar, પૃ. ૨૦૦

૧૨. ત્રીજા ગણમાં તેમજ પરોક્ષ ભૂતકાળમાં, કે બીજે જ્યાં જ્યાં પણ ધાતુમાં દ્વિર્ભાવ થાય છે ત્યાં, દ્વિર્ભાવ પામેલો સ્વર ઉદાત્ત નથી; છતાં ચોમૂચ્યતે જેવાં દ્વિર્ભાવિત રૂપોમાં દ્વિર્ભાવમાં સ્વર દીર્ઘ હોઈ 'ચો' વગેરે ઉપર જ સ્વરભાર પડે છે અને એ 'ઓ' વગેરે દીર્ઘ સ્વર ઉદાત્ત હોય છે. એમાં પણ જો પાછો ત્ર આગમ આવ્યો હોય તો એ ત્ર બીજા સ્વરોની ઉદાત્તતા ખૂંચવી પોતામાં લઈ લે છે.

પરંતુ આંતરિક વિશિષ્ટ લાક્ષણિકતા પ્રમાણે ધાતુઓના પ્રધાન ૯ ગણ પાડવામાં આવેલા છે. (૧૦મો પ્રેરકના જ પ્રકારનો હોઈ અહીં ગણતરીમાં લીધો નથી.) આ ૯ ગણના ધાતુઓના પાછા ૨ પ્રકાર છે: ૧. જેમાં ગણની નિશાની કાંતો નથી કે હોય તો એને છેડે 'अ' નથી; ૨. જેમાં ગણની નિશાનીમાં છેડે 'अ' હોય છે. સંસ્કૃત વ્યાકરણમાં ૨-૩-૫-૭-૯ એ ગણના ધાતુ પહેલા પ્રકારના છે; ૧-૪-૬ ના ધાતુ બીજા પ્રકારના છે. પહેલા પ્રકારના ધાતુઓને પ્રત્યયો લાગતાં સબળ (strong) પ્રત્યયોની પૂર્વે ધાતુનો સ્વર ઉદાત્ત બનતો હોય છે; શિથિલ (weak) પ્રત્યયો પોતામાં ઉદાત્ત સ્વરને સાચવે છે. (आस् જેવા દીર્ઘસ્વરી આત્મનેપદી ધાતુઓમાં આનો અપવાદ પણ હોય અને પ્રત્યયને બદલે ધાતુનો સ્વર ઉદાત્ત હોય)[13] બીજા પ્રકારના ધાતુઓમાં ગણની નિશાનીની પ્રબળતા છે. આપણે સારી રીતે જાણિયે છિયે કે પહેલા ગણની નિશાની પણ 'अ' છે અને છઠ્ઠા ગણની નિશાની પણ 'अ' છે. પહેલા ગણની નિશાની પહેલાં ધાતુનાં યથાસ્થાન ગુણ-વૃદ્ધિરૂપ થાય છે; છઠ્ઠા ગણમાં આવું કોઈ ગુણરૂપ કે વૃદ્ધિરૂપ સર્વથા થતું નથી. આનું કારણ એ પ્રત્યયોની શક્તિ પોતે જ. પહેલા ગણનો अ સબળ (strong) છે અને તેથી કરી પોતાની પૂર્વે આવતા ધાતુસ્વરને ઉદાત્તતા આપે છે—બીજા સબળ પ્રત્યયોની જેમ જ; તેથી ઊલટું, છઠ્ઠા ગણનો अ શિથિલ (weak) હોઈ સ્વરભારને પોતામાં જ સાચવી બેસે છે. ગણકાર્યવિશિષ્ટ રૂપોમાં આમ કાળ કે અર્થના શિથિલ (weak) પ્રત્યય પણ આ બેઉ ગણોના વિષયમાં સ્વરભારવિહીન જ રહે છે.

ચોથા ગણની નિશાની પણ 'य' છે અને કર્મણિ ભાવેનો પ્રત્યય પણ ગણકાર્યવિશિષ્ટ કાળોમાં પહેલા પ્રકારના અને બીજા પ્રકારના ધાતુઓને માટે 'य' છે. આ બેઉ પ્રત્યયો વચ્ચે પણ આવો જ ભેદ છે. ચોથા ગણનો य લાગતાં ધાતુમાં યદ્યપિ ગુણવૃદ્ધિ થતાં નથી છતાં સ્વર તો ધાતુનો જ ઉદાત્ત થઈ રહે છે; તેથી ઊલટું, કર્મણિ ભાવે નો य પોતામાં જ ઉદાત્ત સ્વર સાચવે છે.

દસમા ગણનો તેમજ પ્રેરકનો अय સબળ (strong) હોઈ પોતાની પૂર્વના ધાતુમાંના સ્વરને જ ઉદાત્ત કરે છે.

આમ ધાતુઓ અને પ્રત્યયો પોતપોતાની જુદી જુદી પરિસ્થિતિમાં સ્વરની ઉદાત્તતા રાખે છે. આ બધાને પલટાવનારો હ્યસ્તન ભૂત-અદ્યતન ભૂત બતાવવા આવતો अ કે आ આગમ છે. જ્યારે આ આગમનું અસ્તિત્વ હોય છે ત્યારે

---

૧૩. વ્હિટની: Sanskrit Grammar, પૃ. ૨૩૮, ખંડ ૬૨૮

પછીના ધાતુના કે પ્રત્યયના ઉદાત્ત સ્વર ઉદાત્તતા ગુમાવી આ अ કે आને પોતાની ઉદાત્તતા આપી દે છે.

કૃત્પ્રત્યયોમાંના સબળ (strong) પ્રત્યય પોતાની પૂર્વના ધાતુઅંગના સ્વરને ઉદાત્ત બનાવે છે, જ્યારે શિથિલ (weak) પ્રત્યયો પોતામાં સ્વરની ઉદાત્તતા સાચવી રહે છે.

વૈદિક ભાષાના સ્વરભારની બીજી પણ અનેકાનેક ઝીણી વાતો છે; એ બધી અહીં બતાવવાનો અર્થ પણ નથી. જે કાંઈ આપણી સામે રજૂ થયું છે તે ઉપરથી વૈદિક ભાષામાંના વાક્યગત તેમજ શબ્દગત આરોહાવરોહાત્મક સ્વરભારનો ખ્યાલ આવી શકે એમ છે. સ્વરભારની સ્થાનચ્યુતિ કેવી રીતે થાય છે એ આપણે આ પૂર્વે નિહાળ્યું. એ સ્વરૂપ ઉપરથી સ્પષ્ટ જ થાય છે કે વૈદિક ભાષામાંનો આ આરોહાવરોહાત્મક સ્વરભાર વાક્યાધીન છે, અને એ વાક્યમાંના અર્થાનુસાર સબળ સ્વરમાં આવી રહે છે.

આ આરોહાવરોહાત્મક સ્વરભારની સાથે વૈદિક ભાષામાં બલાત્મક કે આઘાતાત્મક સ્વરભાર(stress accent)નું અસ્તિત્વ ખરું? મેક્ડોનલના જણાવ્યા પ્રમાણે :— *But that the Vedic accent was accompanied by some stress,* is shown by certain phonetic changes which cannot otherwise be explained.[૧૪] અને ત્યાં પાદટીપમાં એ વૅકરનેગલ અને ઑસ્ટૉફનાં નામોનો હવાલો આપે છે. વ્હિટની અને મેક્ડોનલનાં વ્યાકરણોમાં આ વિશે — મેક્ડોનલના ઉપરના નિર્દેશ સિવાય કશું મળતું નથી.

એ તો અત્યંત સ્પષ્ટ છે કે આરોહાવરોહાત્મક સ્વરભાર એ સમગ્ર વાક્યનો વિષય છે, જ્યારે બલાત્મક સ્વરભાર એ શબ્દાંતર્ગત છે; પરંતુ વૈદિક સ્વરપ્રક્રિયાની દૃષ્ટિએ શબ્દોમાં અંતર્ગત જે સ્વરભાર મળી આવે છે તે — આપણે ઉપર જોયું તેમ — આરોહાવરોહાત્મક સ્વરભાર છે, કેમકે નહિ તો कामः देवः વગેરે એકસરખા માત્રામાનના શબ્દોમાં ઉદાત્ત સ્વરનાં સ્થાન જુદાં જુદાં ન હોય. એટલે એમ કહી શકાય કે બલાત્મક સ્વરભાર સ્વતંત્ર હશે. વાક્યમાં પ્રયોજાતાં છતાં એ

૧૪. મેક્ડોનલ : Vedic Grammar, પૃ ૭૭ આની પાદટીપમાં મેક્ડોનલ જણાવે છે કે—

The Vedic accent, like the Greek, was, after the begining of our era, changed to a stress accent which, however, unlike the modern Greek stress accent did not *remain* on the original syllable, but is regulated by the quantity of the last two or three syllables, much as in Latin; cp. HAUG 99, end

પોતાનું સ્થાન સ્વતંત્ર રીતે જાળવી રાખતો હશે, કારણ કે બલાત્મક સ્વરભાર આરોહાવરોહાત્મક સ્વરભારની જેમ આરોહ-અવરોહનો વિષય નથી; સ્વર માત્ર શબ્દોમાંના બીજા અસ્વરિત સ્વરો કરતાં વધુ આઘાત અનુભવતો હોય છે. સંસ્કૃત ભાષાના ત્રીજા ગણના ધાતુઓનાં અને પરોક્ષ ભૂતકાળ વગેરેનાં દ્વિર્ભાવ પામતાં રૂપોમાં દ્વિર્ભૂત સ્વરનું હ્રસ્વીકરણ જો લક્ષ્યમાં લઈયે તો બલાત્મક સ્વરભારની કોટિનો – મને લાગે છે કે કદાચ – ખ્યાલ આવી શકે. આપણે ઉદાહરણ તરીકે हु અને भीનાં રૂપાખ્યાન જોઈયે :

| | | | | | |
|---|---|---|---|---|---|
| जुहोमि | जुहुवः | जुहुमः | जुह्वे | जुहुवहे | जुहुमहे |
| जुहोषि | जुहुथः | जुहुथ | जुहुषे | जुह्वाथे | जुहुध्वे |
| जुहोति | जुहुतः | जुह्वति | जुहुते | जुह्वाते | जुह्वते |

| | | |
|---|---|---|
| बिभेमि | बिभिवः – बिभीवः | बिभिमः – बिभीमः |
| बिभेषि | बिभिथः – बिभीथः | बिभिथ – बिभीथ |
| बिभेति | बिभितः – बिभीतः | बिभ्यति |

આ રૂપોમાં હ્રસ્વ થયેલો દ્વિર્ભૂત સ્વર બલાત્મક નથી; અપવાદ ત્યાં જ છે કે જ્યાં ધાતુના મૂળ સ્વર उ કે इનો व् કે य् થયો છે; જેવાં કે जुह्वति, जुह्वे, जुह्वाथे, जुह्वाते, जुह्वते, बिभ्यति. વિશેષતા એ પ્રાપ્ત થાય છે કે આરોહાવરોહાત્મક સ્વરભાર પણ જોડાક્ષરના પૂર્વ સ્વર ઉપર આવી રહ્યો છે. બેશક, આના અપવાદ ઘણા છે. ખાસ કરીને भृ धा વગેરે ધાતુઓમાં સબળ પ્રત્યયોની પૂર્વે દ્વિર્ભૂત સ્વર ઉદાત્ત હોય છે. અકારાંત અંગ નથી બનતું તેવા પહેલા પ્રકારના ધાતુઓમાં આરોહાવરોહાત્મક સ્વરભારની ક્યાં સ્થિતિ છે એ વિશે વ્હિટની સ્પષ્ટ વિધાન કરે છે કે–

"645. According to all the analogies of the first general conjugation, we should expect to find the accent upon the root syllable when this is strengthened. That is actually the case, however, only in a small minority of the roots composing the class : namely in हु, भी." વગેરે.[૧૫]

પરોક્ષ ભૂતકાળ વગેરેમાં જ્યાં ધાતુના આદ્યાક્ષરનો દ્વિર્ભાવ થાય છે ત્યાં સબળ પ્રત્યયો પૂર્વે સર્વત્ર દ્વિર્ભૂત સ્વર આરોહાવરોહાત્મક સ્વરભાર પણ ધરાવતો નથી. શિથિલ પ્રત્યયો પૂર્વે તો ધાતુનો દ્વિર્ભાવ કે મૂળ કોઈ પણ સ્વર ઉદાત્ત નથી જ બની શકતો. આમ છતાં શિથિલ પ્રત્યયોની પૂર્વે ધાતુના સ્વરમાં બલાત્મક સ્વરભાર દીર્ઘ સ્વરોમાં કે જોડાક્ષર પૂર્વેના હ્રસ્વ સ્વરોમાં રોકાની શક્યતા છે.

૧૫. વ્હિટની : Sanskrit Grammar, પૃ. ૨૪૩

चकृथुः, चक्र, चक्रतु, चक्रुः વગેરેમાં પ્રત્યયનો સ્વર ઉદાત્ત છતાં બલાત્મક સ્વરભાર જોડાક્ષરની પૂર્વે સ્વાભાવિક છે; પણ આની વિશેષ ખાતરી તો શિથિલ પ્રત્યયો પૂર્વે य् અને ग्ना સંપ્રસારણમાં થાય છે; જેમકે उवाच, उवच, પણ ऊचिव, ऊचिम, ऊचथुः, ऊच, ऊचतुः, ऊचुः વગેરે રૂપો.

મને એમ લાગે છે કે વૈદિક ભાષામાં જ્યાં જ્યાં શબ્દરૂપોમાં હ્રાસ અનુભવવામાં આવે છે, જેમકે ૧. સ્વરનું હ્રસ્વીકરણ, ૨. સ્વરનો સમૂળગો લોપ, ૩. इ-उનાં સંપ્રસારણ, ૪. વ્યંજન સહિત સ્વરનો લોપ; આ પ્રક્રિયાઓ બલાત્મક સ્વરભારને આભારી છે. આનાં ઉદાહરણોમાં :

૧. દ્વિર્ભૂત ધાતુઓનાં રૂપોમાં દ્વિર્ભૂત સ્વરનું હ્રસ્વીકરણ, અને શિથિલ પ્રત્યયો પૂર્વે પણ સ્વરનું હ્રસ્વીકરણ;[૧૬] પાછળનું ઉદાહરણ बिभीमः-बिभिमः, કે स्तुवीवः - स्तुविवः જેવાં વૈકલ્પિક રૂપ.

૨. સ્વરનો સમૂળગો લોપ. हु ધાતુનાં વેદમાં ક્વચિત્ મળતાં जुह्वः-जुह्मः, जुह्वहे-जुह्महे જેવાં રૂપ; પાંચમા અને આઠમા ગણના ધાતુઓમાં चिनुवः-चिन्वः, तनुवः-तन्वः; कृनां રૂપોમાં कुर्वः-कुर्मः, कुर्वहे-कुर्महे વગેરે રૂપ. શિથિલ પ્રત્યયો—સ્વરાદિ લાગે ત્યારે अन् છેડાવાળાં નામોમાં વચ્ચેના અકારના લોપે સિદ્ધ થતાં राज्ञः, महिम्ना, અને दधि શબ્દનાં दध्ना, दध्ने વગેરે રૂપો. શ્વસ્તન-અદ્યતન-ક્રિયાતિપત્ત્યર્થના ધાતુની પૂર્વે આવતા આગમ अनो લોપ, इवने બદલે व કે वा, आत्मन्‌નું त्मन् અંગ, उप्मसिनुं प्मसि રૂપ,[૧૭] अस् ધાતુનો—૨ જા ગણનાનો—બધા જ શિથિલ પ્રત્યયોની પૂર્વે अ લોપાવાનું, अवगाह-वगाह, अपिधान-पिधान જેવાંમાં આદિ अनो વૈકલ્પિક લોપ; કેટલાંક ઉપસર્ગવાળા તેમજ પૂર્વ પદવાળા બીજા શબ્દોમાંથી અંત્ય સ્વરનો લોપ;[૧૮] જેમકે अनुवर्तितનું अन्वर्तित, चारुवदननुं चार्वदन, चारुवाच्‌नुं चार्वाच्, तिलपिञ्जीनुं तिल्पिञ्जीः કેટલાંક ઉદાહરણોની અતિ પ્રાચીન દશામાં अनो લોપ; જેમકે वि-પક્ષી-લૅટિનમાં એનું રૂપ अवि-, नि-નીચે (ઉપસર્ગ)—ગ્રીકમાં હ્રસ્વ पवाळुं पनि રૂપ.[૧૯]

---

૧૬. આમાં ए-ऐ-ओ-औ છેડાવાળા ધાતુઓના દ્વિર્ભાવમાં થતા હ્રસ્વ अनो પણ સમાવેશ કરવાનો છે.

૧૭. મૅક્ડૉનલે સ્વરાઘાતની પ્રક્રિયામાં III The तॅ series નીચે સંખ્યાબંધ ઉદાહરણ अना લોપનાં આપ્યાં છે. જુઓ Vedic Grammar, પૃ ૧૭

૧૮. મૅક્ડૉનલ : Vedic Grammar, પૃ ૧૧

૧૯. એજન, પૃ. ૧૧

૩. इ-उના સંપ્રસારણની શિથિલ પ્રત્યયો પૂર્વે વૈદિક ભાષામાં સ્વતંત્ર વ્યાપક પ્રક્રિયા છે. मीढ्वांसः અને मीढुषः, અને वस् છેડાવાળાં બધાં પરોક્ષ ભૂતકૃદંતનાં રૂપોમાં, श्वन् युवन् मघवन् વગેરે શબ્દોનાં રૂપોમાં.

૪. Haplologyની પ્રક્રિયામાં એકસરખી શ્રુતિઓ સાથેસાથે આવતાં એમાંની એક શ્રુતિ લોપાય છે : तुवीर[व]वान्, मध[य]या, वृ[ति]था, स्वपत्यायैનું स्वपत्यै, इरधध्यैનું इरध्यै; ઉપરાંત चकनन्तનું चकन्त, रणन्तनું रन्त, वनन्तનું वन्त, सदसस्पति ઉપરાંત सदस्पति; शे[वो]वार, शे[वो]वृध, मधुदुघ સાથેસાથ मधुघ, शर्ष्[प]पिञ्जर; पौरया[य], रन्तपेया[य], सख्या[य], अभिख्याय સાથેસાથ अभिख्या, वृकतातिનું वृकति, शीर्षसक्तिનું शीर्षक्ति; થોડાંક રૂપોમાં मर्यादा[य], आवरीवरुरनું आवरीभुर् વગેરે.[२०]

નજીક નજીકમાં આવતા સ્વરોની સંધિનો ખુલાસો આરોહાવરોહાત્મક સ્વરભારથી આવી શકતો નથી. મને એમ લાગે છે કે જ્યાં જ્યાં ઉક્તિનું લાઘવ કરવાની પ્રક્રિયા કામ કરે છે ત્યાં સર્વત્ર બલાત્મક સ્વરભાર નિયામક હોય છે. આને જ કારણે નામિકી વિભક્તિઓમાં ક્વચિત્ શ્રુતિલોપનાં પણ ઉદાહરણ વ્યાપક હતાં. દા. ત. અકારાંત અને આકારાંત નર–નારીજાતિની પ્રથમા વિભક્તિના બહુવચનમાં देवासः - प्रियासः સાથેસાથ देवाः - प्रियाः રૂપો; અકારાંત નાન્યતર જાતિની પ્રથમા વિભક્તિના બહુવચનમાં युगानि સાથેસાથ युगा રૂપ; અકારાંત તૃતીયા વિભક્તિના એકવચનમાં यज्ञेन સાથે यज्ञा, બહુવચનમાં देवेभिः સાથેસાથ देवैः રૂપ; ષષ્ઠી બહુવચનમાં चरथानाम्ને બદલે चरथाम्; ષષ્ઠી દ્વિવચનમાં पस्त्ययोः ને સ્થાને पस्त्योः રૂપ.[२१]

पश्वा, क्रतुवा-क्रत्वा, अघेन्या, मघ्वा, मध्वः વગેરે જૂનાં રૂપ પણ વેદમાં મળી આવે છે, જેમાં પછીથી ' न् ' દાખલ થયેલાં રૂપોનો જ સમાદર થયો છે. નારી જાતિના શબ્દો જેવાં આ રૂપ મને બલાત્મક સ્વરભારનાં જૂનાં પ્રતીક જણાય છે. પાછીના વિકાસમાં એની બલાત્મકતા ગમે તે કારણે ઓસરી છે.

આરોહાવરોહાત્મક સ્વરભાર અને બલાત્મક સ્વરભારની સરખી સ્થિતિ તો સંબોધન વિભક્તિમાં છે, જ્યાં સ્વરાંત શબ્દોમાં અંત્ય સ્વર હ્રસ્વ થઈ રહે છે; બેશક, નાન્યતર જાતિનાં इ-उકારાંત રૂપોમાં ત્યાં વિકલ્પ ગુણરૂપ છે; ऋકારાંતમાં ગુણરૂપ મળે છે, અને આકારાંત નારીજાતિનાં રૂપોમાં ત્યાં एકાર આવે છે; તો विश्वपा જેવા ધાતુસાધિત શબ્દોનાં રૂપોમાં ત્યાં વિસર્ગ સચવાઈ રહ્યો હોય છે.

૨૦. બેન્ન, પૃ. ૫૮–૫૯

૨૧. વ્હિટની : Sanskrit Grammar, પૃ. ૧૧

વૈદિક ભાષાની સાથોસાથ એક જ મૂળમાંથી વિકાસ પામેલી પ્રાકૃત ભાષાઓમાં આરોહાવરોહાત્મક સ્વરભાર (pitch accent)નો સર્વથા પત્તો લાગતો નથી. ઈરાનીઓની સમસામયિક વિકાસ સાધતી રહેલી ગાથા–અવેસ્તાની ભાષામાં પણ એ સ્વરભાર જોવા મળતો નથી. જોસેફ રાઇટ બરાબર ધ્યાન દોરે છે કે–

> "This pitch accent was preserved in Greek and Vedic, but became predominantly stress again in the primitive of nearly all the other languages. It had also become predominantly stress in Greek by about the begining of the Christian era, see Kretschmer, *Kupn's Zeitschrift*, xxx, pp. 591–600."[૨૨]

આરોહાવરોહાત્મક સ્વરભાર કરતાં ભારત-યુરોપીય પ્રાચીન ભૂમિકામાં બલાત્મક સ્વરભાર વધુ પ્રમાણમાં નિયામક હતો, કેમકે જો આવી પરિસ્થિતિ ન હોય તો માત્રિક અપશ્રુતિ (guantitative ablaut)ની વિવિધ પ્રક્રિયાઓનું સમાધાન મેળવી શકાય એમ નથી. પાછળથી આરોહાવરોહાત્મક સ્વરભાર નિયામક બન્યો અને એને પરિણામે પ્રાકૃતિક અપશ્રુતિ (gualitative ablaut)ની પ્રક્રિયા અસ્તિત્વમાં આવી.[૨૩] એ વિશે હવે જરાપણ મતભેદ રહ્યો નથી કે ભારતયુરોપીય પ્રાચીન ભૂમિકામાંથી યુરોપની મોટા ભાગની વિભિન્ન યૂથોની ભાષાઓ, અને ભારતવર્ષની–નજીકના ઈરાનની ભાષાથી લઈ વૈદિક ભાષાનો વિકાસ થયો છે. આમાં જ્યાં જ્યાં અપશ્રુતિ પ્રક્રિયા(ablaut)માં સ્વરો સચવાઈને 'ગુણવૃદ્ધિપ્રક્રિયા' સ્વરારોહ–(vowel gradation)થી ગુણવૃદ્ધિ વગેરે રૂપોમાં આવી રહ્યા છે તે જેમ આરોહાવરોહાત્મક સ્વરભારને આભારી છે, તેમ જ્યાં જ્યાં ઉચ્ચારણમાં શિથિલ બનતી શ્રુતિઓમાંના સ્વરોમાં હ્રાસની પ્રક્રિયા કામ કરતી હતી એ બલાત્મક સ્વરભારને આભારી છે. પ્રધાનપણે નહિ છતાં આ હ્રાસપ્રક્રિયા વૈદિક ભૂમિકામાં સ્પષ્ટ સ્વરૂપમાં જોવામાં આવે છે એ આ પૂર્વે આપણે જોઈ ગયા છિયે જ. આમાં પણ એક વસ્તુ ખૂબ સૂચક છે કે ઋગ્વેદના જૂનામાં જૂના ભાગોમાં હ્રાસપ્રક્રિયા વધુ પ્રમાણમાં જોવામાં આવે છે, એટલે કે જેને આર્ષ જ કહી શકાય તેવાં રૂપોની વિપુલતા છે, જ્યારે નવા ભાગોમાં રૂપઘટનાની નિયમિતતા વધુ ચોક્કસ સ્વરૂપમાં સચવાયેલી મળે છે. વૈદિક છંદોનો ઐતિહાસિક વિકાસ રજૂ કરનાં ઇ. વર્નોન આર્નોલ્ડે એના Vedic Meter નામનાં સમર્થ ગ્રંથમાં સરખામણીએ જૂના સમયનાં રૂપ બતાવ્યાં છે તેમાં હ્રાસ-

---

૨૨. જોસેફ રાઇટ : Comparative Grammar of the Greek Language, પૃ. ૧૧

૨૩. એજન, પૃ ૧૧

પ્રક્રિયા વધુ સબળ જોવામાં આવે છે.[૨૪] નરજાતિનાં અકારાંત નામોની પ્રથમા દ્વિતીયા દ્વિવચનનાં રૂપોમાં औને બદલે 'आ' : सयुजा सखाया; તૃતીયા વિભક્તિના એકવચનમાં एन ને બદલે 'आ' પ્રત્યય : चन्द्रा चमसा यज्ञा વગેરે; ચતુર્થી વિભક્તિ એકવચનમાં आय ને બદલે 'ए' પ્રત્યય : हविर्दे વગેરે; इકારાંત નામોને પ્રથમાદ્વિતીયાના દ્વિવચનમાં 'ई', તૃતીયાના એકવચનમાં દીર્ઘ ईવાળાં રૂપ : शाकी वृष्टी सुष्टी વગેરે. એ પ્રમાણે उકારાંત નામોનાં રૂપ; નાન્યતર બહુવચનમાં 'नि'નો અભાવ; उरू ऋजू वसू વગેરે; સાર્વનામિક રૂપોમાં युवोः अया વગેરે; હ્યસ્તન-અદ્યતન ભૂતનાં રૂપોમાં આગમ 'अ'નો અભાવ; પરોક્ષ ભૂતકૃદંતનાં દ્વિર્ભાવ વિનાનાં રૂપ : विद्वांस्-, दास्वांस्-, मीढ्वांस्-વગેરે.

આ ઉપરથી એક લક્ષણ બાંધવું હોય તો બાંધી શકાય કે ઉચ્ચારણની સ્પષ્ટતા આરોહાવરોહાત્મક સ્વરભારની નિયામક બને છે, જેને કારણે સ્વરોનાં ગુણવૃદ્ધિનાં રૂપ વિકાસ પામે છે; ઉચ્ચારણની ખામી બલાત્મક સ્વરભારની નિયામક બને છે, જેને કારણે એનાથી ઊલટી પ્રક્રિયા ને સમૂળગી સ્વરોની લુપ્તિ જ વિકાસ પામે છે. આ બંને પ્રક્રિયા ભારત-યુરોપીય ભાષાયૂથના બધા પ્રકારોમાં સાથોસાથ સતત ચાલ્યા કરી છે; અને ઉત્તરોત્તર પ્રજાભેદે—પ્રાંતભેદે અનેક ભાષાઓનાં રૂપ આવી રહે છે. પણ બધી પ્રચલિત ભાષાઓમાં આરોહાવરોહાત્મક સ્વરભાર ક્યાં છે અને એની પરંપરા કેવી રીતે ઊતરી આવી છે એનો નિશ્ચય કરવાનું કાર્ય ખૂબ કઠણ છે, કેમકે જેમ વૈદિક સંહિતાઓ સંહિતાપાઠ પદપાઠ અને પ્રાતિશાખ્યોની મદદથી વાક્યમાં આરોહાવરોહાત્મક સ્વરભારનાં સ્થાન–ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત સ્વરોનાં સ્થાન–સાચવી રાખી શકી છે તેમ એવી કોઈ જાળવણી તે તે કાળની જીવંત ભાષાઓમાં ન હોવાને કારણે સ્થાનો સચવાઈ રહ્યાં નથી. દીર્ઘ સ્વર અને જોડાક્ષરને સારા પ્રમાણમાં સાચવતી સંસ્કૃત ભાષા, જોડાક્ષરોથી ખીચોખીચ ભરેલી પાલિ-પ્રાકૃતના અનેક પ્રકારો—અપભ્રંશ પ્રકારો, અને આજની વર્તમાન ભારત-આર્યભાષાના અને બોલીના જૂના પ્રકારોમાં બલાત્મક સ્વરભારને પકડવો મુશ્કેલ નથી, પરંતુ આ કોઈ પણ ભાષાસ્વરૂપમાં આરોહાવરોહાત્મક સ્વરભાર ક્યાં હતો એ કહેવાનું કોઈ પણ રીતે આજે શક્ય નથી. ઉદાહરણ તરીકે એક નાનું વાક્ય જ લઈએ : किं कुरुपे ? किं, कुरुपे ? આ બેઉ વાક્યમાં લેખનની દૃષ્ટિએ કશો ભેદ નથી; પરંપરાથી આ જ રીતે લખાતાં આવ્યાં છે, છતાં બેઉના અર્થમાં સ્પષ્ટ ભેદ છે એ માત્ર આરોહાવરોહાત્મક સ્વરભારથી જ નક્કી કરી શકાય ! પહેલા વાક્યમાં किं કર્મ છે, અને તેથી किं ઊંચેથી બોલાય છે અને વૈદિક પરિપાટીને લગભગ મળતી

૨૪. આર્નોલ્ડ : Vedic Metre, પૃ० ૩૮–૩૨

રીતે જ ક્રિયાપદમાં અનુદાત્ત સ્વરો જ જોવામાં આવે છે. બીજા વાક્યનો વિચાર કરતાં किं માત્ર અવ્યયાત્મક સ્થિતિમાં ઉદ્ગાર જેવું છે અને તેથી कुरुपे આપોઆપ આરોહ માગી લે છે : पे માંનો पकार ઊંચેથી ઉચ્ચરિત થાય છે. વૈદિકી કક્ષામાં પણ આ આત્મનેપદી રૂપ હોઈ પ્રત્યયના સ્વરમાં ઉદાત્તતા છે. પરંતુ ત્યાં જ જો करोषि રૂપ વાપરિયે તો વૈદિકી કક્ષાની જેમ सि સબળ પ્રત્યય હોઈ પૂર્વના સ્વરનો ગુણ કરતો હોઈ પ્રત્યયના उनो થયેલો ओ ઉદાત્ત આવી રહે છે. નિત્યના વ્યવહારના નાના ટુકડાઓમાં આમ આરોહાવરોહાત્મક સ્વરભારનો આવો અનુભવ થઈ શકે, પરંતુ લાંબાં વાક્યોમાં આ જાતનો અનુભવ, ખાસ કરીને સંસ્કૃત-પ્રાકૃત ભાષાઓમાં, મળવો મુશ્કેલ છે, એટલું જ નહિ, સામાસિક રૂપોથી ભરચક ગદ્યમાં તો એની કોઈ શક્યતાયે રહેતી નથી. એ સૌનો અનુભવ છે કે છંદ કે વૃત્તના ચોકઠામાં ભાષા જકડાયા પછી તો એમાં નથી ભાષાની સ્વાભાવિકતા રહેતી કે નથી કોઈ ભાવની અભિવ્યક્તિનો સંભવ રહેતો. આને માટે માત્ર ગદ્ય જ કામ લાગે અને એ મુખ્યત્વે બલાત્મક સ્વરભારથી જ અનુકૂળતા કરી આપે. સંસ્કૃત-પ્રાકૃતમાં ઉચ્ચરિત થતા હ્રસ્વ સ્વરોમાં કોઈ તારતમ્ય નથી અનુભવાતું અને તેથી એમાં બલાત્મક સ્વરભારનો અભાવ અનુભવાય છે. માત્ર દીર્ઘ સ્વરો, અને જોડાક્ષર પૂર્વેના હ્રસ્વ સ્વરો જ ઉચ્ચારણમાં વજન ઝીલી લેતા હોય છે. એક ઉદાહરણ લઈયે :

आसीत् कल्याणकटकवास्तव्यो भैरवो नाम व्याधः। स चैकदा मांसलुब्धः सन् धनुरादाय विन्ध्याटवीमध्यं गतः। तत्र तेन मृग एको व्यापादितः। વગેરે.

આ વાક્યોના ઉચ્ચારણમાં જોડાક્ષર કે વિસર્ગ કે અનુસ્વાર પૂર્વનો સ્વર બલાત્મકતા વધુ અનુભવે છે, દીર્ઘ સ્વરો એથી ઊતરતી માત્રામાં, અને હ્રસ્વ સ્વરોમાં કશું જ જોર અનુભવવામાં આવતું નથી. मृग શબ્દમાં બેઉ લઘુ હોઈ કશું જોર જોવામાં આવતું નથી; ત્યાં જ मृगो व्यापादितः થતાં गोમાંનો ओ બલાત્મકતા અનુભવે છે, જેના પછી જોડાક્ષર હોઈ એ વધુ જોર બતાવે છે. आसीत् રૂપમાં આરોહાત્મક સ્વરભાર आ ઉપર જ છે, છતાં ઉચ્ચારણમાં બલિષ્ઠતા सीत्‌માંના 'ई'માં આવે છે. આમ कुरुपे करोषिમાં જે આરોહાવરોહાત્મક સ્વરભાર અને બલાત્મક સ્વરભારની એકાત્મકતા અનુભવી શકાઈ તેનાથી ઊલટું જ આ ઉદાહરણમાં મળે છે; એટલે બંનેના માર્ગ નિરાળા છે એવું તરી આવે છે. અને તેથી એ પણ સ્પષ્ટ થઈ જાય છે કે રૂપઘટનામાં આરોહાવરોહાત્મક સ્વરભારની કોઈ વિશિષ્ટ ઉપયોગિતા નથી. ખરું જોતાં એ વાક્યનો વિષય છે, શબ્દનો નહિ. તેથી અહીં હવે બલાત્મક સ્વરભારની પરંપરા જ જોઈ જઈયે.

ગુજરાતી ભાષાની પરંપરામાં એની રૂપઘટના માટે વૈદિકી ભાષાની સાથોસાથ એની જ સમસામયિક પ્રાકૃત ભાષા–ભૂમિકાથી લઈ છેક અપભ્રંશ સુધી આવી મધ્યકાલીન ગુજરાતી ભાષાનો સંબંધ અવિચ્છિન્ન રહ્યો છે. વેદની ભાષામાં બલાત્મક સ્વરભારના પ્રસંગ આ પૂર્વે આપણે વિચારી લીધા છે. પ્રાકૃત પરંપરામાં એની નિયામકતા હતી એ આપણે વૈદિકી ભાષાની સમસામયિક પ્રાકૃત ભૂમિકામાંથી પણ મેળવી શકિયે છિયે.

આપણે ત્યાં ભારત આર્ય ભાષાભૂમિકાનું જૂનામાં જૂનું સ્વરૂપ તો ઋગ્વેદની ભાષામાં છે; એ પૂર્વેનું સ્વાભાવિક રૂપ આપણા જાણવામાં નથી. ભારત-પારસીક ભાષાભૂમિકામાંથી નીકળેલું પ્રાચીન સ્વરૂપ તે ગાથા-અવેસ્તાની ભાષાનું છે આ બેઉ ભાષાપ્રકારની સરખામણીમાંથી એક તત્ત્વ જાણવા મળે છે: ગાથા-અવેસ્તાની ભાષામાં સ્વર-વ્યંજનપ્રક્રિયામાં સારી એવી વિકૃતિ છતાં એનું વલણ ભારત-યુરોપીય મૂળ તરફનું સચવાઈ રહ્યું છે. વૈદિકી ભાષા વધુ સાફ થયેલી (polished કે refined) છે. પણ વૈદિકી ભાષામાં હ્રાસપ્રક્રિયાનો આરંભ થઈ ચૂક્યો હતો એ એની વિશેષતા છે. એ હ્રાસપ્રક્રિયાએ વૈદિકી શુદ્ધ ભૂમિકામાં પ્રાકૃતીકરણનો પણ આરંભ કરી દીધો હતો. સ્વરોના વિષયમાં તો (૧) દીર્ઘ સ્વરોનું હ્રસ્વીભવન, (૨) ગુણવૃદ્ધિ ધરાવનારા મૌલિક સ્વરોનું – ખાસ કરીને ए ऐ ओ औનું अकार થવાનું વલણ, (૩) इ–उનાં સંપ્રસારણ, અને (૪) સ્વરોનો સમૂળગો લોપ – આ પ્રક્રિયા બલાત્મક સ્વરભારના પરિણામરૂપે પ્રચલિત હતી. પણ જેને સ્પષ્ટ પ્રાકૃતીકરણ જ કહી શકાય તેવી પ્રક્રિયા પણ શુદ્ધ રૂપો સાથોસાથ ચાલુ થઈ ચૂકી હતી. આમાં આપણે ભારત-પારસીક સમાન ભૂમિકાને અજાણી હોય તેવી વિકૃતિઓને ગણાવી શકિયે :

૧. र्‌ની સાથોસાથ કે र्‌ને સ્થાને ल्‌નો પ્રચાર;
૨. મૂર્ધન્ય સ્વરો કે र्‌ના યોગમાં, કે સ્વતંત્ર રીતે મૂર્ધન્ય વ્યંજનોની પ્રવૃત્તિ;
૩. તાલવ્ય शकारને સ્થાને દંત્ય सनो વૈકલ્પિક પ્રયોગ;
૪. દ્વિશ્રુતિમધ્યગત મહાપ્રાણ વ્યંજનોની વર્ગીયતાનો હ્રાસ;
૫. વ્યંજનોની પૂર્વાપરસવર્ણતા;
૬. જોડાક્ષરના ઘસારા સાથે પૂર્વ સ્વરની દીર્ઘતા, તો ક્વચિત્ હ્રસ્વતા;
૭. ક્વચિત્ એકવડા વ્યંજનને બેવડા કરવાપણું;
૮. અનુનાસિક ઉચ્ચારણનો પ્રક્ષેપ;
૯. શબ્દારંભે જોડાક્ષરના આદ્યાક્ષરનો લોપ;
૧૦. णकारની પ્રક્રિયા;

૧૧. ह्कारनो लोप;
૧૨. ळ અને ळ्ह;
૧૩. 'च'વાળા શબ્દોનો પ્રવેશ;
૧૪. 'य्'નો પ્રક્ષેપ;
૧૫. ऋनो अ.

આપણે અહીં ક્રમશઃ પ્રાકૃતિક ભાષાની લાક્ષણિકતા ક્યાં કેવી રીતે વૈદિકી ભાષામાં આવે છે એ ટૂંકમાં જોઈ જઈયે.

૧. ल्:

આ ઉચ્ચારણ ભારત-પારસીક ભાષાસ્વરૂપમાં સર્વથા નહોતું; આમ છતાં ભારત-યુરોપીય ભાષાસ્વરૂપમાં હતું. ભારત-યુરોપીય ભાષાસ્વરૂપમાં જે શબ્દોમાં હતું તે શબ્દો ભારત-આર્ય ભાષાપ્રકારમાં સામાન્ય છે તે સિવાયના શબ્દોમાં ल् ઉચ્ચારણ આવ્યું છે તેમાં પ્રાકૃતીભવન પકડી શકાય એમ છે. ઋગ્વેદના દસમા મંડળમાં म्लुच् અને लभ् ધાતુ અને लोमन् लोहित એ નામ વપરાયેલાં મળી આવે છે. જૂનાં મંડળોમાં તો म्रुच् रभ् रोमन् रोहित એમ र् જ મળે છે. એ રીતે स्वङ्कुरि અને ह्रद साथेसाथ दशाङ्गुल અને ह्रादक–ह्रादिकवन्त રૂપો મળે છે. અથર્વવેદમાં તો रप् रिख् अश्रीरने બદલે लप् लिख् અને अश्लील પ્રયોજાયેલા છે. યજુર્વેદમાં ल् વધતો વપરાયો છે, જ્યાં चस्रु સાથોસાથ वभ्लुप રૂપ મળે છે તો पुरीतत् સાથોસાથ पुलीतत्. સામવેદમાં पांसुरने સ્થાને पांशुल રૂપ મળે છે.

पुरु-पुलु, मिश्र-मिश्ल, जर्गुर-जल्गुल, गिर-गिल, क्षुद्र क्षुल्लक, तिर्य-तिल આ શબ્દો એક જ સમયમાં પ્રયોજાયેલા છે.

ભારત-યુરોપીય ભાષાભૂમિકામાં જ્યાં र् હતો તેનાં સ્થાનોમાં વૈદિકી ભાષામાં ल् આવી રહ્યો છે: उरु- પણ उलूखल, गॄ પણ जल्गुल, प्रुष् પણ प्लुषि, क्रोशन्त्-क्रोशन પણ क्लोश, रोहित्-रोहित પણ लोहित-लोध, रुप् પણ लोपाश-लुप (અથર્વ.), उपरि પણ उपल. ઉત્તરોત્તર આ પ્રમાણ વધતું જાય છે અને પછી બીજી સંહિતાઓમાં मलम् लिश् ग्लुञ्च् प्लुश स्थूल શબ્દો પ્રયોજાયા છે, જ્યાં આમાંથી चस्रु અને स्थूर પણ મળે છે.

द् નો ल થયે પૂર્વસવર્ણતાનો દાખલો क्षुद्र ઉપરથી क्षुल्लक છે.[૨૫]

---

૨૫ 'ल्' ધરાવતા કેટલાક આર્યેતર શબ્દ પણ આવ્યા છે: बल्बूथ, बल्बज, बिल्व, किलिम्प, बिल्म, इलीबिस, अलापु; આ ઉપરાંત શંકાસ્પદ शबल, पलाश, श्लोक. મૅક્ડૉનલ : Vedic Grammar : પૃ. ૩૬–૩૭

૨. મૂર્ધન્યીભવન :

મૂર્ધન્ય ष् પછી त्નો ट् તો ખૂબ સામાન્ય છે: वृष्टि दृष्टि વગેરેમાં; તો ભારત-યુરોપીય ભૂમિકાના ज़् પછી द् ध् આવતાં જોડાક્ષર થયે પૂર્વવ્યંજનના લોપે ड અને ढ આવી રહ્યા છે તેવા શબ્દ: नीड, दूढो, ईडे, दढः ઉપરાંત લુપ્ત ન થતાં लिह्नां लेढि-लीढः વગેરે; તો मुह्नां मूढ વગેરે. दिदिड्ढि. विविड्ढि જેવા શબ્દ (અનુક્રમે दिश् અને विश्માંથી) જેને શુદ્ધ પ્રાકૃતીભવન કહી શકાય તેવાં રૂપોમાં र्ના યોગે મૂર્ધન્ય અક્ષર થયો હોય છે; અને જો ऋ હોય તો ऋનો अर[26] થયો છે. कृत પણ विकट, कर्त પણ काट, अवर्त्म પણ अवट;[27] ઉપરાંત कटुक, कूडयति, केवट, जडु, कूट, जठर. तडित्. पिण्ड, कुण्ड (આ પાછલા પાંચ શબ્દોમાં 'ल्' દ્વારા મૂર્ધન્યીકરણ છે.), दण्ड વગેરે.

સંધિના નિયમે શબ્દાંતે આવતા મૂર્ધન્ય ष् કે ક્વચિત્ તાલવ્ય श्ना ट् ड् થવાનું સામાન્ય છે, પણ એને આપણે પ્રાકૃતીભવનમાં સમાવિષ્ટ ન કરી શકિયે.

૩. श्નો स् :

દંત્ય स्નો श् કે ष् થવાની પ્રક્રિયા તો વૈદિકી ભાષામાંયે ખૂબ સામાન્ય છે; આમ છતાં તાલવ્ય श्નો દંત્ય स् થવાનાં ઉદાહરણ પછીની સંહિતાઓમાં જોવામાં આવે છે. अश्नुं अस्यते (અથર્વ.); वाशीनुं वासी (છરી; અથર્વ.). शरुनुं सरु (તીર; અથર્વ.); श्रातुं રૂપ ધરાવતું अरुस्स्राण (અથર્વ.); शष्प-पिञ्जरनुं शस्पिञ्जर થયા પછી सस्पिञ्जर (તૈ. સં.) આવાં રૂપ મળી આવે છે.

स्નો ष् થઈ જવો જોઇયે છતાં કેટલાક આર્યેતર મૂલના શબ્દોમાં स् સચવાયેલો પડ્યો છે; बिस, बुस, बृसय, ऋबिस, कीस्त, बर्स्व, कुसूल, मूसल, सीस (સીસું) વગેરે.

૪. મહાપ્રાણ વ્યંજનોની વર્ગીયતાનો નાશ :

घ् = ह्

हन् ધાતુ એનું સારામાં સારું ઉદાહરણ પૂરું પાડે છે. મૂલમાં घन् ધાતુનાં રૂપ હોય તે રીતે એનાં મહત્ત્વનાં રૂપ થાય છે: घ्नन्ति, जघान, वृत्रघ्ना, घ्नत् વગેરે. બાકી તો हन्मि, हत, हन्व. हन्तुम्, हनिष्यामि વગેરે રૂપોમાં 'ह्' જ મળે છે.

---

૨૬. ऋનો अ થવાની સ્વતંત્ર પ્રક્રિયા પણ મળી આવી છે. એ વિશે જુઓ આ પછી.

૨૭. મેકડોનલ અહીં अवट શબ્દ નોંધે છે; પણ अवर्त्मના अवर्त દ્વારા 'अवट' વધુ સ્વાભાવિક છે.

अर्हति છતાં अर्घ-अर्घ्य; दह्नां રૂપોમાં दग्ध વગેરેમાં घ् છે; દ્વિરુક્તિગત રૂપોમાં 'ह्' જ. એ જ રીતે दुह् दिह् मुह् અને द्रुह् વગેરે ધાતુનાં રૂપોમાં પણ ह् અને घની સ્થિતિ છે. घर्म-हर्म्य, हृष्ट-घृष्ट; अहम्नां સમાન્તર રૂપ લૅટિન-ગ્રીકમાં ઍગો છે, જે જૂના ઍઘોનો અવશેષ સ્વીકારાયો છે.[૨૮] मेहते मेघ, महति-माघ પણ.

झ् = ह्

झનું સારામાં સારું ઉદાહરણ हु ધાતુમાં છે; પણ એના વિષયમાં એવું બન્યું છે કે વૈદિકી ભૂમિકામાં આવ્યા પહેલાં જ ધાતુનો झ् વર્ગીયતા ગુમાવી બેઠો છે; પરિણામે जुहोमि એમ જે જે રૂપોમાં દ્વિર્ભાવ થાય છે ત્યાં દ્વિર્ભૂત સ્વરમાં અલ્પપ્રાણરૂપે એ જોવામાં આવે છે.

બાકી તો त्-थ्નો 'ध' થયા પછી वह્નું अवाट् રૂપ, गुह्नुं गूढ, तृह्नुं तृढ; दृह् ધાતુનાં दंहति दृह्यति સાથોસાથ दृढ; वाहु ને वाध्य, मिह् ધાતુ છતાં मेढ्र; रिहति-रेढि, रीढ; અને लिह्नां પણ એવાં રૂપ; वह्नां એક બાજુ वहति વગેરે તો બીજી બાજુ ऊढ, वोढुम्; सह्नां सहते ને साढ्-.

ध् = ह्

આનું સારામાં સારું ઉદાહરણ धा ધાતુ પૂરું પાડે છે ધાનું ભૂતકૃદંત हित વગેરે થાય છે, તો धित પણ જૂની ભાષામાં. पुरोहित શબ્દમાં સ્પષ્ટ ह् આવી રહ્યો છે. गाहते-गाध-गहन; रुह् સાથોસાથ रुध् ધાતુ; वीरुध्, रोधस्, रोध, आरोधन; रोहित्-रोहित, लोहित-लोध, रुधिर, रौहिण, रधिका; गृह् અને गृध् ધાતુ (વળી જુઓ નીચે गृभ् પણ).

પ્રત્યયોમાંનો 'धा' પ્રત્યય-પ્રકારવાચક विश्वहा-विश्वधा, सह-सधा (સમાસમાં), પ્રાકૃતમાં इध છતાં વૈદિક ભૂમિકામાં इह- (પછી સ્થાનવાચક).

वहे-महे वहि-महि એ પ્રત્યયોના મૂળમાં वधे-मधे-वधि-मधि રૂપ ભારત-યુરોપીય ભાષાયૂથમાં અન્યત્ર વપરાતાં રૂપોના સામ્યથી સમજાય છે. 'કહે' અર્થનાં आह आहतुः आहुः आत्थ आहथुः આ પાંચ અવશિષ્ટ રૂપોમાં વૅાકરનેગલ ધાતુમાં 'ध'ની સંભાવના કરે છે.[૨૯]

આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનાં રૂપોમાં एधि, शाधि, जुहुधि વગેરેમાં 'धि' પ્રત્યય અવશિષ્ટ રહ્યો છે, તેનો પછીથી ઉક્ત ગણના અપવાદે સર્વત્ર

૨૮. જો. રાઈટ : Comp Gram. of the Greek Lang., p. ૨૩૬

૨૯. વૅાકરનેગલ : ૧, ૨૧૭

'हि' મળે છે; ને પછી અકારાંત અંગનાં તેમજ જોડાક્ષરરહિત ઉકારાંત અંગનાં રૂપોમાં એ સમૂળગો લુપ્ત થાય છે.

भ्=ह्

गृह् અને गृभ् ધાતુ (અને સાથોસાથ गृध् પણ) સરખાવી જવા જેવા છે. ग्रह्, गृभ्-નાં ग्रभ-ग्रभा; ककुद्-ककुभ; ઉપરાંત भृवाળાં वलिभृत्-वलिहृत् રૂપ.

આ બધાં સ્થાનોમાં મહાપ્રાણ વર્ગીય બે સ્વરની વચ્ચે એકલો આવ્યો હોય છે, જે સામાન્ય નિયમ છે.

પં વ્યંજનોની પૂર્વાપરસવર્ણતા :

સામાન્ય રીતે સંધિના નિયમોથી થતી આ પૂર્વાપરસવર્ણતા નથી, પરંતુ ઉપર ह्-ढ्નાં ઉદાહરણોમાં ना સાહચર્યે પછીના त्-थ्નો ध् થઈ કે સ્વતંત્ર 'ध्'વાળો પ્રત્યય આવતાં એ 'ध्'નો ढ् થતાં એક ढ् લોપાઈ પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે. लेढि लीढः मूढ વગેરે એનાં ઉદાહરણ છે. प्रशास् નું प्रशाद्धि પરસવર્ણરૂપ છે.

૬. જોડાક્ષરના ઘસારા સાથે પૂર્વ સ્વરની દીર્ઘતા, ક્વચિત્ હ્રસ્વતા :

ઉપરનાં ઉદાહરણો ઉપરાંત યજુર્વેદમાં પ્રયોજાયેલાં दूणाश અને दूडभ રૂપ दुर्नाश અને दुर्लभ ઉપરથી આવેલાં છે. આમાં દીર્ઘતા છે. પરંતુ अस्मि[30] જેવાં રૂપમાં કે प्रशाधि(-प्रशाद्धि માં स् નો પરસવર્ણ છે.) રૂપમાં स् નો લોપ થયો છે. अस्मिમાં પૂર્વસ્વર હ્રસ્વ જ રહ્યો છે. प्रशाधिમાં દીર્ઘ પણ છે—એટલે દીર્ઘ થવાનું વિશેષ નથી.

૭. એકવડા વ્યંજનનું બેવડા થવાપણું :

अख्खलीकृत्या कुक्कुट तित्तिर पिप्पका જેવા રવાનુકારી શબ્દોમાં વ્યંજન બેવડાયો છે. ખાસ ઉદાહરણ તો खिद् ધાતુનાં રૂપોનાં છે : अक्खिदत्, अक्खिद्र-, आक्खिदते, परिक्खिदते, એવું એક परिक्मुज રૂપ. બાકી छની પૂર્વે હ્રસ્વ સ્વર કે आ ઉપસર્ગ અને मा અવ્યય હોય તો च्छ् ઉમેરણ, ને દીર્ઘ સ્વર પછી વિકલ્પે એ ઉમેરણ.

૮. અનુનાસિક ઉચ્ચારણનો પ્રક્ષેપ :

શબ્દાન્તર્ગત ઉમેરણ ખાસ જોવામાં નથી આવતું, પણ જ્યારે હ્રસ્વ સ્વર

૩૦. अघि, अपसु, अंहसु. जोसिमां ઉચ્ચારણ બેવડું છે એવો મેક્ડોનલ એક પાદટીપમાં નિર્દેશ કરે છે. જુઓ Vedic Gram, પૃ ૨૧, પાદટીપ ૨ ૭.

પછી વિજાતીય સ્વર આવતાં સંધિ કરવામાં નથી આવતી ત્યારે दधिँ आनयति જેવા પ્રયોગ વેદમાં સામાન્ય છે.

૯. શબ્દારંભે જોડાક્ષરના આદ્યાક્ષરનો લોપ :

ખાસ કરીને स્ના લોપનાં ઉદાહરણ कम्भनेन (ऋ. १०-१११-६) પાછળથી સંસ્કૃતમાં नापित શબ્દ પણ એવો છે. પહેલો શબ્દ स्कम्भन છે, બીજો स्नापित. વિકલ્પે લોપનાં ઉદાહરણ : स्तनयित्नु – तनयित्नु – तन्यतु – तन्यु – तन्यति, स्तायु – तायु (ચોર), स्तृ – तृ (તારો), स्पष्ट – पश्यति.

तिज्, तुज्, तुद्, नर्म, नृन्, पर्ण, पिक, प्लीहन्, फेन, मृद्, मृदु चिप्, ग्रुत्ति આ શબ્દોમાં ભારત-યુરોપીય ભૂમિકામાં स् હતો તે લોપાયો છે.

૧૦. णकारनी પ્રક્રિયા :

આ नકારનું મૂર્ધન્યીકરણ જ છે; પણ એની પ્રક્રિયા કાંઈક જુદી છે. ऋ र् ष् ના યોગમાં લાગલો જ કે સ્વર, ल् સિવાયના અર્ધસ્વર, કંઠ્ય કે ઓષ્ઠ્ય વર્ણ કે ह્ના વ્યવધાને પણ न્ નો ण् વૈદિકી ભાષામાં સર્વસામાન્ય છે, અને એ જ પ્રક્રિયા અણીશુદ્ધ રીતે સંસ્કૃત ભાષામાં ઊતરી આવી છે. સામાસિક રૂપોમાં સંસ્કૃત ભાષામાં સામાન્ય રીતે ण् નથી થતો ત્યાં ઋગ્વેદમાં તો એ બહુ સામાન્ય છે. પરંતુ જે ખાસ ધ્યાન ખેંચે છે તે તો શુદ્ધ પ્રાકૃતીભવનનો જ ખ્યાલ આપતી ण પ્રક્રિયા છે. [31]આમાં મૂળમાં પૂર્વનો ऋ કે र બદલી ચૂક્યા હોય છે; એટલે કે ऋ નો अ इ કે उ થયો હોય છે, અને र् પૂર્વાપરસવર્ણતા પામી નષ્ટ થયો હોય છે ભારત-યુરોપીય ભૂમિકામાં આ શબ્દોમાં ऋ કે र् નું અસ્તિત્વ હતું. आणि (ધરીની સોઈ), काण (કાણો)– (સાથોસાથ कर्ण-भान છે), कण (કણ–કણું), कला, जङ्गणा भवन (ज ના जृणातिરૂપ સાથે સંબદ્ધ), पुण्य (पृ ભરવું સાથે સંબદ્ધ); गण, पण्, वणिज्, अणु कुणारु, पाणि, स्थाणु—આ શબ્દોમાં આ જાતની સંભાવના છે. આવા કોઈ પણ સંયોગ વિના આવેલ શબ્દ मणि (પણ લૅટિન મોનિલે), यस्णः (તરત જ)–મૈત્રાયણીમાં, પણ અથર્વવેદમાં अस्नः.

कण्व कल्याण, काणुक, निचुम्पुण, तिणिक, निर्णय, पणि, बाण, घाण–वाणी (સંગીત), वाणीची, शोण, उगण (અર્થ અસ્પષ્ટ), कुणप, गुण (વિભાગ), चुपुणीका निचुद्रण-निचुङ्कुण (અર્થ અસ્પષ્ટ), वेणु, शाणु—આ શબ્દો આર્યેતર જણાય છે.

---

૩૧. ऋ र् ક્યાંક જુદા શબ્દમાં હોય અને સંધિ થતાં नનો ण् થાય તેવા દાખલા મૅક્ડૉનલે નોંધ્યા છે : इन्द्र + एणम्, गोर् + ओहेण, निर् + एणस', नृभिर् + येमाण', पणिभिर् + वीयमाण', नृग् + इमान्, अक्षाण् + अश्नः આ પ્રાકૃતની અસર નથી.

૧૧. હિકારનો લોપ :

આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં અકારાંત અંગવાળાં અને જોડાક્ષરહીન ઉકારાંત અંગવાળાં ધાતુરૂપોમાં હિનો લોપ—આ એક માત્ર નોંધવાલાયક વસ્તુ મળી છે.

૧૨. ळ અને ळ्ह :

દ્વિશ્રુતિમધ્યગત ड् અને ढનું ઉચ્ચારણ તાલવ્ય થતું હતું; જેમકે ईळे(=ळे), दृढम्(=दृळ्हम्) વગેરે. "મૂર્ધન્યતર ड ढ અને જિહ્વામૂલીય ळ" નામના એક સ્વતંત્ર લેખમાં આ સમગ્ર પ્રક્રિયાનો મારા તરફથી વિચાર કરવામાં આવ્યો છે. દ્વિશ્રુતિમધ્યગત ड-ढનુ તો મૂર્ધન્ય ઉચ્ચારણ આવી મળ્યુ છે; અને, બેશક, ભારતવર્ષની જ લાક્ષણિકતામાંથી એ જન્મ્યું છે. આ ड ढ કેવી રીતે મળ્યા એ આ પૂર્વે સ્પષ્ટ કર્યું છે. પ્રશ્ન તો વામદેવ નામના મહર્ષિએ, ઋક્પ્રાતિશાખ્યમાં નોંધાયા પ્રમાણે, ळनां જિહ્વામૂલ અને તાલુ એમ બે ઉચ્ચારણ કહ્યાં છે એનું શું એ છે. મને એમ લાગ્યું છે કે એક માત્र इळा શબ્દમાં ઉચ્ચારણ (બેશક 'इडा' પણ જોડણી મળે છે) इळा છે તે ळ જિહ્વામૂલીય છે, કેમકે પ્રાકૃત ભૂમિકામાં સર્વત્ર 'ल' વિશિષ્ટ રીતે, દ્રવિડોના સંપર્કે, જિહ્વામૂલીય બોલાતો હતો. ચૂલિકા પૈશાચીમાં આ નોંધાયો છે; પણ પંજાબ, મારવાડ-મેવાડ, ગુજરાત, માળવા, ખાનદેશ, મહારાષ્ટ્રમાં દ્વિશ્રુતિમધ્યગત ल સર્વથા જિહ્વામૂલીય ळ તરીકે બોલાય છે. દ્રવિડ ભાષાપ્રકારમાં તો સંસ્કૃત તત્સમ શબ્દોમાં પણ ત્યાં ळ લખવાનો સામાન્ય રિવાજ છે. આ આખો પ્રકાર ભારત-યુરોપીય અને ભારત પારસીક ભાષાપ્રકારોને છેક અજાણ્યો છે.

૧૩. बवाળા આર્યેતર શબ્દોનો પ્રવેશ :

अर्बुद, बल्बूथ, शम्बर, बृबिन्द, बृबु, बज, बदयज्ञ, बिल्व, बकुर, बाकुर, किलियप, बिस, बुस, बट्, बड, बण्ड, बर्सव, बष्कय, बष्किह, बिल, बिल्म, बोरिट, बेकनाट, इलीबिस, बृसय, अलाबू, बर्जह, बस्त, बस्ति, बार, बीज, बुन्द, बृबदुक्थ, बुबुक, शबल, शम्ब, बलास, म्लेच्छ આ શબ્દો વૈદિકી ભાષામાં પ્રયુક્ત થયા છે તે બધા આર્યેતર છે. 'ब'નાં બે ઉચ્ચારણોમાંનું દબાયેલુ ઉચ્ચારણ આર્યેતર છે.

૧૪. यनो પ્રક્ષેપ :

આકારાંત ધાતુઓનાં રૂપોમાં यનો પ્રક્ષેપ મળે છે; જેમકે दायि, अधायि, अज्ञायि, उपस्थायम्, ऋषभ-दायिन्. આના વિષયમાં पै છેડાવાળા ધાતુઓનું આભાસસામ્ય કારણભૂત હોઈ શકે : अपायि, पायन વગેરે. यूयम् અને वयम् એ બે રૂપોમાં 'य' પ્રક્ષિપ્ત છે, જેમાં यूयमમાં वयम्નું આભાસસામ્ય છે;

બાકી મૂલમાં તો युष्म અંગ છે—જેમાંથી *यूयम् રૂપ આવી શકે. भूयस्‌ના આભાસસામ્યે भूयिष्ठ રૂપ નોંધાયું છે. અકારાંત અંગવાળાં ધાતુરૂપોમાં વિધ્યર્થમાં પહેલા પુરુષમાં इयम् અને इय પ્રત્યય આવી રહે છે—અનુક્રમે પરસ્મૈપદ અને આત્મનેપદમાં—આમાં ' य् ' પ્રક્ષિપ્ત છે.

પ્રાકૃત ભૂમિકામાં ઉત્તરોત્તર ' य् ' ઉમેરાયો છે; अवर्णो यश्रुतिः (સિ. હે. ૮–૧–૧૮૦)થી આ. હેમચંદ્રે ' य् ' નોંધ્યો છે; બેશક, એ લઘુપ્રયત્ન છે. આવો લઘુપ્રયત્ન य् તેવો જ व् પાણિનિએ પણ સ્વરસંધિમાં સ્વીકારેલ છે: આ પછી વિસર્ગલોપે સ્વર પહેલાં नरा इह – नरायिह; ए – ऐ – ओ – औના अय् – अव् – आय् – आव्‌નો સામેના સ્વરની પૂર્વે શાકલ્યને મતે વૈકલ્પિક લોપ તે આ य् – व्‌નો ' લઘુપ્રયત્નતર ' તરીકેનો નોંધાયેલો છે.

આ य् અશોકના ઉત્કીર્ણ લેખોમાં જોવા મળે છે. આજે ગુજરાતી વગેરે ભાષાઓમાં તો ઉચ્ચારણમાં એ ખૂબ જાણીતો છે.

૧૫. ऋકારનો अ :

ऋકારનો ગુણવૃદ્ધિ ( vowel gradation )–સ્વરારોહમાં જે अर् થાય છે તે આ નથી, પણ कृत રૂપ સાથેસાથ विकट રૂપ પ્રયોજાય છે તેમાં જે પ્રક્રિયા છે તે આ છે. કેટલાંક એવાં રૂપ મળે છે કે જેમાં પ્રત્યક્ષ ऋ વિના ष् સચવાઈ રહ્યો છે; જેમકે कषति, पष्ठवाह, पष्ठौही. જેમાં कृष् અને पृष्ठ છુપાયેલા પડયા છે.

ઉપર સૂચવેલી પ્રાકૃત ભૂમિકાની લાક્ષણિકતાનો આરંભ આટલો જૂનો મળે છે. આ લાક્ષણિકતાઓમાંની બધી જ બલાત્મક સ્વરભારને કારણે છે એમ કહી શકાય નહિ, પણ એમાં જ્યાં જ્યાં ઉચ્ચારણલાઘવના પ્રસંગ છે તે બલાત્મક સ્વરભારને કારણે કહી શકાય. આમાં ધ્યાન ખેંચે છે તેવી એક પ્રક્રિયા તો એકવડા વ્યંજનનું નકામું બેવડા કરવાપણું થાય છે તે છે. ઢીલા સ્વરને મજબૂત બનાવવા યા તો બલાત્મક સ્વરભાર ન ધરાવતા સ્વરને ફરજિયાત બલાત્મક બનાવવાને આ પ્રક્રિયા આટલી વહેલી જાણવામાં આવી છે. પ્રો૦ ગાઇગરે[૩૨] માત્રામાનનો સિદ્ધાંત ( Law of Mora ) બતાવ્યો છે. આ સિદ્ધાંત પ્રમાણે

૩૨. પ્રો૦ ગાઇગરે આ સિદ્ધાંતની લાક્ષણિકતા નીચે મુજબ સૂચવી છે :

" Due to this law, where Skr. has long vowel before double –consonance ( ie. in closed syllable ), Pāli has there either (a) short vowel before double-consonance or (b) long vowel with the following double-consonance simplified."

Pali Literature & Language, p. 63

માત્રામાન સાચવી રાખવાને માટે વ્યંજનોનો પ્રથમ શ્રુતિ પછી દ્વિર્ભાવ કરવામાં પણ આવતો. હ્રસ્વ સ્વર આદિશ્રુતિમાં આવી જતાં આ બલાત્મક સ્વરભાર સ્વાભાવિક રીતે જ પછીની ગુરુ શ્રુતિ ઉપર જતો હોય છે; પણ બોલનાર આદિશ્રુતિને કોઈ અને કોઈ કારણે વજનદાર બનાવવા પ્રેરાય છે અને પરિણામે બીજી શ્રુતિમાંના એકવડા વ્યંજનને બેવડાવવો પડે છે; જેમકે પાલિનાં ઉદાહરણોમાં आवृहत्तिनुं अब्बहति, नीडनुं निड्ड, कूबरनुं कुब्बर. આ પ્રક્રિયા બીજી શ્રુતિ પછી પણ ક્યાંક ક્યાંક આવી રહે છે; જેમકે उदूखलनुं उदुक्खल. સામાસિક શબ્દોમાં પ્રથમનો શબ્દ દીર્ઘાંત હોય તેવાં महायलनुं महब्बल, महाफलनुं महप्फल

આનાં ગુજરાતી સુધી આવેલાં સૂચક ઉદાહરણ : ढौकति >ढुक्कइ >ઢૂંકે, एतावत् >एत्तिअ >એટલું, स्फुटति >फुट्टइ >ફૂટે, जित >*जित्त >જીતે, उपरि > उप्परि >ઉપર, चलति >चल्लइ >ચાલે, लिखति >*लिक्खति >લખે.

સૌરાષ્ટ્રના પશ્ચિમ વિભાગમાં બરડા પર્વત આસપાસ રહેતી પ્રજામાં પ્રથમ શ્રુતિને પછાડીને બોલવાનું વલણ આજે પણ જોવા મળે છે. બેઠ્ઠોસ=બેઠો છે, સાલ્લ્યો=ચાલ્યો, હાંક્ક્યાં=હાંકયાં, કર્‌રિસિ=કરીશ વગેરે ઉચ્ચારણ ત્યાં સામાન્ય છે.[33]

વૈદિક ભાષામાંથી વિકાસ સાધી આવેલી સંસ્કૃત ભાષામાં આરોહાવરોહાત્મક સ્વરભારના અવશેષ તૈત્તિરીય બ્રાહ્મણ (આરણ્યક સહિત) અને શતપથ બ્રાહ્મણ (બૃહદારણ્યક ઉપનિષદ સહિત) ના ગદ્યમાં લિખિત સ્વરૂપમાં સાચવવાનો પ્રયત્ન થયો છે, પણ પછી સામાન્ય રીતે કાંઈ પણ સચવાયું નથી; પરિણામે વિકાસ પામેલી સંસ્કૃત ભાષામાં એ જાતના સ્વરભારનાં જીવંત દશાનાં સ્થાન આપણે સદાને માટે ગુમાવ્યાં છે. બલાત્મક સ્વરભાર સચવાયો હોવાની શક્યતા (૧) જોડાક્ષર પૂર્વેના સ્વરમાં, (૨) દીર્ઘ સ્વરોમાં, અને (૩) પદાંતે વ્યંજન અનુસ્વાર કે વિસર્ગ ધરાવતા સ્વરોમાં રહેલી છે. આને વશ થયા ન હોય તેવા હ્રસ્વ સ્વરોમાં આ સ્વરભાર નહિ જ હોય એમ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી.

પ્રાથમિક વેદકાલીન પ્રાકૃતોની લાક્ષણિકતા વૈદિક સંહિતામાં જે કાંઈ મળે છે તે રૂપોમાં જ મળે છે; એનું સ્વતંત્ર સાહિત્ય જળવાઈ રહ્યું નથી. પરંતુ એમાંથી વિકસિત થયેલી દ્વૈતીયિક પ્રાકૃત ભાષાના ભિન્ન ભિન્ન પ્રકારોમાં નોંધાયેલા જૂના ત્રણ પ્રકાર છે : ૧. પાલિ, ૨. અશોકની ધર્મલિપિ, અને ૩. જૈન આગમ-

૩૩. શ્રી ગોકુળભાઈ ધ. પટેલે 'સ્વરભાર"ના મહાનિબંધમાં લોકબોલીના अक्कड़, अक्खाडी, अम्माड, हक्काम, हज्जार શબ્દ નોંધ્યા છે; જુઓ પૃ. ૧૧૧. એમણે પૃ ૯૪ ઉપર નોંધેલ अकर्मी અને काःक પણ લક્ષ્યમાં લેવા જેવા છે.

ની પ્રાચીન અર્ધમાગધી. આ ભૂમિકાઓમાં હ્રાસપ્રક્રિયા ઉત્તરોત્તમ વધતી જોવામાં આવે છે, અને એ બલાત્મક સ્વરભારને મુખ્યત્વે આભારી માલૂમ પડી આવે છે.[34] એ પ્રમાણે સ્વરભારવાળા સ્વરની પછીની શ્રુતિમાં આવતા સ્વરનો હ્રાસ થવાની અથવા તો એવા સ્વરની આજુબાજુના સ્વરોને ઘસારો આપી પ્રબળ બનવાની પ્રક્રિયા જોર પકડતી આવતી હતી.

અહીં એક વાત અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં ધ્યાનમાં રાખવી જોઇયે કે વૈદિકી ભાષામાં જે સ્વરભાર વિશે વિચાર થયેલો છે તે માત્ર આરોહાવરોહાત્મક સ્વરભાર ( pitch accent )નો જ થયેલો છે; નોંધાયેલો છે તે પણ માત્ર એ જ જાતનો સ્વરભાર. એમાં બલાત્મક સ્વરભાર ક્યાં હતો એ કહેવાનું પારંપરિક પ્રામાણિક સાધન આપણી પાસે કાંઈ જ નથી. વેદમાં આરોહાવરોહાત્મક સ્વરભારની કેટલીક અનિયમિતતા છે; જેમકે कामः અને देवः સરખાં રૂપ-માત્રા-માને છતાં-कामः માં આ ઉદાત્ત અને देवःમાં પાછલો अ ઉદાત્ત; માત્ર સંબોધનમાં આદિ સ્વર ઉદાત્ત બંનેમાં સરખી રીતે આવી જાય છે-જે માત્ર બલાત્મક સ્વરભારનું પરિણામ છે. એ જ કારણે આરોહાવરોહાત્મક સ્વરભાર ન ધરાવતાં એકશ્રુતિ સર્વનામો અવ્યયો વગેરેમાં બલાત્મક સ્વરભારનું ન હોવાપણું કહી શકાય નહિ. એટલે જ બલાત્મક સ્વરભારનો નિર્ણય કરવામાં આરોહાવ-રોહાત્મક સ્વરભાર સર્વત્ર નિયામક થઈ શકવાની સ્થિતિમાં નથી.

પ્રાકૃત ભાષાઓને પરંપરાથી મળેલા બલાત્મક સ્વરભારનું મુખ્ય લક્ષણ શબ્દના આરંભની શ્રુતિને બલાત્મક કરવાનું છે:[35] પાલિરૂપોમાં સં. जागर्त्तिનું મધ્યવર્તી રૂપ *जागरति થયા પછી गृમાંનો अ ઢીલો પડતાં ग्र થયે जग्गति રૂપ, સં. उदकनां મધ્યવર્તી રૂપ *उद्क-उत्क-પરસવર્ણ થયે *उक्क રૂપ-

૩૪. પાલિમાંના સ્વરભાર વિશે પ્રો૦ ગાઇગરના શબ્દ જુઓ :

"Nothing has been handed down to us about the nature of Pāli accent It is, however, improbable that the ancient Indian accent was still in force. Rather, as Jacobi has suggested also for Prākrit, the Sanskritic accent was the rule in Pāli This is suggested by the changes of vocalism in Pāli, such as the weakening of a vowel after the accented syllable (in the Skr. form) or its strengthening in the maintonic syllable".

Pali Lit. & Lang., p 62–63

૩૫. પાલિનાં ઉદાહરણોમા પ્રો૦ ગાઇગરના Pali Lit. & Lang.માંથી પૃ. ૭૦ થી ૮૦ મા સુધીમાંથી લેવામાં આવ્યાં છે. એનો ઉપયોગ મારી દૃષ્ટિએ કરવામાં આવ્યો છે.

માંથી ओक्क (જેમાં ओ હ્રસ્વ છે), સં.अगारनुं *अगर પછી *अग्र થઈ अग्ग. આદિશ્રુતિ પ્રબળ થવાને કારણે બીજી શ્રુતિમાં દીર્ઘ સ્વર હોય તેની હ્રસ્વતા આવી રહેતી; જેમકે સં. अलीकमांથી अलिअ, गृहीतनुं गहिअ, प्रज्ञावन्तनुं पञ्ञवन्त, पानीयनुं पानिय, वाल्मीकनुं वम्मिक-वम्मीक બેઉ, द्वितीय-तृतीयनुं दुतिय-ततिय બલાત્મક સ્વરભાર આદિશ્રુતિ ઉપર લેવા કેટલીક વાર નિષ્કારણ દીર્ઘતા પણ એ શ્રુતિને મળી છે : સં. अजिरनुं आजिर, अलिन्दनुं आलिन्द, अनुभावनुं आनुभाव, अरोगनुं अरोग અને आरोग બેઉ. બલ લાવવા શ્રુતિ હ્રસ્વ હોય છતાં પછી અકારણ જોડાક્ષર ઊભા કરવાની પ્રક્રિયા: उमानुं उम्मा (उम्मापुप्फमां), कुमार्गनुं कुम्मग्ग, कुनदीनुं कुन्नदि, मुखरनुं मुखर અને मुक्खर બેઉ, दासीगणनुं दासिगण, श्वश्रूदेवानुं सस्सुदेवा એ વગેરે હ્રસ્વતાનાં ઉદાહરણ છે.

આ પ્રક્રિયાને પરિણામે સંપ્રસારણની પ્રક્રિયા દ્વારા अय અને अवना અનુક્રમે ए અને ओ થવાથી, દીર્ઘ ऊनो ओ થવાની, अय-आयना आ અને आवनो ओ, अवानो आ, अयि-अविनो ए, છેક અપભ્રંશ સુધી પ્રચારમાં રહેલી અંત્ય ओनो उ થવાની પ્રક્રિયા સ્વરભારના ખસવાને કારણે અમલી બનેલ છે.

બલાત્મક સ્વરભારનું સામાન્ય રીતે આદિશ્રુતિ તરફ જવાનું વલણ, છતાં ભાષામાં એ નિયામક નિયમ તરીકે જ કદી બની શક્યું નથી; અને આદિ સ્વર હ્રસ્વ સ્વરૂપે રહેતાં પછીની શ્રુતિ પ્રબળ બનવાનું પણ ચાલુ જ હતું; સં. कार्षापणनुं कहापण, द्विजिह्वनुं दुजिह्व, स्थापयतिनुं ठपेति. સં.ના નવમા ગણના ધાતુઓમાં ना વિકરણ હતો તેવાં રૂપો—मिनाति लुनाति અને એના આભાસસામ્યે क्किनाति જેવાં રૂપોમાં આ પ્રક્રિયા સચવાયેલી છે. ठपेति જેમ સંપ્રસારણ દ્વારા मोचयतिनुं मोचेति, कथयतिनुं कथेति, प्रतिसंलयननुं पति-सल्लान, स्वस्त्ययननुं सोत्थान, वैहायसनुं वेहास, उपस्थायकनुं उपट्ठाक, कात्यायननुं कच्चायण, मौद्गल्यायननुं मोग्गल्लानमां બનતો આ વધુ બલાત્મક બને છે.

સામાન્ય રીતે પાલિમાં દ્વિશ્રુતિમધ્યગત અલ્પપ્રાણ વ્યંજનોનો પછીની પ્રાકૃતોમાં લોપ થયે સામસામા સ્વર આવી પડે એવી સ્થિતિ થતી તે शुकनुं सुअ દ્વારા सुव, खादितनुं खाइत દ્વારા खायितमां જોવામાં આવે છે, તો મહા-પ્રાણ વ્યંજનો લુપ્ત થવાનો આરંભ પણ પાલિમાં થઈ ચૂક્યો હતો એ लघुनुं लहु, रुधिरनुं रुहिर, साधुनुं साहु, *आयोधतेनुं आयाहर વગેરે રૂપો બતાવે છે.[36]

૩૬. પ્રો૦ ગાઇગર : Pali Lit. & Lang., પૃ. ૮૧-૮૨

બલાત્મક સ્વરભાર અર્પવામાં વિશિષ્ટ રીતે કામ કરતી Haplologyની પ્રક્રિયા પાલિમાં પણ પ્રચલિત હતી જ; જેમકે અર્ધતૃતીયનાં अड्ढतिय અને अड्ढतेय्य, श्रोष्यसिનું सोस्सि, प्रविशिष्यामिનું पविस्समि વગેરે રૂપ.[37]

સંસ્કૃતની જેમ, પાલિ પણ બૌદ્ધ સાહિત્યની પ્રધાન ભાષા થવાને કારણે સારી રીતે સાફ થયેલી (refined or polished થઈ ચૂકેલી) છે; પરંતુ પાલિનું લોકવ્યાપક સ્વરૂપ કેવું હતું એ જાણવું હોય તો ભારતવર્ષમાં જુદાં જુદાં સ્થળોએ સમ્રાટ અશોકે ખોદાવેલી ધર્મલિપિમાં એ મળી શકે. વાગ્વિકાસની દૃષ્ટિએ વિચારતાં આમાં પ્રાંતીય ભેદો તરી આવે છે; આમાં એક બાજુ પૂર્વની મગધ પ્રદેશની ઉત્કીર્ણ ધર્મલિપિ અને બીજી બાજુ પશ્ચિમની ગિરનારની ઉત્કીર્ણ ધર્મલિપિ આ બે પ્રધાન ભેદ છે. આમાં જે કાંઈ ભેદ મળે છે તે મુખ્યત્વે સ્વરવ્યંજનપ્રક્રિયાનો છે; રૂપઘટનાની દૃષ્ટિએ સમાનતા છે.[38] રૂપઘટનામાં જે એક સાર્વત્રિક મુશ્કેલી રહી છે તે એ કે કયાંય પણ જોડાક્ષર કરવામાં આવ્યા નથી હોતા. मार्ग શબ્દનું રૂપ मगो કે मगे મળે, જે પાલિમાં તેમજ પ્રાકૃતના વિભિન્ન પ્રકારોમાં मग्गो કે मग्गे તરીકે જ મળે. આવાં બધાં સ્થાનોમાં એકવડો વ્યંજન કોતરાયેલો હોય તોપણ બેવડો સમઝી લેવો જોઈયે; જેમકે तिसनखतेन હોય તો तिस्सनक्खत्तेन (< સં. तिष्यनक्षत्रेण) એમ સ્વીકારી લેવું જોઈયે.[39]

પાલિની વિક્રિયાઓ આ ધર્મલિપિમાં વ્યાપક હતી, આમ છતાં વધુ જૂનાં રૂપ—ખાસ કરી ૪ થી અને ૫ મી વિભક્તિનાં ये અને ते-तोवाळां (तस्‌માંથી) એમાં સચવાયેલાં રહ્યાં છે; વ્યંજનવિકાર પણ ખુબ મર્યાદિત રહ્યા કર્યો છે. પ્રાંતીય વિકાર र्=ल्, ञ्=ञ्, ण् વગેરે જોવામાં આવે છે; બાકી દ્વિશ્રુતિમધ્યગત વ્યંજનોના વિકારોનું જોર સ્વલ્પ જ છે. પૂર્વાપરસવર્ણતા તો ખૂબ વ્યાપક બની ચૂકી હતી. એમાં સ્વરભારની દૃષ્ટિએ ક્રિયાપદોમાં વિકારો સરળતાથી પકડી શકાય છે, ખાસ કરીને સંપ્રસારણથી થયેલા वर्धयतिનાં

૩૭. પ્રો૦ ગાયગર : Pali Lit. & Lang, પૃ૦ ૧૦૬–૧૦૭

૩૮. A. C. Woolnerના શબ્દ :

"The morphology of all these dialects is practically one and the same. Of the few striking differences in grammar, those most frequently occuring are essentially phonetic, or relate to phonetic changes in associated groups of words." જુઓ As'oka : Text and Glossary, part I, p. xxv.

૩૯. એજન, પૃ૦ xviii–xix

वढयति - वढेति (= वड्ढयति - वड्ढेति), એવાં બીજાં पूजेति (= पूजयति), पतिवेदेंतु (प्रतिवेदयन्तु), अनापेमि (आज्ञापयामि) વગેરે.[४०]

ધર્મલિપિમાં સંખ્યાબંધ વેદકાલીન રૂપો—કાળ અને અર્થનાં પ્રાકૃતમાં પાછળથી સર્વથા નષ્ટ થઈ ગયેલાં રૂપો—નાં દર્શન પણ થાય છે. એકંદરે પાલિ કરતાં પણ ધર્મલિપિમાં જુનવાણી તત્ત્વ સાચવી રાખવાની વૃત્તિ સવિશેષ જળવાઈ રહી છે.

અર્ધમાગધીનું નામ કાંઈક ભ્રામક છે. પાલિ ભાષામાંથી પણ સ્વલ્પ જ અપવાદે માગધ સંસ્કાર નષ્ટ થઈ ચૂકયા હતા, તે પ્રમાણે અર્ધમાગધીમાં પણ માગધ સંસ્કાર લગભગ અદશ્ય થઈ ગયા હતા. શિષ્ટ મહારાષ્ટ્રી પ્રાકૃતની પૂર્વવર્તી ગણી શકાય તેવી શિષ્ટ શૌરસેનીની મોટા ભાગની લાક્ષણિકતા આમાં ઊપસી આવેલી છે. દ્વિશ્રુતિમધ્યગત क ग च ज त द प ब व નો લોપ અને એવા વર્ગીય મહાપ્રાણ વ્યંજનોની વર્ગીયતા ગયે ह રહી જવાનો આરંભ ચોક્કસ સ્વરૂપમાં અર્ધમાગધી ભૂમિકામાં થઈ ચૂક્યો હતો, પણ એમ છતાં વર્ગીય અઘોષના ઘોષ થવાની શૌરસેનીની પ્રક્રિયા એમાં સાથોસાથ ચાલુ જ હતી. આમ लोगो, लोओ અને કોઈ વિચિત્ર આભાસસામ્યે लोतो જેવાં રૂપ અર્ધમાગધીમાં लोक શબ્દને ઠેકાણે પ્રચલિત હતાં. પાલિમાં બલાત્મક સ્વરભારની વિકૃતિઓનો આરંભ જોવામાં આવે છે તે અર્ધમાગધીની ભૂમિકાથી વધુ તીવ્ર સ્વરૂપમાં પ્રચલિત હતો.

આ બલાત્મક સ્વરભાર, આપણે ઉચ્ચરિત શબ્દોમાં જે સ્વર બલાત્મક થાય છે તે સ્વરવાળી શ્રુતિની પછીની શ્રુતિને હ્રસ્વ કરવાનું વલણ પરંપરાથી ઊતરી આવ્યું છે ત્યાં, ઉત્તરોત્તર જોર પકડતો આવે છે, એટલું જ નહિ, નિર્બળ શ્રુતિઓના સ્વર સમૂળગા લુપ્ત થઈ જાય છે. ओक्खल અને ओहल रૂપ એક જ उदूखलनां *उऊखल > *उउक्खल > *उवखल દ્વારા ओक्खल, ફરી *ओग्गल થઈ ओहल; ઉપરાંત उदूहल પણ મળે છે. આમાં હ્રસ્વીકરણ–શ્રુતિલોપ–દ્વિશ્રુતિ મધ્યગત-વ્યંજનલોપ એ બધી હ્રાસપ્રક્રિયાની વિક્રિયાઓ જોવા મળે છે.

સામાન્ય રીતે આદિ શ્રુતિ તરફ સ્વરભાર આવી રહેવાનું આ બધી જ ભૂમિકાઓમાં સામાન્ય છે; પરંતુ જે શબ્દોમાં આદિશ્રુતિ બલાત્મક નથી બની શકતી ત્યાં પછીની શ્રુતિ બલાત્મક રહે છે અને પરિણામે એ શ્રુતિ કાં તો દીર્ઘ હોય છે, યા તો જોડાક્ષરના પૂર્વવર્તી હ્રસ્વ સ્વર તરીકે આવી રહે છે. અનુસ્વાર રહે તો સ્વર હ્રસ્વ હોય—જે અનુસ્વારને લીધે ગુરુ થઈ રહે. ऐનો ए અને औનો ओ થવામાં આવી બીજી શ્રુતિની બલાત્મકતા કારણભૂત બન્યાનાં ઉદાહરણ મળે જ છે; જેવાં કે कैलासनું केलास, वैशाखनું वेसाह, पौराणनું पोराण, सौभाग्यનું

૪૦. ગ્રેજન, પૃ. XXXV, XXXVi

सोहग्ग[41] વગેરે. આમાં સર્વત્ર આદિશ્રુતિના प ઓ હ્રસ્વ ઉચ્ચરિત થાય છે અને બીજી શ્રુતિમાંનો आ કે જોડાક્ષર પૂર્વેનો अ કે અન્ય હ્રસ્વ સ્વર બલાત્મક ઉચ્ચરિત થાય છે. અર્વાચીન ગુજરાતી ભાષા સુધી આવતાં આ બલાત્મક સ્વરૂપ-માં વ્યક્ત થશે જ, એટલે અહીં લંબાણ કર્યું નથી. સિદ્ધાંત તરીકે કહી શકાય કે ગુજરાતી ભાષાનું આજનું સ્વરૂપ મુખ્યત્વે બલાત્મક સ્વરભારને અધીન છે.

ઉપર સ્પષ્ટ જ થઈ ચૂક્યું છે કે આરોહાવરોહાત્મક સ્વરભાર એ સાંગીતિક સ્વરભાર ( pitch accent ) છે, અને ભારપૂર્વક બોલાતો આઘાતાત્મક સ્વરભાર એ બલાત્મક સ્વરભાર ( stress accent ) છે. આ બે વચ્ચેનો ભેદ ન સમઝાય તો ભારે ગેરસમઝ અને સૈદ્ધાંતિક ગરબડ થઈ જવાની પૂરેપૂરી સંભાવના છે. થોડા સમય ઉપર "સ્વરભાર" ઉપરનો મારા મિત્ર શ્રી. ગોકુળભાઈ પટેલનો મહાનિબંધ પ્રસિદ્ધ થયો છે તેમાં આરંભમાં જ "સ્વરભારનું સ્વરૂપ" આપતાં આ ગેરસમઝ થયેલી જોવામાં આવી છે; જેવી કે—

> "આપણે શબ્દની સમાન સ્વરવાળી શ્રુતિઓને પણ ઉચ્ચારના વાયુના એકસરખા બલથી બોલતા નથી. એ વાયુનો જે સ્વાભાવિક જોસ એક શ્રુતિને પ્રાપ્ત થાય છે, તે બીજીને પ્રાપ્ત થતો નથી. જે શ્રુતિ ઉપર એ વાયુ જોસથી અથડાય છે, તે શ્રુતિ ઉપર શબ્દના શ્વાસનો સિંહભાગ ખરચાય છે. જે શ્રુતિને એ વાયુ સ્પર્શીને ચાલ્યો જાય છે, તે શ્રુતિ ઉપર એ શ્વાસનો અલ્પાંશ જ વપરાય છે. પરિણામે, વાયુનો અધિકાંશ પામતી શ્રુતિનો અવાજ ઊંચો રહે છે, અને વાયુનો અલ્પાંશ પામતી શ્રુતિનો અવાજ નીચો રહે છે. શ્રુતિશ્રુતિ ઉપરનો આ ઊંચોનીચો અવાજ ઉચ્ચારના વાયુના વત્તા ઓછા બલને આભારી છે."[42]

આ વ્યાખ્યામાં જ્યાં જ્યાં 'ઊંચો' 'નીચો' શબ્દ પ્રયોજ્યા છે ત્યાં ત્યાં અનુક્રમે 'ભારે' ને 'હળવો' શબ્દ મૂકી દઈયે તો વ્યાખ્યા શુદ્ધ બની જાય છે. શિક્ષાધ્યાયમાં मात्रा बलम् કહ્યું છે. એમણે શાંકરભાષ્યનું बलं प्रयत्न-विशेषः અને જોસેફ્ વાન સોમરન ટેલરનું એને 'प्रयत्न' કહેવાનું એ બે વિધાન કર્યાં છે તે 'પ્રયત્ન' 'ઊંચા નીચા'નો ઘોતક નથી, પણ 'ભારે-હળવા'નો ઘોતક છે. માત્ર ગુજરાતી ભાષામાં જ નહિ, પણ બધી નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં અને તે તેની બોલીઓમાં થોડા કે ઘણા પ્રમાણમાં આ બલાત્મક સ્વરભાર મળી આવે છે. પણ એ સાથે એક વસ્તુ ખૂબ જ ધ્યાનમાં રાખવાની

૪૧. આ વિશે ડૉ૰ રા. ગો. ભાંડારકરનું મરાઠી-ગુજરાતીનું તારણ જુઓ આ પછી "ગોવાળ" શબ્દ ઉપરની નોંધમાં.

૪૨. શ્રી. ગોકુળભાઈ ધ. પટેલ: સ્વરભાર, પૃ. ૧

છે કે આપણી આ નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં પ્રાધાન્ય તો આરોહાવરોહાત્મક સ્વરભાર ( pitch accent )નું છે. એટલું જ કે એના પ્રાણમાં બલાત્મક સ્વરભાર ઓતપ્રોત હોય છે—પણ પ્રાધાન્ય ભોગવી શકવાની સ્થિતિમાં નથી. તેથી જ અંગ્રેજી ભાષામાં જે રીતે બલાત્મક સ્વરભાર સ્વરોના ચોક્કસ પછડાટથી વ્યક્ત થાય છે તેવી રીતે કદી આપણે ત્યાં વ્યક્ત થતો નથી; પરિણામે બલાત્મક સ્વરભારનું સાચું સ્થાન પકડવામાં ભૂલ થવાનો સંપૂર્ણ સંભવ છે. નંવ ઢંગ મંઘ વંડ જેવા દ્વિશ્રુતિ શબ્દોમાં આદિશ્રુતિ બલાત્મક ઉચ્ચરિત થાય છે જ, પણ આદિશ્રુતિના અકારમાં કોઈ પણ પ્રકારનો પછડાટ વ્યક્ત થતો નથી. બલાત્મક સ્વરભાર આમાં આપણને જે કાંઈ આપી જાય છે તે તો એ જ કે બીજી શ્રુતિમાં વ્યુત્પત્તિથી આવી મળેલો અકાર સર્વથા લઘુપ્રયત્ન છે. આ દ્વિશ્રુતિ શબ્દોમાં આમ બલાત્મક સ્વરભાર આદિશ્રુતિ ઉપર છે; છતાં એ જ શબ્દોની પછી 'ज' અવ્યય મૂકો અને પરિસ્થિતિ જુઓ : નવંज, ઢગંज, મઘંज, વડંज. આમાં આદિશ્રુતિનો અ લઘુપ્રયત્ન નથી થતો એ ખરું, પણ બલાત્મક ભાર ગુમાવી બેસે છે; પરિણામે બીજી શ્રુતિમાંનો લઘુપ્રયત્ન અ પૂર્ણ-પ્રયત્ન બની પોતામાં સ્વરભારને ઉઠાવી લે છે—એના જોરે 'ज'માંનો 'अ' લઘુપ્રયત્ન ઉચ્ચરિત થાય છે.

સામાન્ય રીતે એ કે વધુ શ્રુતિવાળા શબ્દોમાં પૂર્વના સ્વર ઉપર બલાત્મકતા આવવાના વલણને લીધે અપભ્રંશ ભૂમિકામાં અંત્ય સ્વરની હ્રસ્વતા વ્યાપક બની ચૂકી હતી. એ જ કારણે મોટા ભાગના આકારાંત શબ્દોમાં અંત્ય શ્રુતિમાં અકાર વ્યાપક થઈ ચૂક્યો હતો, જે ગુજરાતી અર્વાચીન ભૂમિકામાં લઘુપ્રયત્ન અ રૂપે આવી રહ્યો છે. ખાટ, જીભ, સાન, સાંઝ, વાંઝ, રાંડ, લાખ, લીખ, લાચી, શીખ વગેરે સેંકડો ઉદાહરણ આનાં મોજૂદ છે. એ જ રીતે ईનો હ્રસ્વ इ થઈ અને ऊનો હ્રસ્વ उ થઈ अ થવાની પ્રક્રિયા પણ મળી આવે છે; ધમણ, ચોથ, ગાભણ, આંચ, આગ—ભાણ, વીજ, ઘેણ વગેરે આનાં ઉદાહરણ છે. છેક પાલિથી મહારાષ્ટ્ર પ્રાકૃત સુધીમાં (માગધીને અપવાદે) નરજાતિ પ્રથમા વિભક્તિના એકવચનમાં પ્રત્યય તરીકે ઊતરી આવેલો 'ओ' શુદ્ધ અપભ્રંશ ભૂમિકામાં હ્રસ્વ 'उ' તરીકે ઉચ્ચરિત થતો હતો; એટલુ જ નહિ, નારી જાતિ સિવાયના શબ્દોમાં—પછી એ પ્રત્યય હોય કે અવ્યય હોય—એ બધામાં અપભ્રંશની લાક્ષણિકતા તરીકે 'उ' આવતો હતો; આ उ ગુજરાતી સુધી આવતાં મધ્ય-કાલીન ભૂમિકામાં, શબ્દની અંતર્ગત હોય તો अ રૂપે આવી રહે છે—જે अ લઘુપ્રયત્ન છે; પરિણામે ઊતરી આવેલા દ્વિશ્રુતિ શબ્દોમાં આદિશ્રુતિ ઉપર અને બેથી વધુ શ્રુતિવાળા શબ્દોમાં પૂર્વની જે પણ શ્રુતિ બલાત્મક હોય તેમાં

સ્વરભાર આવી રહ્યો છે. આજ, કામ, ચાક, કાન, હાથ, વીજ, પીઠ, શિંગ, ધીટ, ફૂલ, દૂધ, ઊન, તેલ, મધ, વિણુ, શેવાળ, ઓસડ, કપૂર, વખાણુ, કપાસ, કાજળ, પાપડ, હરણુ, તેતર, ફાગણુ, માણુસ, ગૂગળ, લસણુ, ઉંદર, પથ્થર, વગેરે આનાં સેંકડો ને હજારો ઉદાહરણ છે. આમાં જે ત્રિશ્રુતિ શબ્દ આપ્યા છે તેમાં સર્વત્ર છેલ્લો સ્વર अ લઘુપ્રયત્ન હોઈ એની પૂર્વનો સ્વર બલાત્મક છે; છતાં આ બધા શબ્દોની સરખી સ્થિતિ નથી જ. એક બાજુ શેવાળ, ઓસડ, કપૂર, વખાણુ, કપાસ, હરણુ, તેતર, ગૂગળ, લસણુ, ઉંદર જેવા શબ્દ છે, તો બીજી બાજુ કાજળ, પાપડ, ફાગણુ, માણુસ, પથ્થર જેવા શબ્દ છે. પૂર્વના શબ્દોમાં લઘુપ્રયત્ન અકાર પૂર્વની એટલે કે ઉપાંત્ય શ્રુતિ જ માત્ર બલાત્મક છે, જ્યારે બીજામાં આદિશ્રુતિ અને ઉપાંત્ય શ્રુતિ બેઉ બલાત્મક છે; એટલે કે આ પાછલા શબ્દોમાં પ્રાથમિક સ્વરભાર પહેલી શ્રુતિ ઉપર છે અને દ્વૈતીયિક સ્વરભાર ઉપાંત્ય શ્રુતિ ઉપર છે.[૪૩] પરંતુ 'હરણો' કે 'હરણાં' થતાં, 'માણુસો' કે 'માણુસાં' થતાં આ દ્વૈતીયિક સ્વરભાર ખસીને છેલ્લી શ્રુતિ ઉપર આવી રહે છે. આ ઉદાહરણોથી તો સ્પષ્ટ એ થશે કે બલાત્મક સ્વરભાર શબ્દમાં એક કરતાં વધુ સ્વરોમાં પણ હોઈ શકે તેમ એનાં સ્થાનોમાં ફેરફાર થાય; અને પ્રાથમિક સ્વરભાર આદિશ્રુતિમાં પણ હોય, તો પછીની શ્રુતિમાં પણ આવી શકે. 'વખાણુ' અને 'કપાસ' એ બેઉ શબ્દોમાં પ્રબલ 'આ' આદિશ્રુતિના અને બલાત્મક બનવા દેતો નથી; પરિણામે એના આભાસસામ્યે ઉપજેલાં 'ખયાલ'નું 'ખ્યાલ', 'સવાર'નું 'સ્વાર', 'બયાન'નું 'બ્યાન' ઉચ્ચારણ આપણે ત્યાં ખૂબ જાણીતાં છે.

'કરાય' 'કપાળ' 'પચાસ' 'શરીર' 'ખજૂર' 'કરેલુ' 'કલેજું'

---

૪૩. ડૉ૦ રા. ગો. ભાંડારકરનું નીચેનું વિધાન આજથી ૭૫ વર્ષ ઉપર થયેલું છતાં કેટલું પ્રમાણ અને સૂચક છે! —

"In modern vernacular pronunciation there is a law of accentuation which has produced *important results.* The penultimate syllable of a word is in all our dialects pronounced with a stress, the tendency of which is to lengthen that syllable and drop the final vowel. ......The preceding vowel, however, is not always written long, but still the long or at least the emphasized pronunciation does exist."

Wilson Philological Lectures, પૃ ૧૫૨.

એમણે પછી पद्धत, गत, विनत, रीत, जात, कोरत, राम, उपाध, नीत, वस्त, गाध, मध વગેરે ઉદાહરણો નોંધ્યાં છે આમાં ૮ ઉદાહરણ અંત્ય 'इ'ના આપણે ત્યાં ઉચ્ચરિત લઘુપ્રયત્ન થતાં છે, બાકીનાં ૪ उનાં.

'ચચટ' 'વચેટ' 'તુવેર' 'ફલોદી' 'શિયાળ' 'ગોવાળ'[૪૪] 'અણુછ' 'તરસ' 'સિહોલ' આ શબ્દોમાં બલાત્મક સ્વર કયો છે એ નક્કી કરવામાં મુશ્કેલી છે ખરી? ઉપાંત્ય સ્વરમાં સ્પષ્ટ થતી બલાત્મકતા ભ્રામક છે એમ લાગે છે? જ્યાં જ્યાં અંત્ય સ્વરમાં લઘુપ્રયત્ન અકાર આવી રહે છે તે શાને આભારી છે? આ પ્રશ્નોનો જવાબ જ આપણને સ્વરભારનું સ્થાન નક્કી કરી આપે છે. 'રાતું' ઉપરથી 'રતાશ' કે 'પીળું' ઉપરથી 'પીળાશ', 'મીઠું' ઉપરથી 'મીઠાશ' કે 'મીઠાઈ' આ શબ્દોનું સ્વરૂપ તપાસવાથી પણ માલૂમ પડશે કે બલાત્મક સ્વરભાર કયા સ્વર ઉપર આવી રહે છે. 'સ્થાનદીર્ઘ શ્રુતિ એ સ્વરિત (=બલાત્મક) શ્રુતિ ન પણ હોઈ શકે'[૪૫] એનું જો સાચું તત્ત્વ વિચારવું હોય તો આ ઉદાહરણોમાં જોઈ શકાશે. 'પીળું' ને 'મીઠું' પરથી આવેલા 'પીળાશ' 'મીઠાશ' 'મીઠાઈ'માં લેખનમાં આદિશ્રુતિ દીર્ઘ લખાય છે, એટલુ જ નહિ, 'મીઠાઈ'માં તો અંત્યશ્રુતિ પણ દીર્ઘ લખાય છે. આમ લેખનમાં એ શ્રુતિઓ સ્થાનદીર્ઘ છતાં એમાં બલાત્મકતા નથી. એક વસ્તુ અત્યંત સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે જોડણીનું સ્વરૂપ તો વ્યવહાર પૂરતું મર્યાદિત છે; પ્રત્યેક પ્રસંગે ઉચ્ચરિત ભાષાસ્વરૂપને વ્યક્ત કરનારુ જોડણીસ્વરૂપ વ્યવહારુ બનાવવું સરળ નથી જ, કેમકે પ્રત્યેક ઉચ્ચારણને એના શુદ્ધ સ્વરભાર સાથે વ્યક્ત કરી શકાય–પ્રત્યેક ઉચ્ચારણ વચ્ચેના ભેદને મૂર્ત કરી શકાય–એવી સંપૂર્ણ વાક્પ્રતિબિંબક લિપિ આપણે ત્યાં હજી ઊભી થઈ નથી.

ઉપર એક વસ્તુ તરફ સ્પષ્ટ નિર્દેશ કર્યો છે કે હ્રાસપ્રક્રિયાને પરિણામે બલાત્મક સ્વરભાર આદિશ્રુતિ તરફ જવાનુ વલણ ધરાવે છે; છતાં કેટલાક સંયોગોમાં એ આદિશ્રુતિ સુધી પહોંચતો પણ નથી; યા પહોંચે છે તોયે પછી પછીની એક કે વધુ શ્રુતિઓમાં દ્વૈતીયિક તાર્તીયિક વગેરે સ્વરભાર પણ સાચવે

૪૪. 'ગોવાળ'માં 'ગો'માનો ओ હ્રસ્વ ઉચ્ચરિત થાય છે, કારણ કે પછીની શ્રુતિમાં વજન છે. સરખાવો ડૉ૦ ગ ગો ભાંડારકરનું વિધાન મરાઠી ઉદાહરણોનું "And if the Marāthī speaker will compare his pronunciation of मेळ, शेन, शेण, गोन, पोर &c, with that of मेळा, शेतास, शेणास, गोतास पोरास, &c, he will find that the quantity of ए and ओ in these latter words is shorter than in the former Similarly, in Gujarātī the first ए and ओ of केवी 'how large', गेलो 'a mad man', छेडो 'end', मेडो 'an upper storey', मेळो 'a gathering', खोळो 'lap', घोडो 'a horse', चोखा pl 'rice', पोळो 'broad', पोणा pl 'three quarters', मोगरो 'jesamine', कोलसो 'charcoal', &c., must be short"

Wilson Philological Lectures, પૃ. ૧૩૭–૩૮

૪૫ શ્રી ગોકુળભાઈ ધ પટેલ સ્વરભાર, પૃ. ૧૦

છે. ઉદાહરણ તરીકે અહીં ઈંડું, ભાલો, પાનોલી, વાલોળ, પીરસે, પિછાન, વાણિયો, દાહોદ, પડોશી–પાડોશી, પારેખ–પરીખ, સસરો–સાસરો, પાંજરું–પીંજરું એ શબ્દો લઈયે. શ્રી. ગોકુળભાઈ પટેલે આ શબ્દોને સર્વત્ર આદિશ્રુતિ ઉપર બલાત્મક સ્વરભારવાળા બતાવ્યા છે. આ શબ્દોનો વિકાસ જોઈયે :

| સં. | પ્રા. | અપ. | મધ્ય ગુજ. | ગુજ. |
|---|---|---|---|---|
| अण्डकम् | अण्डअं | अण्डउं | ઈંડઉં–ઈંડું | ઈંડું |
| भल्लकः | भल्लओ | भल्लउ | ભાલઉ | ભાલો |
| पर्णपल्लिका | पन्नउल्लिआ | पन्नउल्लिअ | पानउली | પાનોલી |
| वल्लावली | वल्लाउली | वल्लउलि | वालउलि | વાલોળ |
| *परिविशति | *परि-इसइ | परीसइ | परीसइ | પરીસે–પીરસે |
| *प्रत्यभिजानति | पच्चहिआणइ | पच्चहिआणइ | पहीचाणइ | પિછાણે |
| *वाणिजकः | वाणियओ | वाणियउ | वाणियउ | વાણિયો |
| दधिपद्रम् | दहिउद्दं | दहिउद्दु | दाहउद | દાહોદ |
| प्रातिवेश्मिकः | पाडिउस्सिओ | पाडिउस्सिउ | पाडोसी | પાડોશી–પડોશી |
| परीक्षः | परिक्खो | परिक्खु | परीख | પરીખ–પારેખ |
| श्वशुरकः | ससुरओ | ससुरउ | ससरउ | સસરો–સાસરો |
| पञ्जरकम् | पञ्जरअं | पञ्जरउं | पांजरूं | પાંજરું–પીંજરું |

ઉપર સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ મધ્યકાલીન–ગુજરાતી અને અર્વાચીન ગુજરાતી એમ પાંચ ભૂમિકા આપવામાં આવી છે. આમાંના 'ઈંડું' અને 'ભાલો' શબ્દ પ્રથમ લઈયે.

બીમ્સે અંત્યસ્વરભારવાળા–(Oxytones) શબ્દ ગણાવ્યા છે તે બધા શબ્દોમાં એમણે સંસ્કૃતના अच् અને घञ् પ્રત્યય હોવાનું કહી એ શબ્દો અંતોદાત્ત બનતા હોઈ સ્વરભાર છેલ્લા સ્વર ઉપર હોવાનું કહ્યું છે, જેને પરિણામે હિંદીમાં આ-અંતવાળાં અને ઓ–યૂથની ભાષાઓમાં ઓ–વાળાં (તેમજ उंवाળાં) રૂપ ઊભાં થાય છે.[46] આમાં સ્વરભાર છેલ્લા સ્વર ઉપર શા માટે છે એનો સ્વતંત્ર વિચાર નરસિંહરાવે કરી એમાં क પ્રત્યય હોવાનું બતાવ્યું છે. બીમ્સના અંતોદાત્ત શબ્દોના સિદ્ધાંત કરતાં क પ્રત્યયવાળો સિદ્ધાંત વધુ વ્યાપક અને તેથી જ પ્રબળ છે.[47] આચાર્ય હેમચંદ્રે कान्तस्य उं स्यमोः (સિ. હે. ૮–૪–૩૫૪) સૂત્રમાં આવાં સ્થાનોમાં 'क' પ્રત્યયના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે. તેથી જ पर्णकं–पण्णअं–

૪૬. બીમ્સ: Comp. Gram. of the Mod. Ind. Languages, ગ્રંથ ૨ જો, પૃ ૮ વગેરે

૪૭. નરસિંહરાવ : મનોમુકુર, ભાગ ૧ લો, પૃ. ૫૫૩ ઉપર 'अगुष्ठ' શબ્દ ચીંધી સંસ્કૃતના નિયમ પ્રમાણે अगुष्ठ આદ્યુદાત્ત હોઈ 'અંગૂઠ' થવું જોઈયે, પણ થાય છે 'અંગૂઠો –ત્યાં બીમ્સનો પ્રાચીન વાદ ખોટો ઠરાવ્યો છે.

पन्नउं અપભ્રંશમાં આવી રહે છે. એ જ રીતે નર જાતિમા मल्लकः-मल्लओ-मल्लउ એમ અપભ્રંશમાં મળે છે નરસિંહરાવ આમ છતાં 'સ્વરભાર'ના તત્ત્વને વિસારી શકતા નથી જ. એમના શબ્દ'—

> "નાન્યતર જાતિમાં 'ઓ'ને ઠેકાણે 'ઉં'છે અને ત્હાં પણ એક પક્ષે 'આંગણું' જેવા શબ્દો છે, તો બીજે પક્ષે 'દૂધ' 'ઘર' જેવા અકારાન્ત શબ્દો છે; અને 'ઓ'નો ખુલાસો છે તે જ 'ઉં'નો ખુલાસો છે;—આમ રા. બ. રમણભાઈ કહે છે. હુ પણ તેમ જ કહુ છુ; પણ હેમને મતે સ્વરભારનો ખુલાસો છે, તો મ્હારે મતે क પ્રત્યય લાગવા ના લાગવાનો ખુલાસો છે; સ્વરભાર પણ ઉપરના તોડ પ્રમાણે સ્વીકારવાને બાધ નથી, પણ પ્રાસંગિક કારણ તરીકે."[૪૮]

બીમ્સ પણ क પ્રત્યયને ઉવેખી શકયા નથી અને આવા શબ્દોમાં "–had in popular, though not in classical usage, a क tacked on to it"[૪૯]

બીમ્સની અને નરસિંહરાવની આંખ સામે વૈદિક આરોહાવરોહાત્મક સ્વરભાર છે, તેથી આદ્યુદાત્ત અને અતોદાત્તની ભાંજઘડમાં એ બંને વિદ્વાનો અથડાયા છે. આ વિષયમાં સ્વ. રમણભાઈનું મંતવ્ય મને વધુ તર્કશુદ્ધ લાગે છે એઓ આમાં બલાત્મક સ્વરભારને જોઈ ચર્ચા વિસ્તારે છે. પરિણામે બીમ્સે popular કહેલો क અને નરસિંહરાવનો–હેમચંદ્રીય क એ વસ્તુસ્થિતિએ અત્ય સ્વર—શ્રુતિ ઉપર બલાત્મક સ્વરભાર સાચવવા આવનારો क છે, એ વિશે આજના નવા પ્રકાશમાં હવે મતભેદ નહિ રહી શકે.

ઉપરના બેઉ શબ્દોની સ્થિતિ, આમ છતાં, ગુજરાતીમાં સરખી નથી. 'ઇંડું' ઉચ્ચારણ દીર્ઘસાનુનાસિક ઈં-વાળું નથી, પણ હ્રસ્વ સાનુનાસિક ઇં-વાળું છે, જ્યારે માળો શબ્દમા આ અને ઓ બને બલાત્મક છે. ભાષાની લાક્ષણિકતા જ

---

૪૮ એજન, પૃ ૫૬૬
ડૉ૦ રા ગો ભાંડારકર તો ૨૫૯ લખે છે કે
"There is a rule which in Marathi is almost universal, and in Gujarāti often observable, in virtue of which the accent or the whole weight of the sound of a word falls on the final आ or ए of nouns in the former and the final ओ or ऊ in the latter, and the preceding vowels are rendered short while in the original Sanskrit and in Hindī they are long"
Wilson Philological Lectures, પૃ ૧૩૭

૪૯ બીમ્સ : એજન, પૃ ૩૦ નરસિંહરાવે મનોમુકર-ભાગ ૧ માં આ આખો ફકરો ઉતાર્યો છે, પૃ ૫૫૭

એવી છે કે 'આ' સામાન્ય રીતે કોઈપણ સંયોગમાં પોતા ઉપરથી બલાત્મક સ્થિતિ દૂર થવા દેતો નથી. આપણે ત્યાં તેથી દ્વિશ્રુતિ શબ્દો ઊતરી આવ્યા છે તેમાં, પગ મગ જેવા થોડા જ અપવાદે, આદિશ્રુતિમાં દીર્ઘ આ જ આવી રહે છે, ને મોટા ભાગના શબ્દ અકારાંત બની રહે છે; પણ પરંપરાથી છેક અપભ્રંશ યુગ સુધી—અરે મધ્યકાલીન યુગ સુધી છેડે પણ બલાત્મક સ્વરભાર રહેતો ત્યાં નર જાતિમાં 'ओ' અને નાન્યતર જાતિમાં 'उ' તેમજ નારી જાતિમાં અંતે 'ई' આપણને આવી મળ્યાં છે. અહીં એક વસ્તુ અંત્યત સ્પષ્ટ રૂપે લક્ષ્યમાં લેવાની છે કે ગુજરાતી લાક્ષણિકતામાં શબ્દાંતે આવતો 'आ' સિવાયનો કોઈપણ સ્વર શુદ્ધ દીર્ઘરૂપ સાચવી શકતો નથી; તેથી જ નરસિંહરાવ અંત્ય ए અને ओને અર્ધવિવૃત કહે છે, તો ટર્નર એને હ્રસ્વ વિવૃત કહે છે. જોડણીમાં 'उ'ને તો આપણે, માત્ર એકાક્ષરી શબ્દોના અપવાદે, હ્રસ્વ જ સ્વીકાર્યો છે; માત્ર ઈ દીર્ઘ રાખી મૂક્યો છે—જે પણ ઉચ્ચારણમાં હ્રસ્વ જ છે. આમ ઈંઢું માં માત્ર અંત્ય સ્વર ઉપર ભાર છે, તો 'માલો'માં બંને સ્વર ઉપર સરખો ભાર હોઈ પ્રાથમિક સ્વરભાર આદિશ્રુતિમાં અને દ્વૈતીયિક સ્વરભાર અંત્ય શ્રુતિમાં છે.[૫૦]

હવે પાનોલી અને વાલોળની પરિસ્થિતિ તપાસિયે. पर्णपल्ली નહિ, પણ पर्णपल्लिका શબ્દ જ આપણને પાનોલી આપી શકે એમ છે; એ સિવાય છેડે 'ई' આવ્યો છે તે ન જ આવી શકે. એવું ઉદાહરણ वालोळ શબ્દ જ છે. ઉચ્ચારણની દૃષ્ટિએ પાનોલીના ત્રણે સ્વર એકસરખા બલાત્મક છે. શ્રી પટેલનું એક વિધાન છે કે 'સ્વરિત શ્રુતિ ઉપર પડતી સંયુક્તાક્ષરની થડક સફળ નીવડે છે. અસ્વરિત શ્રુતિ ઉપર પડતી એ થડક નિયમ તરીકે નિષ્ફળ નીવડે છે.'[૫૧] નરસિંહરાવે पर्णपल्ली–પણ્ણવલ્લીમાં व પછીના જોડાક્ષરને લીધે એમાંના अને સ્વરિત (= બલાત્મક) ગણ્યો છે એનો શ્રી. ગોકુળભાઈ 'સ્વરભાર–વિજ્ઞાનનો ઈતિહાસ આ વિધાનનો સ્વીકાર કરતો નથી' એમ જણાવી નિરાસ કરવા પ્રયત્ન કરે છે, ને 'वा' દીર્ઘ નથી થયો એવો બચાવ કરે છે. પરંતુ ગુજરાતીમાં આવતાં પૂર્વ સ્વર સાથે મળી સંપ્રસારણરૂપે उ થઈ नोમાં આવી બલાત્મકતા જાળવી રાખી છે એને 'આખું સ્થાન નાબૂદ થઈ જાય છે' એમ ઉડાડી શકાય નહિ. આ સ્થાન ઊડતું નથી; એ જ બતાવે છે કે દ્વૈતીયિક સ્વરભાર અહીં 'नो' ઉપર છે. અને એ હ્રાસપ્રક્રિયાનું જ શુભ પરિણામ છે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. વાલોળમાં वल्लवल्ली શબ્દ નહિ પણ वल्ल-आवली શબ્દની

૫૦. 'કાકા, દાદા, મામા' વગેરે શબ્દોમાં માત્ર પહેલી શ્રુતિમાં જ ભાર છે અને બીજી શ્રુતિમાં નથી એવું શ્રી. ગોકુળભાઈ પટેલે કહ્યું છે, જે ચિંત્ય છે. સ્વરભાર : પૃ. ૫

૫૧. સ્વરભાર : પૃ. ૧૧

શક્યતા વધુ છે. બેવડા ळ ઉપરથી ગુજરાતી ભાષામાં એકવડો 'ळ्' જ આવે; ळ માટે મૂળમાં જ એકવડો ळ् જોઈએ. સિહોલ, નાંદોલ વગેરે ઉદાહરણ મોજૂદ છે.

હવે પછીના શબ્દ જોવાથી સ્વરભારના એક કરતાં વધુ સ્વર ઉપર રહેતાં સ્થાન સ્પષ્ટ થઈ જશે. **પરીસે પીરસે-પિછાણે, વાણિયો, દાહોદ, પાડોશી-પડોશી, પરીખ-પારેખ** ('પરીખ'માં માત્ર 'રી'માં બલાત્મકતા છે.) **સસરો-સાસરો** (સ્વરભારની દૃષ્ટિએ સસામાં કશો તફાવત નથી.) **પાંજરું-પીંજરું**. આ ઉદાહરણોમાં જ્યાં જ્યાં ઉદાહરણમાં લઘુપ્રયત્ન અકારવાળી શ્રુતિ છે તે સ્વરભાર ક્યાં છે એ સ્પષ્ટ કરી દે છે. (મોટા અક્ષર સ્વરભાર બતાવે છે.)

ઉચ્ચારણમાં 'આ' બલિષ્ઠ રહેતો હોઈને જ સુતાર, લુહાર, ધુતારો, ધુમાડો, સીમાડો, અને અનુનાસિકતા સાચવતા કુંભાર, કુંવારું, સુંવાળું વગેરે શબ્દો ગુજરાતી ભાષામાં આવી ચૂક્યા છે. 'ધુમાડો' અને 'સીમાડો'ની જોડણીમાં ફેર જણાશે, પણ એ માત્ર ભ્રામક છે; આદિશ્રુતિ હ્રસ્વ જ છે.

અર્વાચીન ગુજરાતી જીવંત ભાષામાં સ્વરભારનું સ્થાન શબ્દોમાં કેવી રીતે પકડવું, એ સ્થાન ક્યાં ક્યાં છે, પ્રસંગોપાત્ત શબ્દમાં સ્વરભારનાં સ્થાન ક્યાં શા માટે વિચલિત થાય છે, આ વગેરે વસ્તુઓની નિયમો આપી સ્પષ્ટતા આપતો એક વિશિષ્ટ પ્રયાસ મારા તરફથી ગુજરાતીમાં થયેલો તે "ગુજરાતીમાં સ્વરભાર" મુંબઈ-વિલેપાર્લે સાહિત્ય સભા તરફથી એના પ્રસિદ્ધ થયેલા "સાહિત્યપરામર્શ" નામના લેખસંગ્રહમાં, (જુઓ ફરી છપાયેલો મારા 'વાગ્વિકાસ' ગ્રંથમાં.), અને અંગ્રેજીમાં થયેલો તે રો૦ ધ્રુવ સ્મારક ગ્રંથના ૩ જા ભાગમાં–'Stress accent in Modern Gujarati' એ નિબંધમાં; એનો સારભાગ આ બીજા વ્યાખ્યાનને છેડે પરિશિષ્ટ તરીકે આપ્યો છે.

અર્વાચીન ભૂમિકા સુધીમાં આવતાં બલાત્મક સ્વરભારનું સ્થાન શબ્દોમાં જે કાંઈ પણ આવી મળ્યું છે તેમાં નીચેની વાક્પ્રક્રિયાએ ભાગ ભજવ્યો છે, એ છેક વૈદિક સ્વરૂપ અને સમસામયિક પ્રાકૃત ભૂમિકાઓથી લઈ મધ્ય-ભારત-આર્ય ભાષાભૂમિકાઓ દ્વારા નવ્ય ભારત આર્ય ભાષાભૂમિકાઓનાં મધ્યવર્તી રૂપોમાં થયેલા ઉત્તરોત્તર વિકાસથી પકડી શકાય છે :

૧. બલહીન દીર્ઘ સ્વરોનું હ્રસ્વીભવન;
૨. બલહીન હ્રસ્વ કે દીર્ઘ इ–उનું સંપ્રસારણ;
૩. અનાદિ બલહીન શ્રુતિમાં રહેલા વર્ગીય વ્યંજનોનો લોપ–એવા વ્યંજન વર્ગીય મહાપ્રાણ હોય તો વર્ગીયતાનો લોપ–ह નું અવશિષ્ટ રહેવું;
૪. બલિષ્ઠ શ્રુતિમાં હ્રસ્વ સ્વર હોય તો એને પ્રબળ બનાવવા પછીના વ્યંજનને બેવડાવવાનું વલણ; અથવા તો દીર્ઘીભવન;

૫. નબળી શ્રુતિમાં, इ કે उની પછી લઘુપ્રયત્ન य्-व् નું ઉમેરણ;
૬. સ્વાર્થે અથવા તો કવચિત્ અર્થભેદે શબ્દના અંતભાગમાં બલિષ્ઠતા અર્પવા નિરર્થક પ્રત્યય કે પ્રત્યયોનું ઉમેરણ;
૭. સામાસિક શબ્દોમાં પહેલા શબ્દના છેડાની નિર્બળ શ્રુતિ તેમજ પછીના શબ્દના આરંભની નિર્બળ શ્રુતિની એકતા કરી ત્યાં બલિષ્ઠતા ઊભી થવાની ક્રિયા;
૮. શબ્દના આરંભે હોય કે ગમે ત્યાં હોય, બલહીન શ્રુતિનો વ્યંજન-રહિત કે વ્યંજનસહિત સ્થિતિમાંયે લોપ.
૯. બલહીન શ્રુતિ ટકી રહેવા પામે તો માત્ર अ નહિ, इ उ ए ओ પણ લઘુપ્રયત્ન થાય.

કહેવાની જરૂર નથી કે આ હ્રાસપ્રક્રિયાએ જ વૈદિકી ભાષા અને સંસ્કૃત ભાષાની પ્રબળ રૂપઘટનાત્મક સ્થિતિમાંથી, પ્રાકૃતોમાં લગભગ છેક અપભ્રંશ ભૂમિકા સુધી રૂપઘટનાત્મક સ્થિતિ ઉત્તરોત્તર ઘસાતા સ્વરૂપમાં સાચવતાં સાચવતાં, સમાસબહુલ પરિસ્થિતિનો વિકાસ નવ્ય ભારત-આર્યભાષાઓને આપ્યો છે. આરોહાવરોહાત્મક સ્વરભાર આ મોટા ભાગની ભાષાઓમાં પ્રબળતા ધરાવતો હોઈ—એટલે કે વાકયના સમગ્ર સ્વરૂપમાં એ સ્વરભાર નિયામક હોઈ, બલાત્મક સ્વરભાર એની છાયામાં પોતાનું સ્વરૂપ સાચવતો જોવામાં આવે છે. બીજી રીતે કહિયે તો વાકયમાં આરોહાવરોહાત્મક સ્વરભાર જ્યાં જ્યાં વ્યક્ત થતો હોય છે તે શ્રુતિઓ સર્વથા શબ્દગત બલાત્મક શ્રુતિઓ જ હોય છે; નિર્બળ શ્રુતિઓ કોઈ પણ સંયોગમાં વાકયમાં આરોહાવરોહાત્મક સ્વરભાર ધરાવી શકતી નથી; એથી ઊલટું, બલાત્મક શ્રુતિઓ ઉપર વાકયગત આરોહાવરોહાત્મક સ્વરભાર ન પણ હોય. આજના આ આરોહાવરોહાત્મક સ્વરભારની વ્યક્તિ કેવી રીતે આપણે ત્યાં પ્રાપ્ત છે એ હવે અહીં જોઈ જઇયે.

૧. વાકયમાં આરંભમાં આવતા હોય કે વચ્ચે આવતા હોય, કે છેક છેલ્લે આવતા હોય તેવા સંબોધનાત્મક શબ્દો કે કેવળાન્વયી અવ્યયોમાંની બલાત્મક શ્રુતિ સર્વદા ઊંચેથી ઉચ્ચારાય છે; જેમકે

મોહન, તારી વાત, વાહ, કેવી અજબ છે!

આમાં 'મોહન' અને 'વાહ'નાં ઉચ્ચારણમાં 'હ' અને 'વા' બલાત્મક સ્વર છે તે ઊંચેથી ઉચ્ચારાય છે. અહીં સંબોધનના વિષયમાં એક વાત અવશ્ય ધ્યાનમાં રાખવા જેવી છે કે બે શ્રુતિવાળા શબ્દોમાં છેલ્લો સ્વર લઘુપ્રયત્ન હોય તો ઉપાંત્ય શ્રુતિ ઊંચે ચડે છે; જો બીજી શ્રુતિ ઉપર બલાત્મક સ્વરભાર હોય તો એ બીજી શ્રુતિ ઊંચે ચડે છે; બંને શ્રુતિ બલાત્મક હોય—અરે ગમે તેટલી

શ્રુતિઓ બલાત્મક હોય, તોયે છેલ્લી બલાત્મક શ્રુતિ જ ઊંચેથી ઉચ્ચારાય છે. શ્રી. ગોકુલભાઈ પટેલે બલાત્મક સ્વરભારનો "આપણા શબ્દોમાં સ્વરભારના પ્રવાહનો સમગ્ર ઝોક આદિશ્રુતિ તરફ જ ઢળે છે, અને આદિશ્રુતિની સ્વરિતતા એ આપણા સ્વરભારની પ્રતિભા છે"[૫૨] એવો જે સાર્વત્રિક સિદ્ધાંત હોવાનો આગ્રહ રાખ્યો છે તેની અવ્યાપ્તિ કેવી સ્પષ્ટ છે એ આનાથી સ્પષ્ટ થશે.

૨. વાક્યના આરંભના શબ્દમાં એક જ બલિષ્ઠ સ્વરવાળો શબ્દ હોય તો એ સ્વર ઊંચેથી ઉચ્ચારાય છે; એકથી વધુ બલિષ્ઠ સ્વરવાળો શબ્દ હોય તો છેલ્લો બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચારાય છે. આ શબ્દને જો વિભક્તિનો પ્રત્યય કે અનુગ તેમજ કોઈ નામયોગી લાગ્યું હોય તો એ પ્રત્યય અનુગ કે નામયોગીનો બલિષ્ઠ સ્વર (નામયોગી લાંબું હોય તો છેલ્લો બલિષ્ઠ સ્વર) ઊંચેથી ઉચ્ચરિત થાય છે.

નબળામાં જોર હોય જ ક્યાંથી? નબળા માથે સૌ જોર કરે.

ગુજરાતી ભાષામાં તેમજ હિંદી ભાષામાં આ પરિસ્થિતિ સરખી રીતે અનુભવવામાં આવે છે.

૩. સાદા વાક્યમાં, ક્રિયાપદમાંનો કોઈ પણ સ્વર ઊંચેથી ઉચ્ચરિત થતો નથી; પરંતુ નીચેની જુદી જુદી પરિસ્થિતિઓમાં, ક્રિયાપદમાં એક સ્વર બલિષ્ઠ હોય તો એ, અને એકથી વધુ હોય તો જે છેલ્લો સ્વર બલિષ્ઠ હોય તે ઊંચેથી ઉચ્ચરિત થાય છે:

(અ) ક્રિયાપદ વાક્યારંભે હોય તો; જેમકે

આવું કે ન આવું. સમઝશે તો સારું લાગશે.

(આ) વાક્ય મિશ્ર હોય તો ગૌણ વાક્યમાંનું ક્રિયાપદ; જેમકે

જો તમે આવશો તો મને ખૂબ આનંદ થશે.

(ઇ) કોઈ પણ સ્થળે ज કે य અવ્યયની પૂર્વે; જેમકે

નબળામાં જોર હોય જ ક્યાંથી!

આ ज અને य અવ્યયોની સમગ્ર ગુજરાતી ભાષામાં એ આગવી વિશિષ્ટતા છે કે જ્યારે પણ એ બેઉ અવ્યય કોઈ પણ શબ્દની પછી આવે છે ત્યારે એની પૂર્વે આવેલો લઘુપ્રયત્ન કોઈ પણ સ્વર પૂર્ણપ્રયત્ન બને છે, પૂર્ણ-પ્રયત્ન સ્વર દીર્ઘ ઉચ્ચરિત થાય છે:

સમઝશે તો સારું લાગશે જ.

(ઈ) વાક્યમાં કોઈ પણ પ્રશ્નવાચક શબ્દ ન હોય અને ક્રિયાપદમાં જ, વાક્યને છેડે, પ્રશ્નાર્થનો ભાવ વ્યક્ત કરવો હોય ત્યારે; જેમકે

---

૫૨. સ્વરભાર : પૃ ૧૦૬ વગેરે સંખ્યાબંધ સ્થળે.

અલ્યા, કામ કરવાની તને લગની લાગી છે?
મગન, ઘેર આવીશ?

૪. વાક્યમાં ક્રિયાવિશેષણ જ્યાં ક્યાંય પણ હોય ત્યાં એમાંનો, ઉપરની રીતેજ, બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચરિત થાય છે; જેમકે

અમારે તો ઘેર જ જવું છે.

૫. વાક્યમાં પ્રશ્નાર્થક શબ્દો—સર્વનામો કે અવ્યયો, તેમજ અનિશ્ચિત સર્વનામોમાંનો યથાસ્થિત બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચારાય છે; જેમકે

એ શુભાશંસના શા માટે ન કરે?
હરિલાલને તમે શું કહેવાના?
અમારે તો કાંઈજ નથી કરવું.

ઉભયાન્વયી અવ્યયો અને નકારાર્થક અવ્યયો વાક્યમાં પોતામાં બલિષ્ઠ સ્વર હોય તોયે ઊંચેથી ઉચ્ચરિત થતા નથી. ઉપર ચોથા નિયમમાં 'ક્રિયાવિશેષણ' શબ્દની વ્યાપકતા લક્ષ્યમાં રાખવા જેવી છે; એમાં સકર્મક ક્રિયાપદોનાં કર્મોનો અને અકર્મક ક્રિયાપદોના વિધિપૂરક શબ્દોનો પણ સમાવેશ થઈ જાય છે; જેમકે

એ લોકોએ એને રાજા બનાવ્યો.
એ સર્વથા સાચું બોલશે.
એનાથી કામ કરાય પણ ખરું.

૬. 'પણ' 'યે' 'જ' ત્રણેની પૂર્વના હરકોઈ પ્રકારના શબ્દમાં બલિષ્ઠ સ્વર યથાસ્થિત ઊંચેથી ઉચ્ચારાય છે; જ્યાં 'જ' 'ય' અવ્યયો તો, ઉપર ૩ (ઇ) માં બતાવ્યા પ્રમાણે લઘુપ્રયત્ન અંત્ય સ્વરને પૂર્ણપ્રયત્ન, અને હ્રસ્વ સ્વરને દીર્ઘ બનાવી ઊંચેથી ઉચ્ચરિત કરાવે છે. 'પણ'નું ઉદાહરણ 'એનાથી કામ કરાય પણ ખરું' છે.

ઉપરની વાક્યગત આરોહાવરોહાત્મક સ્વરભારની પરિસ્થિતિ જેટલી તારવી શકાય છે તેટલી તારવવાનો આ પ્રયત્ન કર્યો છે. જીવંત ભાષામાં આ સ્વરૂપ વ્યક્ત છે. દરરોજ આપણે સ્વાભાવિક રીતે જ આપણું કામ ચલાવ્યે જઈયે છિયે; ક્યાં કેટલો ભાર આપવાનો હોય છે એ આપ્યે પણ જઈયે છિયે. ભાષામાં આમ સ્વરભાર, દ્વિવિધે પ્રકારનો, આપણને પરંપરાગત રૂપઘટના દ્વારા આવી મળ્યો છે, તે રૂપઘટનાનો—રૂપાખ્યાનોની સિદ્ધિનો હવે ત્રીજા વ્યાખ્યાનમાં વિચાર કરીશું

# પરિશિષ્ટ

## લઘુપ્રયત્ન સ્વરો અને બલાત્મક સ્વરભાર

સ્વરભારના સ્થાનનો નિર્ણય, શબ્દોમા લઘુપ્રયત્ન 'અ ઈ ઉ એ ઓ' કયા છે એ નક્કી થતા બહુ સરળ બને છે, એટલે પ્રથમ આ લઘુપ્રયત્ન સ્વરોના નિયમ અહીં તારવી બતાવવામાં આવે છે ઉચ્ચારણથી જીવંત ભાષામાં એ સ્થાન પકડવાં કાંઈ અઘરાં નથી

### ૧. લઘુપ્રયત્ન સ્વરો

૧. લઘુપ્રયત્ન અ[1] :

(૧) જેને વ્યંજનથી શરૂ થતા વિભક્તિના, કાળના તેમ કૃત્ કે તદ્ધિત પ્રત્યય લાગ્યા છે કે નથી લાગ્યા તેવા શબ્દનો એકલા વ્યંજનમા આવેલો અ લઘુપ્રયત્ન છે, જેમકે વર, વરવટ, ઝીણુવટ જુનવટ, દૂધ, દૂધવાળો, બાપ, બાપડો, પાટ, પાટલો, કર કરતુ, કરશે કરનાર, કરવુ, ભણ, ભણતર, ભણવુ, ગામ, ગામને, ગામથી, ગામનું, ગામમાં, કમાડ, કોયલ, કોયલડી, તણખલુ, સગવડ, અગવડ વગેરે

અપવાદ—આવો કોઈ શબ્દ પોતે જ એકવ્યંજની અંતે લઘુપ્રયત્ન અવાળો હોય તો પૂર્વનો अ પૂર્ણપ્રયત્न હોય છે મોટમ, મોટપ ઢીળપ, કડપ રમત નાનમ, ઊળપ, ગમત એલ.

નોંધ—આમાં સિદ્ધાંત એ રહે છે કે ગમે તે સ્થિતિમા અંત્ય શ્રુતિમા રહેલો અ લઘુપ્રયત્ન રહે છ આ જ કારણે 'જ' 'ય' અવ્યયોની પૂર્વ શબ્દનો અંત્ય લઘુપ્રયત્ન अ પૂર્ણપ્રયત્ન થઈ જાય છે, જેમકે વાત, પણ વાતજ, વાતય આ 'જ' 'ય'ના યોગે પૂર્વ શ્રુતિમાંના अ સિવાયના બીજા અંત્ય સ્વર દીર્ઘ ઉચ્ચારાય છે, જેમકે 'હરિ,' પણ 'હરીજ' ગુજરાતીમાં આવેલા તત્સમ અકારાંત શબ્દોને છેડે અકારમા જોડિયા વ્યંજન આવેલા હોય તો એમા, अ જોકે પૂર્ણપ્રયત્ન રહેતો નથી છતા, લઘુપ્રયત્ન અને પૂર્ણપ્રયત્ન વચ્ચે ઉચ્ચારણ આવી રહે છે ગુજરાતી ભાષામા આટલી પણ કૃત્રિમતા બરદાસ્ત નથી થઈ શકતી, એ જ કારણે એવા જોડિયા વ્યંજન વચ્ચે પૂર્ણપ્રયત્ન अ ઉમેરાઈ અને લઘુપ્રયત્ન अ આવી રહે છે, જેમકે धर्म ધરમ कर्म કરમ सूर्य-સૂરજ, फिक्र-ફિકર, उम्र ઉમર अद्ल અદલ વગેરે અંતે બે કરતા વધારે વ્યંજન હોય તો વચના વ્યંજનમાં પૂર્ણપ્રયત્ન अ દાખલ થઈ છેલ્લા વ્યંજનમા લઘુપ્રયત્ન अ આવી રહે છે, જેમકે वस्त्र વસ્તર, मन्त्र મંતર यन्त्र જંતર

(૨) સામાસિક ન હોય તેવા અસલ શબ્દ કે સાધિત ત્રિશ્રુતિ શબ્દમા જો અંતે વ્યંજનમાં લઘુપ્રયત્ન अ કે એકના इ–उ ન હોય તો એની અંત્ય શ્રુતિની પૂર્વનો अ લઘુપ્રયત્ન છે, જેમકે, માણસ, કરમો છાપરુ આપણ, સાણસી, કણબી, સઘળુ મૂળ શબ્દો માણસ ઊતર, વણસ ઊકળ, વગેરે—એના ઉપરથી માણસો ઊતરે, વણસે, ઊકળે, તેમ એલડી, ગીંદડી વગેરે

અપવાદ—આવા શબ્દોમાં શબ્દાંતે ई હોય તો એવા શબ્દોને સ્વાદિ પ્રત્યય લાગતાં એવા લઘુપ્રયત્ન अ પૂર્ણપ્રયત્ન બની જાય છે, જેમકે બેલડી, પણ બેલડીએ, ગીંદડી, પણ ગીંદડીઓ, બીબડી, પણ બીબડીઓ (આમાં ई હ્રસ્વ તો ઠાક

---

૧. શબ્દોમા પકડવાની સરળતા થાય એ માટે નિયમથી મળતા સ્થાન મોટા બીબાથી અને અપવાદ વાળા સ્થાન દેવનાગરી બીબાથી બતાવવામા આવ્યા છે, એ વાચકે ધ્યાનમા રાખવુ

અલ્યા, કામ કરવાની તને લગની લાગી છે?
મગન, ઘેર આવીશ?

૪. વાક્યમાં ક્રિયાવિશેષણ જ્યાં ક્યાંય પણ હોય ઉપરની રીતે જ, બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચરિત થાય છે; જેમ:

અમારે તો ઘેર જ જવું છે.

૫. વાક્યમાં પ્રશ્નાર્થક શબ્દો—સર્વનામો કે અવ્યયો, સર્વનામોમાંનો યથાસ્થિત બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચારાય છે;

એ શુભાશંસના શા માટે ન કરે?
હરિલાલને તમે શું કહેવાના?
અમારે તો કાંઈ જ નથી કરવું.

ઉભયાન્વયી અવ્યયો અને નકારાર્થક અવ્યયો વાક્યર સ્વર હોય તોયે ઊંચેથી ઉચ્ચરિત થતા નથી. ઉપર ચોથ વિશેષણ' શબ્દની વ્યાપકતા લક્ષ્યમાં રાખવા જેવી છે; એમાં કર્મોનો અને અકર્મક ક્રિયાપદોના વિધિપૂરક શબ્દોનો જાય છે; જેમકે

એ લોકોએ એને રાજા બનાવ્યો.
એ સર્વથા સાચું બોલશે.
એનાથી કામ કરાય પણ ખરું.

૬. 'પણ' 'યે' 'જ' ત્રણેની પૂર્વના હરકોઈ અ સ્વર યથાસ્થિત ઊંચેથી ઉચ્ચારાય છે; જ્યાં 'જ' 'ય' (ઇ) મા બતાવ્યા પ્રમાણે લઘુપ્રયત્ન અંત્ય સ્વરને પૂર્ણપ્રય દીર્ઘ બનાવી ઊંચેથી ઉચ્ચરિત કરાવે છે. 'પણ'નું ઉ કરાય પણ ખરું' છે.

ઉપરની વાક્યગત આરોહાવરોહાત્મક સ્વરભારની શકાય છે તેટલી તારવવાનો આ પ્રયત્ન કર્યો છે. જીવંત છે. દરરોજ આપણે સ્વાભાવિક રીતે જ આપણું કાર્ય કેટલો ભાર આપવાનો હોય છે એ આપ્યે પણ ૦ સ્વરભાર, દ્વિવિધ પ્રકારનો, આપણને પરંપરાગત રૂ તે રૂપઘટનાનો—રૂપાખ્યાનોની સિદ્ધિનો હવે વી

[ આ સ્વરભાર આપણી જીવતી ભાષામાં ક્યાં છે એ બતાવવા **નીચે તે તે શ્રુતિ નિયમોમાં મોટા અક્ષરથી** છાપવામાં આવી છે. ]

**સાવચેતી**—જેને લઘુપ્રયત્ન હ કહિયે છિયે, પણ વસ્તુસ્થિતિએ **તે તે સ્વર જ મહાપ્રાણિત ઉચ્ચરિત થતો હોઈ** સ્વરભારનો નિશ્ચય કરવામાં, છૂટા લખાતા તેવા હ ની ક્યાંય પણ સ્વતંત્ર સ્થિતિ ગણી શકાય એમ નથી. આજે જોડણીમાં આવો હ જુદો લખાય છે, પણ નીચે સ્વરભારમાં સ્થાન બતાવતાં એવા શબ્દ પણ ઉદાહૃત કરવા જરૂરી બન્યા છે ત્યાં સર્વત્ર હ જુદો ન લખતાં આ નિયમો પૂરતો એ 'હ'ને માત્ર (:) વિસર્ગચિહ્નથી બતાવવામાં આવ્યો છે. [ બીજું કોઈ યોગ્ય ચિહ્ન ન મળવાથી સંસ્કૃતના 'વિસર્ગચિહ્નનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો છે. ]

આ સ્વરભાર ભાષામાં નીચે મુજબ વ્યક્ત થતો મળી આવે છે :

(૧) એક શ્રુતિવાળા શબ્દોમાંનો સ્વર સદા ભારવાળો હોય છે :
**શું, હું, તું, ક્યાં, જ્યાં, ત્યાં, એ, તે, જે, કે, જો, તો, બી, જૂ, છૂ, ગૂ** વગેરે; તેમજ 'હ'વાળા **કો:, રો:, કે:, રે:, વે:** વગેરે.
**અપવાદ**—માત્ર 'જ' 'ય' એ બે અવ્યય લાગતાં એ પોતે પોતામાં સ્વરભાર ન રાખતાં પૂર્વની શ્રુતિને ભાર આપી દે છે; પોતે લઘુપ્રયત્ન અવાળા જ રહે છે. (જુઓ ઉપર 'લઘુપ્રયત્ન સ્વરોમાં નિયમ ૧ ની નોંધ.)

(૨) એકથી વધુ શ્રુતિવાળા શબ્દોમાં જોડિયા વ્યંજનની પૂર્વની શ્રુતિ ઉપર ભાર રહે છે (નીચેના નિયમોમાં આવશે તે પ્રમાણે પછી 'દ્વૈતીયિક' 'તાર્તીયિક' વગેરે એવા સ્વરભાર પણ હોઈ શકે); જેમકે, **અચ્છું**, ક**ચ્છો**, સુ**ધ્ધાં**, **અધ્ધર**, **સધ્ધર**, **અચ્છેર**, **મચ્છર**, **પથ્થર**, કુ**ચ્ચર**–ઘાણ વગેરે.
**અપવાદ**—સ્વરિત શ્રુતિમાં લઘુપ્રયત્ન ય હોય તેવા જોડિયા વ્યંજનોની પૂર્વની શ્રુતિમાં આ–એ–ઓ સિવાયનો સ્વર હોય તો એના ઉપર ભાર હોતો નથી; જેમકે કર્યું, મૂક્યો, દીસ્યું વગેરે અનેક.
આ–એ–ઓ હોય તો બંને શ્રુતિ ઉપર ભાર રહે છે; જેમકે માર્યું, ચાલ્યો, ખેંચ્યું, વેચ્યું, થોભ્યું, નોંધ્યો, વગેરે.

(૩) અ. બે શ્રુતિવાળા શબ્દોમાં જો અંતે લઘુપ્રયત્ન અ (ક્વચિત્ લઘુપ્રયત્ન ય હોય તેવા જોડિયા વ્યંજન ધરાવતો પણ) કે સાનુનાસિક–નિરનુનાસિક ઇ–ઉ (આવા ઇ ઉ પોતે લઘુપ્રયત્ન હોય છે) હોય તો ઉપાંત્ય શ્રુતિ ઉપર ભાર હોય છે; જેમકે **વા**ત, **રા**ત, **ગ**ત, **ખા**ર, **ભૂ**લ, **ચૂ**લ, **ઈ**સ, **વે**ંત, **ને**મ, **જા**ય, **ખા**ય, **હો**ય, **સો**ઈ, **રો**ઈ, **વા**ઈ, **રા**ઈ, **કાં**ઈ, **કો**ઈ, **ગ**ઈ, **થ**ઈ, **જ**ઈ, **ગા**ઉ, **બા**ઉ, **જા**ઉં, **થા**ઉં, **મા**ઉં, **મ**ન, **ત**ન, **બ**ન, **હ**સ, **વ**સ વગેરે.

(૪) આ. એવા શબ્દોમાં જો અંતે લઘુપ્રયત્ન અ કે સાનુનાસિક–નિરનુનાસિક ઇ–ઉ સિવાયના સ્વર હોય, તેમ ઉપાંત્ય શ્રુતિમાં આ–એ–ઓ સિવાયનો સ્વર હોય તો અંત્ય શ્રુતિ ઉપર ભાર હોય છે; અને જો ઉપાંત્ય શ્રુતિમાં આ–એ–ઓ હોય છે તો એ આ–એ–ઓ ઉપર 'પ્રાથમિક' અને પછીની શ્રુતિ ઉપર 'દ્વૈતીયિક' સ્વરભાર હોય છે; જેમકે જી**તે**, જી**વે**, જી**તું**, જી**વું**, સુ**ધી**, લ**ગી**, ક**રી**, વ**સી**, વ**સે**, હ**સે**, હ**શે**, હ**શો**, જુ**એ**, ધુ**એ**,

પણ તદ્દન લઘુપ્રયત્ન જ રહે છે ઉચ્ચારણમાં, એ લક્ષ્યમાં રાખવું; એટલે કે ઉચ્ચારણ 'બેલડિયે' 'મિંદડિયો' 'બિલડિયો')

(૩) —અ. સામાસિક ન હોય તેવા ચાર શ્રુતિવાળા શબ્દોમાં જે શબ્દને અંતે લઘુપ્રયત્ન अ અથવા તો એકલા ઈ–ઉ હોય, અને ઉપાંત્ય શ્રુતિની પહેલાંની શ્રુતિમાં (શરૂથી ગણતાં બીજી શ્રુતિમાં) अ હોય તો એ લઘુપ્રયત્ન છે; જેમકે ગુજરાત, સરણાઈ, અડબાઉ, ચળવળ વગેરે.

—આ. એવા શબ્દોમાં જે શબ્દને અંતે લઘુપ્રયત્ન अ અને એકલા ઈ–ઉ ન હોય, અને ઉપાંત્ય શ્રુતિમાં अ હોય તો એ લઘુપ્રયત્ન છે; જેમકે, ઉપરણો, ઉગમણું, છમકલું, રમકડું વગેરે.

(૫) સામાસિક શબ્દોમાં પ્રત્યેક શબ્દને અલગ ગણી લઘુપ્રયત્ન अ નિયમ મુજબ ગણવો; જેમકે તળ-પદું, બહાર-વટું. ચાર-ગણું, છવ-રખુ વગેરે.

આ નિયમે ત્રિશ્રુતિ શબ્દો 'ચો-ગણું' 'ચો-પગુ' વગેરેમાં વચ્ચેનો अ લઘુપ્રયત્ન નથી.

અપવાદ—જે સામાસિક શબ્દોમાં ઉત્તર પદનો શબ્દ મૂળની પ્રકૃતિનો ખ્યાલ ન રહે તેવી સ્થિતિમાં આવી ગયો હોય છે ત્યાં નિયમ ૨ અને ૩–આ જેવી સ્થિતિ પ્રવર્તે છે; જેમકે ચોપડી, બમણું, ત્રમણું, અંગરખું, પગરખું. એને લીધે 'તળ-પદું'નું 'તળપદું' પણ બોલાય છે.

૨. લઘુપ્રયત્ન इ उ ए ओ :

(૫) વ્યંજનમાં ન ભળેલા તેવા અંત્ય એકલા ઈ–ઉ અને લિખિત સ્વરૂપમાં (પણ ઉચ્ચારણની દૃષ્ટિએ લઘુપ્રયત્ન अ–વાળા 'વ' સુધી પહોંચી ચૂકેલો) અંત્ય ओ, આ સ્વરોની પહેલાં સ્વરિત શ્રુતિ હોય છે ત્યારે, સદા લઘુપ્રયત્ન હોય છે; જેમકે કોઈ, ભાઈ, જનોઈ, રોઈ, જોઈ, ગાઉ, કમાઉ, બાઉં; થાઓ, જાઓ, કમાઓ વગેરે.

(૬) અંત્ય સ્વરિત શ્રુતિવાળા અક્ષરની પૂર્વે આવેલી ઉપાંત્ય इ અથવા કોઈ પણ સ્વરિત શ્રુતિવાળા અક્ષરની પૂર્વની इ કે જે એકના પછી લઘુપ્રયત્ન य ઉચ્ચરિત છે; જેમકે રૂપિયો, કંડિયો, ઘોડિયું; ઘડિયાળ, રમતિયાળ વગેરે.

(૭) બીજા ભૂતકૃદંતના एलु પ્રત્યયમાં एની પૂર્વની શ્રુતિ ઉપર ભાર હોય છે ત્યારે ए લઘુપ્રયત્ન છે; આ વખતે એમાં यશ્રુતિ સ્પષ્ટ હોય છે; જેમકે કમાયેલું, ધોયેલું, જોયેલું વગેરે.

[ આ જ કારણે સ્વ. કમળાશંકરે જોડણીમાં 'જોયલું' 'ધોયલું' વગેરે રૂપ સ્વીકારેલાં. ]

## ૨. સ્વરિત શ્રુતિઓ

ઉપર આવી જતી લઘુપ્રયત્ન अ-इ-उ-ए-ओ વિશેની ચોખવટથી એક વસ્તુ તરી આવશે કે કોઈ પણ સયોગમાં એ લઘુપ્રયત્ન સ્વરો જ્યાંસુધી લઘુપ્રયત્ન હોય છે ત્યાંસુધી ઉચ્ચારણમાં પોતામાં વજન નિભાવી શકતા નથી; એની પૂર્વની, યા એના પછીની પણ કોઈ શ્રુતિ હોય તો એ પછીની, શ્રુતિ ઉપર વજન રહે છે. બીજા શબ્દોમાં કહિયે તો જે શ્રુતિ ઉપર સ્વરભાર આવેલો હોય છે તે શ્રુતિ પછીની, યા સ્વરભારવાળી શ્રુતિ અંત્ય હોય તો એની પૂર્વની, શ્રુતિમાંનો अ સામાન્ય રીતે લઘુપ્રયત્ન હોય છે. (અપવાદ વગેરે વિશે સૂચન ઉપર યથાસ્થાન આવી ગયાં છે.) શ્રુતિઓના પ્રમાણમાં એક જ શ્રુતિ ઉપર યા એકથી વધુ શ્રુતિ ઉપર પણ આ સ્વરભાર હોય છે.

[ આ સ્વરભાર આપણી જીવતી ભાષામાં ક્યાં છે એ બતાવવા **નીચે તે તે શ્રુતિ નિયમોમાં મોટા અક્ષરથી** છાપવામાં આવી છે. ]

**સાવચેતી**—જેને લઘુપ્રયત્ન હ કહિયે છિયે, પણ વસ્તુસ્થિતિએ **તે તે સ્વર જ મહાપ્રાણિત ઉચ્ચરિત થતો હોઈ** સ્વરભારનો નિશ્ચય કરવામાં, છૂટા લખાતા તેવા હ ની ક્યાંય પણ સ્વતંત્ર સ્થિતિ ગણી શકાય એમ નથી. આજે જોડણીમાં આવો હ જુદો લખાય છે, પણ નીચે સ્વરભારમાં સ્થાન બતાવતાં એવા શબ્દ પણ ઉદાહત કરવા જરૂરી બન્યા છે ત્યાં સર્વત્ર હ જુદો ન લખતાં આ નિયમો પૂરતો એ 'હ'ને માત્ર (ઃ) વિસર્ગચિહ્નથી બતાવવામાં આવ્યો છે. [ બીજું કોઈ યોગ્ય ચિહ્ન ન મળવાથી સંસ્કૃતના વિસર્ગચિહ્નનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો છે. ]

આ સ્વરભાર ભાષામાં નીચે મુજબ વ્યક્ત થતો મળી આવે છે :

(૧) એક શ્રુતિવાળા શબ્દોમાંનો સ્વર સદા ભારવાળો હોય છે :
**શું, હું, ઉં, ક્યાં, જ્યાં, ત્યાં, એ, તે, જે, કે, જો, તો, બી, જૂ, છૂ, ગૂ** વગેરે; તેમજ 'હ'વાળા **કોઃ, રોઃ, કેઃ, રેઃ, વેઃ** વગેરે.
**અપવાદ**—માત્ર 'જ' 'ય' એ બે અવ્યય લાગતાં એ પોતે પોતામાં સ્વરભાર ન રાખતાં પૂર્વની શ્રુતિને ભાર આપી દે છે; પોતે લઘુપ્રયત્ન અવાળા જ રહે છે. (જુઓ ઉપર 'લઘુપ્રયત્ન સ્વરોમાં નિયમ ૧ ની નોંધ.)

(૨) એકથી વધુ શ્રુતિવાળા શબ્દોમાં જોડિયા વ્યંજનની પૂર્વની શ્રુતિ ઉપર ભાર રહે છે (નીચેના નિયમોમાં આવશે તે પ્રમાણે પછી 'દ્વૈતીયિક' 'તાર્તીયિક' વગેરે એવા સ્વરભાર પણ હોઈ શકે); જેમકે, **અચ્છું, કચ્છો, સુધ્ધાં, અધ્ધર, સધ્ધર, અચ્છેર, મચ્છર, પથ્થર, કચ્ચર-ઘાણ** વગેરે.
**અપવાદ**—સ્વરિત શ્રુતિમાં લઘુપ્રયત્ન ય હોય તેવા જોડિયા વ્યંજનોની પૂર્વની શ્રુતિમાં આ-એ-ઓ સિવાયનો સ્વર હોય તો એના ઉપર ભાર હોતો નથી; જેમકે કર્યું, મૂક્યો, દીસ્યું વગેરે અનેક.
**આ-એ-ઓ** હોય તો બંને શ્રુતિ ઉપર ભાર રહે છે; જેમકે માર્યું, ચાલ્યો, ખેંચ્યું, વેચ્યું, ચોમ્યું, નોંધ્યો, વગેરે.

(૩) અ. બે શ્રુતિવાળા શબ્દોમાં જો અંતે લઘુપ્રયત્ન અ (ક્વચિત્ લઘુપ્રયત્ન ય હોય તેવા જોડિયા વ્યંજન ધરાવતો પણ) કે સાનુનાસિક-નિરનુનાસિક ઇ-ઉ (આવા ઇ ઉ પોતે લઘુપ્રયત્ન હોય છે) હોય તો ઉપાંત્ય શ્રુતિ ઉપર ભાર હોય છે; જેમકે **વાત, રાત, ગત, ખાર, ભૂલ, ચૂલ, ઈસ, વેંત, નેમ, જાય, ખાય, હોય, સોઈ, રોઈ, વાઈ, રાઈ, કાંઈ, કોઈ, ગઈ, થઈ, જઈ, ગાઉ, બાઉ, જાઉ, થાઉં, માઉં, મન, તન, બન, હુસ, વસ** વગેરે.

(૪) આ. એવા શબ્દોમાં જો અંતે લઘુપ્રયત્ન અ કે સાનુનાસિક-નિરનુનાસિક ઇ-ઉ સિવાયના સ્વર હોય, તેમ ઉપાંત્ય શ્રુતિમાં આ-એ-ઓ સિવાયનો સ્વર હોય તો અંત્ય શ્રુતિ ઉપર ભાર હોય છે; અને જો ઉપાંત્ય શ્રુતિમાં આ-એ-ઓ હોય છે તો એ આ-એ-ઓ ઉપર 'પ્રાથમિક' અને પછીની શ્રુતિ ઉપર 'દ્વૈતીયિક' સ્વરભાર હોય છે; જેમકે **જીતે, જીત્વે, જીતું, જીવું, સુધી, લગી, કરી, વસી, વસે, હસે, હશે, હશો, જુએ, ધુએ,**

સુએ, સૂતા, પીએ, પીતું, પીતાં તને, મને, ઘડો, વડે, ઘણું; અને ઉપર, જેમકે વાડો, સારું, વારુ, તેણે, તેડું, મેળે, ઘોડો, બોલી વગેરે

નોંધ—સબધક ભૂતકૃદતનો ઈ પ્રત્યય ગુજરાતીમાં ઉચ્ચારણમાં હ્રસ્વ તરીકે ગણાતો આવ્યો છે, તે ધરાવતા રૂપો પછી વાક્યમાં સયુક્ત ક્રિયાપદ તરીકે જો અન્ય ક્રિયાપદનો પ્રયોગ હોય છે અને ઈવાળી શ્રુતિની પૂર્વની શ્રુતિમાં અસ્વરિત અ–ઇ–ઉ હોય કે સ્વરિત આ–એ–ઓ હોય, તોયે આખા શબ્દ ઉપરથી સ્વરભાર ખસી પેલા સયુક્ત ક્રિયાપદ ઉપર ચાલ્યો જાય છે કરી–ઊઠયો, હસી–પડયો વગેરે. પણ જો 'ને' (સ. अन्यत् + व ઉપરથી अण्णइ–अनइ દ્વારા 'અને' થઈ બચેલો) આવ્યો હોય અને એ ક્રિયા ઉપર ભાર દઈ વિચાર વ્યક્ત કરવાનો હોય તો જ ઈ દીર્ઘ રહી પોતા ઉપર સ્વરભાર નાખી રહે છે, જેમકે કરીને, બોલીને બાકી સામાન્ય રીતે આ ઈ પ્રત્યય સર્વત્ર હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે.

(ઈ) ઇ વિભક્તિ અને કાળના તેમજ કૃત્ કે તદ્ધિત પ્રત્યયો લાગતાં બે શ્રુતિવાળા શબ્દોમાં '(૩)–આ' પ્રમાણે ભાર અબાધિત ત્યારે જ રહે છે કે જ્યારે એવા પ્રત્યય વ્યજનાદિ હોય એવા પ્રત્યયમાં એક કરતાં વધારે શ્રુતિ હોય, અને એમાં અંતે લઘુપ્રયત્ન अ કે એકલા इ–उ હોય, તો એ अ इ–उ પૂર્વની શ્રુતિ ઉપર 'દ્વૈતીયિક' કે 'તાર્તીયિક' જે પ્રમાણે આવતો હોય તે પ્રમાણે સ્વરભાર હોય છે જો પ્રત્યયો સ્વરાદિ હોય છે તો મૂળ શબ્દમાં સ્વરભાર ખસી શબ્દના અત્ય સ્વર સાથે ભળેલા પ્રત્યયના આદિ સ્વર ઉપર આવી રહે છે દરેક પ્રકારનાં ઉદાહરણ આ પ્રમાણે છે: બાપ, બાપલો, બાપલિયો, પાટ, પાટલી, પાટલીઓ, મીઠું, મીઠપ, મીઠાશ, મીઠાઈઓ. આઘું, આઘેરું, કર, કરનાર, કરનારો, કરાવનારો.

(૪) ત્રણ શ્રુતિવાળા શબ્દોમાં પ્રાથમિક સ્વરભાર સામાન્ય રીતે આદિ શ્રુતિ ઉપર અને 'દ્વૈતીયિક' સ્વરભાર અંત્ય શ્રુતિ ઉપર હોય છે; જેમકે કૂતરું, દીકરો, છોકરી; પરતુ જો અન્ય શ્રુતિઓમાં લઘુપ્રયત્ન अ કે એકલા इ–उ હોય તો 'દ્વૈતીયિક' સ્વરભાર ઉપાંત્ય શ્રુતિ ઉપર હોય છે, જેમકે માણસ, ફાનસ. આ પરિસ્થિતિમાં જો આદિ શ્રુતિમાં अ–इ–उ હોય તો એના ઉપર ભાર રહેવાને બદલે 'પ્રાથમિક' સ્વરભાર બીજી શ્રુતિમાં હોય છે, જેમકે કમાડ, રતન, જતન, પીતળ, ઊતર, ઉતાર, ઊકલ, વગેરે. પણ આદિ શ્રુતિમાં ए ओ હોય અને મધ્ય શ્રુતિમાં आ હોય તો આદિ શ્રુતિ હ્રસ્વ ઉચ્ચરિત થાય છે અને 'પ્રાથમિક' સ્વરભાર બીજી શ્રુતિમાંના आ ઉપર આવી રહે છે, જેમકે દેખાવ, ઓલાણ આ સયોગોમાં શબ્દને અંતે લઘુપ્રયત્ન अ કે એકલા इ–उ સિવાયના સ્વર હોય તો 'પ્રાથમિક' સ્વરભાર બીજી શ્રુતિ ઉપર અને 'દ્વૈતીયિક' સ્વરભાર છેલ્લી શ્રુતિ ઉપર હોય છે, દિલાસો, બિલાડું, કુવારું, ગધેડું, કિનારો, સુવાણું, મૂઝારો વગેરે

નોંધ—આ નિયમ પ્રમાણે સાધિત શબ્દોમાં જેમાં आ ન હોય તેની આદિ શ્રુતિ હ્રસ્વ સ્વરવાળી જ આવી રહે છે

(૫) ચાર અને ચારથી વધુ શ્રુતિ ધરાવનાર શબ્દોમાં આદિ અને અત બાજુથી ઉપરના નિયમોનું પાલન થતાં લઘુપ્રયત્ન अની પહેલાંની શ્રુતિઓ ઉપર ભાર હોય ત્યાં ત્યાં એ 'પ્રાથમિક' 'દ્વૈતીયિક' 'તાર્તીયિક' એ પ્રમાણે ગણાય; જેમકે, ગુજરાત, ગુજરાતનું, ગુજરાતી, ગુજરાતીઓ, કિલકિલાટ, કિલકિલાટિયું, તળપદિયું; ઘોર ખોદિયું, બારવટિયો વગેરે

## ભાષણ ૩ જું

# શબ્દાંગસિદ્ધિ

ભાષાઓના બંધારણ પ્રમાણે પ્રકાર પડયા તેમાં ભારતયુરોપીય સમગ્ર ભાષા-પ્રકાર બાહ્યરૂપઘટનાત્મક છે; એની સમગ્ર રૂપરચના પ્રત્યયાત્મક છે; સામાન્ય રીતે એકાક્ષરી પ્રત્યયઘન ધાતુઓમાંથી ભાષાનો સમગ્ર વિકાસ સધાયો છે. સંસ્કૃત વ્યાકરણમાં મૂળ ધાતુઓને લાગતા—શબ્દાંગ તૈયાર કરતા પ્રત્યયોને કૃત્ પ્રત્યયો કહે છે આ પ્રાથમિક પ્રત્યયો છે. કૃત્ પ્રત્યયોથી તૈયાર થયેલાં શબ્દાંગોમાંથી ફરી નવા નવા શબ્દો તૈયાર થાય છે આ નવાં અંગ આપનાર પ્રત્યયોને તદ્ધિત કહેવામાં આવ્યા છે; આ દ્વૈતીયિક પ્રત્યયો છે. સરળમાં સરળ ઉદાહરણ આપુ તો 'रस्' ધાતુનુ ભાવવાચક अ પ્રત્યયથી रस અંગ બન્યુ, એને દ્વૈતીયિક 'इक' પ્રત્યય લાગતાં रसिक અંગ બન્યુ, પણ પાછા પ્રત્યય લગાડી रसिकता-रसिकत्व વગેરે અંગ આપણે મેળવી શકયા છિયે કૃત્પ્રત્યય લાગી તૈયાર થયેલાં અંગને એક કે વધુ પ્રત્યયો લગાડી નવાં નવાં અંગ તૈયાર કરનારા બધા જ દ્વૈતીયિક પ્રત્યયો છે. ભારતઆર્ય ભાષાપ્રકાર આવા અનેક કૃત્ અને તદ્ધિત પ્રત્યયોથી સમૃદ્ધ હતો. ઉત્તરોત્તર હ્રાસપ્રક્રિયાએ અનેક પેટાભાષા પ્રકારોને જન્મ આપ્યો તેમાં આ પ્રત્યયોને પણ ઘસારા લાગ્યા; સંખ્યાબંધ પ્રત્યય ખરી પડયા અને અર્વાચીન નવ્ય ભારતઆર્ય ભાષાઓમાં જૂજ-બાજ જ બચી જવા પામ્યા છે. ગુજરાતી ભાષા પણ આ રીતે થોડા કૃત્ તેમજ તદ્ધિત પ્રત્યય સાચવી રહી છે; જરૂર પડતાં નવા પણ પામી છે.

ગુજરાતી ભાષા એ તો મધ્યકાલીન અનેક ભૂમિકાઓ દ્વારા વિકસિત થયેલુ રૂપ છે આ વિકાસમાં તત્સમ શબ્દો વિશે તો આપણે કશો જ વિચાર કરવાનો નથી, કેમકે સંસ્કૃત વ્યાકરણોમાં કૃત્પ્રત્યયો લાગી તૈયાર થયેલાં પ્રાથમિક શબ્દાંગ અને તદ્ધિત પ્રત્યયો લાગી તૈયાર થયેલાં દ્વૈતીયિક શબ્દાંગ સિદ્ધ સ્વરૂપમાં મળે જ છે. વિચાર જે કાંઈ કરવાનો છે તે તદ્ભવ અને તળપદા શબ્દોનો. એમાં પણ ઘસાઈને સિદ્ધ સ્વરૂપ પામી ચૂકેલા—ગુજરાતી ભાષા સુધી આવતાંમાં જેના વિષયમાં પ્રત્યયો અંગરૂપ થઈ જાણે કે સ્વતંત્ર શબ્દો જ થઈ ચૂકયા છે તેવા શબ્દોનો પણ અહીં વિચાર કરવાનો નથી; જેમકે धर्म-घरम, कर्म काम-करम,

गति-गत्य, मति-मत्य, विपत्ति-विपत्य, चतुर्थी-चोथ्य, गर्भिणी-गाभण्य આ શબ્દોમાંના મૂળ તત્સમ શબ્દોમાં શબ્દાંગ કૃત્પ્રત્યયથી તો કેટલાંક શબ્દાંગ કૃત્પ્રત્યય અને તદ્ધિત બેઉ લાગીને તૈયાર થઈ મળેલાં–તેના ઉપરથી વિકાસ પામેલા શબ્દોમાં પ્રત્યયોમાં ઘસારો લાગી શબ્દ આવી મળ્યા છે તે બધા જ ગુજરાતી ભાષાને મૌલિક શબ્દ જેવા જ જાણે કે હોય તેમ આવી મળ્યા છે. અહીં વિચાર (સ્પષ્ટ પ્રત્યયો, કે પાછી પ્રત્યય ઘસાયે પૂરણીરૂપે આવેલા અનુગો વિશે કરવાનું જ આવશ્યક છે, કારણ કે ગુજરાતી ભાષાને જિવાડવાને જ એ સચવાઈ રહેલા છે. આ રીતે અહીં આપણે ૧. કૃત્ કે પ્રાથમિક પ્રત્યયો અને ૨. તદ્ધિત કે દ્વૈતીયિક પ્રત્યયો વિશે જે કાંઈ પ્રાપ્ય છે તે જોઈ જઈએ.

## ૧. કૃત્ કે પ્રાથમિક પ્રત્યયો

(જૂના સમયથી કૃત્ પ્રત્યયો બે પ્રકારના છે: એક પ્રકાર એવો છે કે જેમાં કાળ અને અર્થનો ભાવ સચવાઈ રહેલો છે; આપણે ત્યાં આવી મળેલાં કૃદંતો તે ૧. વર્તમાન કૃદંત, ૨. ભૂત કૃદંત, ૩. વિશિષ્ટ ભૂત કૃદંત, ૪. અવ્યયરૂપ ભૂત કૃદંત, ૫. સામાન્ય કૃદંત યા વિધ્યર્થ કૃદંત, અને ૬. ભવિષ્ય કે કર્તૃવાચક કૃદંત. બીજા પ્રકારમાં ક્રિયાવાચક નામ કે વિશેષણ બનાવનારા કૃત્પ્રત્યય છે. આ બંને પ્રકારના પ્રત્યયો વચ્ચે અંતર એ છે કે પહેલા પ્રકારમાં ક્રિયાપદોની જુદા જુદા કાળ અને અર્થમાં સિદ્ધિ કરતાં જે વિશિષ્ટ ગણકાર્ય વગેરે કાર્ય થતાં હોય છે—ગણકાર્ય ન થતું હોય તો આવા પ્રકારની જે કાંઈ લાક્ષણિકતા મધ્યગત પ્રત્યય વગેરેની હોય છે તે થયેલી હોય છે; એનાથી ઊલટું, બીજા પ્રકારમાં તો પ્રત્યય લાગલો જ અથડાયો હોય છે; એને કોઈ વિશિષ્ટ ગણકાર્ય કે એવી કોઈ ટાપટીપની જરૂર નથી; પ્રત્યયની પોતાની શક્તિ મુજબ ધાતુના સ્વરમાં જરૂર પૂરતો એ લાગલો જ ફેરફાર સાધી લે છે;) અહીં તેથી એ બેઉને અલગ અલગ મથાળે આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે.)

### अ. કાલ કે અર્થવાચક કૃદંતો

**(૧) વર્તમાન કૃદંત :**

તું—સંસ્કૃત ભાષામાં પરસ્મૈપદ અને આત્મનેપદના જુદા જુદા પ્રત્યય હતા; જેવા કે પરસ્મૈપદનો अत् અને આત્મનેપદનો अकारांत અંગ પછી मान અને अकार સિવાયનો સ્વર કે વ્યંજન અંતે હોય તેવા ધાતુ–અંગ પછી आन. કેટલાક તત્સમ શબ્દો કે તત્સમાભાસી શબ્દોમાં रममाण स्फुरायमाण જેવાં ક્વચિત રૂપ આપણે પ્રયોજિયે છિયે; બાકી અપભ્રંશથી લઈ आन-मान[1] પ્રત્યયવાળાં

---

૧. અપભ્રંશમાં પ્રાકૃત તત્સમ લેખે ક્વચિત् પવિસ્સમાણ वट्टमाण, ક્વચિત् आसीन જેવું સંસ્કૃત તત્સમનું પ્રાકૃત બનાવ્યું રૂપ–આ વપરાયેલાં મળે છે જુઓ અપ. પાઠા. પૃ ૬૧.

અંગ આપણે ગુમાવ્યાં છે. તું પ્રત્યયનો વિકાસ પ્રાકૃતમાં સર્વસામાન્ય 'अन्त' પ્રત્યય હતો તેના ઉપરથી થયો છે. પ્રાકૃતનો આ પ્રત્યય છેક વૈદિક સંહિતાકાળ જેટલો જૂનો છે. નરજાતિમાં અકારાંત અંગવાળા ધાતુઓને સબળ પ્રત્યયો પૂર્વે अन्त અંગ થતું (છઠ્ઠા ગણમાં ત્યાં વિકલ્પે થતું): જેમકે गच्छन् गच्छन्तौ गच्छन्तः गच्छन्तम् गच्छन्तौ. વૈદિક કાળમાં જ, આમ છતાં वसन्त जयन्त हेमन्त જેવા શબ્દ પણ મળી આવે છે, જેમાં વર્તમાન કાળનો અર્થ લુપ્ત થઈ ગયો હતો. 'अन्त' પ્રત્યયનું મૂળ આટલું જૂનું પ્રાકૃતને મળી આવ્યું છે. અપભ્રંશમાં પણ 'अन्त' સચવાયું છે. વાયસુ उड्डावन्तीए पियु दिट्ठउ सहस त्ति (સિ. હે. ૮-૪-૩૫૨)માં નારીજાતિના રૂપમાં આ પ્રત્યય જાણવામાં આવ્યો જ છે. અપભ્રંશમાં અનુનાસિક-રહિત રૂપ પ્રચારમાં આવતું જતું હતું; જેમકે जं अच्छइ तं माणिअइ होसइ करतु मअच्छि; 'ભરતેશ્વર બાહુબલિ રાસ' (સં. ૧૨૪૧)માં देतु રૂપ झूझंत झालंतउ पइसंतु વગેરેની સાથેસાથ વપરાયેલું મળે છે. ઉત્તરોત્તર અનુનાસિકતા પછી લુપ્ત થતી જાય છે, છતાં ભાલણ વગેરેમાં પ્રાસ વગેરેને કારણે 'वसंत' જેવાં 'વસતુ'ના અર્થમાં પ્રયુક્ત છે.[2] સાહિત્યમાં આમ એ રૂપ લુપ્ત જેવું છતાં લોકબોલીમાં એ કોઈ અને કોઈ કારણે ક્વચિત્ બચી ગયેલું આજની જીવંત ભાષામાં દા. ત. 'જીવંત' શબ્દમાં બચી ગયું છે. એ સાર્વત્રિક નથી જ એ અહીં સ્વીકારવું જોઈયે.

સ્વરભાર આ પ્રત્યય ઉપર જળવાઈ રહેલો હોવાથી ઉંવાળું વિકારક અંગ આ પ્રત્યયે સાચવી રાખ્યું છે; જોકે કવિતામાં અકારાંત અંગરૂપે વપરાય પણ છે, પણ જીવંત ભાષામાં એ નથી. હા, જીવંત ભાષામાં વર્તમાન કૃદંતનું જ અવિકારક અંગ છે, પણ એણે તો વિશેષણભાવ છોડી ક્રિયાપદરૂપતા પ્રાપ્ત કરી છે. ક્રિયાતિપત્ત્યર્થનો અર્થ આ રૂપે સાચવી રાખ્યો છે; જેમકે

વરસાદ ન આવ્યો હોત તો દુકાળ પડત.

ગુજરાતી ભાષાએ વર્તમાન કૃદંતનું એક કર્મણિ-અર્થનું રૂપ આ જ વિકારક મૂળનું સાચવી રાખ્યું છે: 'શોભીતું' 'દેખીતું' 'જાણીતું' 'ઓળખીતું' જેવા સ્વલ્પ જ શબ્દોમાં. આનું જૂનામાં જૂનું ઉદાહરણ 'ભરતેશ્વર બાહુબલિ રાસ'માં સચવાયું છે, જ્યાં 'वदीतो' રૂપ પ્રયોજાયું છે. આ જ રાસમાં વર્તમાન કર્મણિ રૂપો-ખાસ કરી ત્રીજા પુરુષના એકવચનમાં सेवीइ कीजइ करीजइ વગેરે વપરાયેલાં છે. આમાંનું सेविज्जइ>*सेवीजइ>*सेवीयइ>*सेवियइ>*सेविइइ દ્વારા सेवीइ રૂપમાં મધ્ય ઈ જાણે કે કર્મણિરૂપનો પ્રત્યય હોય એમ આવી રહ્યો છે. આ

૨. ભાલણ = કાદંબરી : કડવું ૩-૧૭

રૂપમાં છેલ્લા 'દ'ને સ્થાને 'તું' આવતાં ઘદીતો રૂપ બન્યું સમઝાય છે. આ. હેમચંદ્રના નજીકના સમયમાં આવો જૂનો પ્રયોગ ખૂબ મહત્ત્વનો ગણાય.

[3]વર્તમાન કૃદંતનો એક અવશેષ આપણે ત્યાં એના પ્રાચીન સાતમી-વિભક્તિના રૂપમાં છેઃ કરતાં ખાતાં પીતાં વગેરે રૂપો ગુજરાતીમાં સર્વસામાન્ય છે. આમાં સતિ સપ્તમીનો અર્થ છે. આમાં આવી મળેલો સાતમી વિભક્તિના એકવચનનો પ્રત્યય મધ્ય. ગુજરાતીમાં સામાન્ય સાતમી વિભક્તના પ્રત્યય તરીકે સ્વલ્પ પ્રમાણમાં પ્રયોજાયો પણ છે.[4]

[5]'તું' પ્રત્યયના વિકાસમાં એક વસ્તુ સ્પષ્ટ સ્વરૂપે લક્ષ્યમાં રાખવા જેવી છે કે એના મૂળમાં અનુનાસિકતા હતી જ; અને એને જ કારણે 'ત્'માં કોઈપણ જાતની વિક્રિયા પ્રવેશ પામવા શક્તિમાન થઈ નથી. એને લીધે જ 'હતું'માં પણ 'ત્' બચી જવા પામ્યો છે. ગુજરાતી ભાષાને ભૂ. ધાતુના વર્તમાન કૃદંત 'भवत्-भवन्त' દ્વારા જ होन्त રૂપ મળ્યું તેના हुन्त-અંગ દ્વારા हुत્त રૂપે એક બાજુ ભૂતકાળના અર્થનું 'હતું' રૂપ આપ્યું તો બીજી બાજુ ક્રિયાતિપત્ત્યર્થ 'હોત' રૂપ આપ્યું. વર્તમાન કૃદંત 'હોતુ' તો સર્વસામાન્ય પ્રકારે જ પ્રચલિત છે. વર્તમાન કૃદંતનાં ચાલુ રૂપોએ ગુજરાતીમાં પછીથી નિયમિત ભૂતકાળ સાધી આપ્યો છે.[6]

(૨) ભૂતકૃદંત :

યું—વૈદિક અને સાહિત્યિક સંસ્કૃતમાં સકર્મક ક્રિયાપદોના કર્મણિ ભૂતકૃદંતનો અને અકર્મક ભાવનાં ક્રિયાપદોના કર્તરિ ભૂતકૃદંતનો 'त' પ્રત્યય ચાલ્યો આવે

૩. ડૉ. ટેસ્સિટોરી આ. હેમચંદ્રે चिन्तन्ताहँ (સિ-હે ૮-૪-૩૬૨) એમ ઉદાહરણ નોંધ્યું છે તેને લક્ષ્ય કરી છઠ્ઠી વિભક્તિના બહુવચનનું રૂપ-વર્તમાન કૃદંતનું હોવા વિશે અભિપ્રાય ધરાવે છે. (જુએ Notes on Gram. of the Old West Raj. ખંડ ૧૨૪ મો.) પં. બેચરદાસ દોશીએ પણ "બુદ્ધિપ્રકાશ"માં (વર્ષ ૮૪ : પૃ ૨૫૬) એક ચર્ચામાં સુતાં માં આ કલ્પના કરેલી આનો નિર્ણય મને 'चेलां' જેવાં રૂપોથી સરળતાથી મળતો લાગે છે. એટલે કે અહીં એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય નહિ, પણ સાતમીનો आम् છે.

૪. ભાલણ : કાદંબરી : थांत यकां मि नवि हींडाय. (કડવું ૬-૯) અને વિલાસવતીઇ प्रगव्यु उत्तम चेलां तन. (કડવું ૮-૧૧૦)

૫. ગુજરાતીમાં 'વતું-ઓછું'માં વપરાતો 'વતું' શબ્દ તો 'વધતુ'નું લઘુ રૂપ છે. એ જ શબ્દ ઉપરથી સૌરાષ્ટ્રમાં 'વત્તું'-'વત્યું' હજામત કરાવવીના અર્થમાં પ્રચલિત છે.

૬. ક્રિયાતિપત્ત્યર્થનાં રૂપ જેમ 'કરત' વગેરે પ્રચલિત બન્યાં, તેજ પ્રમાણે નિયમિત ભૂતકાળનાં 'કરતો-કરતી-કરતુ' વગેરે રૂપ પ્રચલિત બન્યાં, જેમાં અર્થ ચાલુ ક્રિયાનો, પણ ખૂબ જૂના સમયની એ ક્રિયા હોવાનો ખ્યાલ ઊભો થયો છે. હિંદીમાં તો ક્રિયાતિપત્ત્યર્થ અને નિયમિત ભૂત બંને વિકારક અંગથી જ સધાય છે.

છે. પાલિમાં પણ 'त' હતો. અર્ધમાગધીમાં આવતાં શૌરસેનીની લાક્ષણિકતા હતી ત્યાં द અને મહારાષ્ટ્રીની લાક્ષણિકતા હતી ત્યાં દ્વિશ્રુતિમધ્યગત 'द'નો લોપ; જેમકે कृतनु શૌ किद, મહા. किअ-किय રૂપ પ્રચારમાં હતાં. ऋने કારણે, પાલિ कत સાથેસાથ कट દ્વારા कड; मृतनुं मड વગેરે રૂપો પણ પ્રચારમાં આવ્યાં હતાં. અપભ્રંશમાં दत्तनुं दिन्न રૂપ જાણીતું હતું. સંસ્કૃતમાં અંગમાં આ–અંત ધરાવતા થતા ધાતુઓનાં म्लान ग्लान જેવા ભૂત કૃદંતોમા 'न' હતો તેનો આ અવશેષ છે (આ વિશે નીચે આણું પ્રત્યય જુઓ)[7] ગુજરાતીને એ મળ્યો નથી; ગુજરાતીને તો અપભ્રંશ દ્વારા इतमांथी વિકાસ મળ્યો છે. हसितकम् > પ્રા. हसियअं > અપ. हसियउं > મધ્ય. ગુ हसीउं-हसियउं-हसियूं દ્વારા हस्यूं થઈ हस्युं મળ્યુ છે. સંસ્કૃતમાં માત્ર સેટ્ ધાતુઓને જ 'त' પૂર્વે 'इ' લાગતો; ગુજરાતીમાં આવતાં સુધીમાં અપભ્રંશમાં જ 'इ' ઉમેરણ થયે इयूं દ્વારા युं આવી મળ્યો છે भल्ला हुआ जु मारिया वहिणि महारा कन्तु (સિ. હે. ૮–૪–૩૫૧)માં પ્રેરક રૂપ मारितकः >मारियओ >मारियउ નું વૈકલ્પિક રૂપ मारिया છે. मारियउ દ્વારા મધ્ય ગુજરાતી मारीउ-मारियउ-मारियु-मारियो-मार्यो આ વિકાસ છે. છેક 'ભરતેશ્વર બાહુબલિ રાસ'માં ऊठीउ दाखीउ मांडीउ એ રૂપ પ્રયોજાયેલાં મળે છે, જેના વિકાસમાંથી ऊठ्यो, दाख्यो, मांड्यो રૂપોની નિષ્પત્તિ છે.

કેટલાંક ભૂત કૃદંતો પ્રાકૃત–અપભ્રંશ દ્વારા સ્વતંત્ર રીતે જ આ 'युं' વિનાનાં મળ્યાં છે; જેવાં કે उत्पन्नकम् >उप्पन्नअं >उप्पन्नउं >ऊपनउं >ऊपनूं >ऊपनु, અથવા વચ્ચે इના પ્રક્ષેપ ऊपन्युं; આ રીતે निष्पन्नकम्માંથી नीपनुं-नीपन्यु तुष्टक-दृष्टकमांथी तूंठु-दीठुं, नष्टकं ઉપરથી नाठुं; कृतक-दत्तकनां શૌરસેની દ્વારા–પછીથી મહાપ્રાણતત્ત્વ ઉમેરાયે कीधु-दीधुं; એના આભાસસામ્યે लीधुं. लब्धक-दग्धकनां लाधुं-दाधुं રૂપ પણ પ્રચલિત છે. उपविष्टक-वइट्ठअ દ્વારા बेठुं, प्रविष्टक-पइट्ठअ દ્વારા पेठुं, नष्टकनु नाठु આ રૂપો ઉપરના પ્રકારનાં છે. ऊपन्नूं संतूठउ दीठउ कीधा लीधा वइठउ વગેરે રૂપો છેક 'ભરતેશ્વર બાહુબલિ રાસ' જેટલાં જૂનાં છે.

गतकं >गयअ >गयउ અંગે गयु રૂપ આપ્યુ છે.

'युं'ના વિકાસમાં મધ્યવર્તી 'इ'નુ સ્થાન ટાળી શકાય એમ નથી. મધ્ય. ગુજ.નાં રૂપોમાં લેખનમાં આ इ દીર્ઘ સ્વરૂપે જ્યાં ક્યાંય પણ દેખા દે છે,

૭ ગુજરાતી કર્મણિ રૂપોમાં આણ પ્રત્યય ખૂબ સામાન્ય હતો આજે માત્ર સૌરાષ્ટ્રમા સીમિત થઈ ગયેલો આ પ્રત્યય મધ્યકાલીન ગુજરાતીમા તો ખૂબ જ વ્યાપક હતો ડૉ ટેસિ ટોરીએ આનાં ઉદાહરણ નોધ્યા છે જુઓ Notes on Gram. of the Old West. Raj ખડ ૧૨૬-(૨)

ત્યાં સર્વત્ર उ જ લખાયો છે. 'ભરતેશ્વર બાહુબલિ રાસ'માં ऊठीउ दाखीउ मांडीउ એ વગેરે દીર્ઘ ઈકારવાળાં રૂપ લખાયાં છે. સંભવ છે કે ઉચ્ચારણમાં આ ઈ ઉપર બલાત્મક સ્વરભાર હોય. વર્તમાનકાળ કર્મણિ રૂપોમાં सेवीइ વગેરે રૂપોમાં આવો ઈ બલાત્મક સ્વરભારવાળો જેમ હોવાની શક્યતા છે તેમ ભૂત કૃદંતના આ ઈની પણ સ્થિતિ હોય. દ્વૈતીયિક સ્વરભાર છેલ્લી શ્રુતિ ઉપર સ્થિર થવાને કારણે એક બાજુ સેવિયે જેવાં રૂપ તૈયાર થયાં તો બીજી બાજુ ભૂત કૃદંતનાં ऊठियूं दाखियूं मांडियूं જેવાં રૂપોમાંથી ऊठ्युं दाख्युं मांड्युं વગેરે રૂપો આવી રહ્યાં. સૌરાષ્ટ્રના દરિયાકિનારાના ખારવા લોકોની બોલીમાં 'इयुं' જ વ્યાપક છે, તો વહોરા, સોરઠના મુસલમાન ઘાંચી, પશ્ચિમ સૌરાષ્ટ્રના મેર વગેરેની બોલીઓમાં લઘુપ્રયત્ન 'य'નો સર્વથા અભાવ છે. સુરતી ઉચ્ચારણમાં यનું લગભગ પ્રતિસંપ્રસારણ થઈ વ્યંજનની પૂર્વ તરફ ઉચ્ચારણ વધ્યું છે; જેમકે आइवो कइरुं मइरुं વગેરે. આ 'इ'નું સ્વતંત્ર બલ નથી અને પૂર્વસ્વર સાથે સંધિસ્વર તરીકે જ ઉચ્ચરિત થાય છે. સોરઠના ભોઈ લોકોમાં આ સુરતી અસર થોડી વધુ વિકાસ સાધી ત્યાં 'इ'ને બદલે અડધા 'य्'નું સ્પષ્ટ ઉચ્ચારણ આપે છે: आय्वो कय्रुं मय्रुं વગેરે.

સર્વસામાન્ય ગુજરાતી ભાષામાં આ પ્રત્યય ઉપર સ્વરભારની પ્રબળતા હોઈ અને પ્રત્યયમાંનો यकार લઘુપ્રયત્ન હોઈ બે શ્રુતિવાળાં રૂપોમાં આ સિવાયનો સ્વર સ્વરભારવિહીન જ છે: कर्युं मर्युं पीर्युं; એટલુ જ નહિ, એ હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે.

પાલિમાં અને અશોકની ધર્મલિપિમાં વેદકાલીન અદ્યતન ભૂતકાળનાં અને ક્વચિત્ હ્યસ્તન ભૂતકાળનાં રૂપ ઘસાયેલા સ્વરૂપમાં સચવાઈ રહેલાં હતાં; અર્ધ-માગધીમાં અને પછી શૌરસેની–મહારાષ્ટ્રી વગેરે પ્રાકૃત ભૂમિકાઓમાં એ કાળ સમૂળગો જ લુપ્ત થઈ ગયો અને એનું સ્થાન ભૂત કૃદંતે લીધું. અપભ્રંશમાં પણ भल्ला हुआ जु मारिया, णाइ सुवण्णरेह कसवट्टइ दिण्णी, अग्गिण दड्ढा जइ वि घरु, पिउ दिट्ठउ सहस त्ति, अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तड त्ति, आयहो दड्ढकलेवरहो जं वाहिउं तं सारु આમ મુખ્ય ક્રિયાપદ તરીકે જ એનો પ્રયોગ વ્યાપક હતો. અપભ્રંશ દ્વારા વિકાસ સાધી આવેલી બધી જ નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં ભૂતકાળનાં રૂપ આ ભૂત કૃદંતથી જ સાધવામાં આવે છે: उसने क्या किया (હિંદી), घाने कहा करचो (વ્રજ) વગેરે.

આજે તો વ્યાકરણોમાં ભૂતકાળ તરીકે જ સ્વતંત્ર રીતે આ કૃદંતરૂપ જ નોંધાયાં મળે છે. ભૂત કૃદંત તરીકે નોંધાયું છે ત્યાં આને "પ્રથમ ભૂત કૃદંત" કહેવામાં આવે છે.

આણું : આકારાંત અંગવાળાં ક્રિયાપદોના કર્મણિ–માં તેમજ કર્મણિનો આ પ્રત્યય લાગ્યા પછી ફરી સાધિત થયેલા ધાત્વંગમાં આ આણું પ્રત્યય જૂની ગુજરાતીમાં વ્યાપક હતો; આજે તો એ માત્ર સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાત પૂરતો મર્યાદિત થઈ ગયો છે.[૮] વ્હિટનીના જણાવ્યા પ્રમાણે લગભગ સંસ્કૃત ૭૦ ધાતુઓનાં કર્મણિ ભૂતકૃદંતમાં 'त'ને બદલે 'न' પ્રત્યય લાગે છે. સામાન્ય રીતે આ અંગ ધરાવતાં : क्षाण, ग्लान, घ्राण (ઊંઘવાના અર્થમાં घ्राण અને घ्रात પણ), म्लान (म्लात પણ), घान (घात પણ), श्यान (शीन પણ), स्त्यान, हान (हीन हात પણ); दा ધાતુનું दिन (दित दित्त પણ–અર્થ 'કાપવું'); ई અંગ ધરાવતાં : क्षीण (क्षित પણ); डीन, पीन, लीन, व्लीन, शीन (शीत પણ), ह्रीण (ह्रीत પણ); ऊકારાંત : दून (दुत પણ), लून, शून। दीर्णु धून। ऋકારાંત ધાતુઓનાં : अर्ण (ऋत પણ), कीर्ण, गीर्ण, जीर्ण (जूर्ण પણ), तीर्ण (तूर्ण तूर्त પણ), दीर्ण (दृत પણ), पूर्ण (पूर्त पृत પણ), मूर्ण, शीर्ण (शीर्त પણ; शूर्तनी પણ શક્યતા), स्तीर्ण (स्तृत પણ); આવા આભાસસામ્યે ईर्नुं ईर्ण, चर्नुं चीर्ण (चरित પણ), गृ-गुर्नुं गूर्ण (गूर्त પણ), चर्वनुं चूर्ण (चर्वित પણ); ज् અંતવાળા ધાતુઓનાં : भग्न, भुग्न, मग्न, रुग्ण, विग्न (विक्त પણ); च् અંતવાળાં : अक्न (अचित अञ्चित પણ), वृक्ण, वृग्ण; ग् અંતવાળું : लग्न. આ ઉપરાંત द् અંતવાળાં થોડાં : उन्न (उत्त પણ), क्लिन्न, क्षुण्ण, क्ष्विण्ण, खिन्न, छन्न, छिन्न, तृण्ण, तुन्न, तृण्ण, नुन्न (नुत्त અને नुदित પણ), पन्न, भिन्न, विन्न (वित्त પણ), शन्न, सन्न (सत्त પણ), स्कन्न, स्यन्न, स्विन्न, ह्रन्न. अद्नुं अन्न પણ આવું જ છે.[૯]

दिन्न-दिण्ण, रुण्ण, ओरुण्ण, परुण्ण, जुण्ण વગેરે રૂપો પિશલે નોંધ્યાં છે.[૧૦] મધ્ય. ગુજ.માં તો ભૂતકાળનાં રૂપોમાં આ જ ण માત્ર આ અંગ ધરાવી રહેલાં ક્રિયાપદોમાં–મુખ્યત્વે સાધિત કર્મણિ રૂપ તરીકે જ પ્રયોજાયો છે. દયારામ સુધીના જુનવાણી પદ્ધતિના કવિઓમાં 'આણું' રૂપ જ વ્યાપક છે. અર્વાચીન ગુજરાતીનો "નવી ગુજરાતી" તરીકેનો, અંગ્રેજી કેળવણી પછી, જે વિકાસ

૮. હણાણું જેવાં વિશેષણ આ કર્મણિ ભૂતકૃદંતનો જ વિકાસ છે; એવો જ પુનરાણું શબ્દ પણ છે.

૯. વ્હિટની : Sanskrit Grammar : પૃ. ૩૪૩–૪૪

૧૦. પિશલ : Grammatik Der Prakrit-Sprachen : પૃ ૩૮૬; ઉપરાંત ડૉ. ટેસ્સિટોરી જૈન મહારાષ્ટ્રીમાં મળવાનું કહે છે : आन અંતવાળાં ભૂતકૃદંતો વિશે જુઓ Notes on Gram. of the Old West. Rajasthani, ખંડ ૧૨૬-(૨). બાકી સિંધી વિશે બીમ્સનું જ ત્યાં અનુસરણ કરે છે.

થયો તેમાં આયું સ્વીકારાયું; જે માત્ર ઉત્તર ગુજરાત અને ચરોતર અને દક્ષિણ ગુજરાતની બોલચાલની ભાષામાં હતું તે-શિષ્ટ ગુજરાતીમાં સ્વીકારાયું, અને 'આણું 'વાળું રૂપ સૌરાષ્ટ્રનું પ્રાંતીય ગણી છોડી દેવાયું.

બીમ્સે આ પ્રત્યયનું મૂળ શોધવા પ્રયત્ન કર્યો છે, પણ સફળતા મળી નથી. એમણે उभाणो उङ्माणो उडाणो झपाणो खाणो विसाणो विकाणो આ રૂપો નોંધી એમાં સામાન્ય કૃદંતનાં રૂપ उभामणु उङ्गामणु વગેરે સાથે એક મૂળના સમઝી उडामणु ને उड्डीन, उङ्गामणु ને उत्क्षीण, विकामणु ને विक्रीत સાથે (કેમકે એવું विक्रीण નથી થતું એમ સ્પષ્ટ કરી) સરખામણી કરી છે. આ શબ્દો બેઉ પ્રકારના સિદ્ધીના છે, પણ એમાં उभाणो વગેરેમાંનો 'ण' ચોક્કસ ભૂત કૃદંતનો છે. વેદકાળમાં પણ ण પ્રત્યય ખૂબ મર્યાદિત હોઈ કોઈ પ્રાંતીય ભેદનું જ પરિણામ હોય તો એમાં નવાઈ જેવું નહિ હોય. આજની હિંદીમાં मराणो-मरायो એવા ગુજરાતી રૂપનું સમાન્તર રૂપ નથી; ત્યાં मारा गया એમ સંયુક્ત ક્રિયાપદ જ પ્રયુક્ત થાય છે. સંભવ છે કે વ્રાચડ અપભ્રંશે આ 'आण'વાળાં રૂપ સાચવી રાખ્યાં હોય કે જે પશ્ચિમ મારવાડ અને કચ્છના સંબંધે બોલચાલની ગુજરાતી ભાષામાં જૂના સમયથી ચાલુ હોવાને કારણે-સાહિત્યની ભાષામાં પણ મધ્યકાલીન ગુજરાતીમાં પ્રયુક્ત થયાં.

[11]आणुंમાં આ મૂળમાં આકારાંત અંગનો હતો. એના આભાસસામ્યે કર્મણિનો य લુપ્ત થયે કર્મણિ અંગ જ 'आ' થયું; જેમ કે बोला અંગ; વર્તમાનકાળમાં એનું કર્મણિ રૂપ થાય છે, તો ભૂત કૃદંત તરીકે એમાંથી જ बोलायुं-बोलायेलुं થાય છે.[12]

---

૧૧. ડૉ. ત્ર્યંબકલાલ દવે આ આને કર્મણિ વર્તમાન કૃદંતના स आन-,मान-નો અવતાર ગણે છે. એમણે मूकित ભૂત કૃદંત-સાથે मूकाणउ રૂપ ઉદાહરણ તરીકે આપ્યું છે પછી એજ આ વર્તમાન કર્મણિ રૂપમાં मराइ-मराय વગેરે રૂપે આવ્યો. જુઓ. A study of the Guj. Lang. પ્રસ્તા : પૃ. ૪૭. આવી રીતે સામ્ય શોધવું હોય તો નામધાતુઓમાં आयवाળો પ્રકાર છે-અકર્મક ભાવનો, જેમકે कृष्णायते राजायते अश्वायति-ते-તે જ શા માટે ન શોધવો ? વસ્તુસ્થિતિએ આકારાંત ધાતુઓનો જ વિશેષ આ વિકાસ છે, જે વ્યાપક થયો. સરખામણી કરવી હોય તો તરત કરી શકાય છે કે સંસ્કૃત-વૈદિકના બધા ગણોના નાશે માત્ર अ અંગવાળાં જ અંગ નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં ક્રિયાપદોનાં ઉત્તાનભૂત બન્યાં.

૧૨. આવાં आवाળાં રૂપ "મુગ્ધાવબોધ ઔક્તિક"માં કર્મણિ-વર્તમાનકાળનાં મળે જ છે; જેમકે—'ईकार जिह्नां घोलाइ; ए मध सुरिव पढायइ' (આપણા કવિઓ પૃ ૩૬૦, ૩૬૨)

આ રૂપોના મૂળમાં પ્રેરકનો અર્થ હતો એમ ડૉ ટેસ્સિટોરી ડૉ. હોર્નલને (જુઓ Gaudian Gram ખંડ ૪૮૪) અનુસરી કહે છે : छेतराइ नही परीक्षा नउ जाण, समुद्र पाणीइ दोहिलु पूराइ, सर्व पाप-मल थकी मुकाइं વગેરે ઉદાહરણ એમણે નોંધ્યાં છે, જેમાં પહેલામાં પ્રેરકનો ભાવ એમણે બતાવ્યો છે. જુઓ Notes on the Gram. of Old West. Rajasthani, ખંડ ૧૪૦.

(૩) વિશિષ્ટ ભૂત કૃદંત :

<u>લું</u>–<u>લ</u>–સુરતી ભાષાનું લગભગ જીવાતુભૂત કહી શકાય તેવું આ વિશિષ્ટ ભૂત કૃદંત છે. 'લ'વાળું ભૂત કૃદંત ભારત–યુરોપીય ભાષાપ્રકારમાં સ્લાવ–યૂથની ભાષાઓમાં છે.[૧૩] આ બેઉ પ્રકાર એક છે કે અલગ એ વિચારણીય છે. જુલ્સ બ્લૉક મરાઠી–ભૂતકાળના રૂપમાં રહેલા 'ला' પ્રત્યયની વાત કરતાં સ્ટેન કોનાઉએ इल्ल પ્રાકૃત વિશેષણ પ્રત્યયમાંથી अल्ल દ્વારા આ રૂપની સિદ્ધિ બતાવ્યાનું નોંધે છે. એમણે ત્યાં જ ધ્યાન દોર્યું છે કે પિશલે નોંધેલા आणिल्लिय(આનીત–) એ એક રૂપ સિવાય પ્રાકૃતમાં આ પ્રત્યયવાળાં રૂપ નથી જ. આ રૂપ મરાઠી ગુજરાતી મારવાડી અને વાયવ્યહિમાલયની બોલીઓમાં પણ કયાંક કયાંક મળી આવે છે. બ્લૉકને મતે "ल + य = પ્રા. ल्ल" આવી વ્યુત્પત્તિ ઇષ્ટ છે.[૧૪] ઉત્કલ બંગાળી બિહારી અને આસામીમાં પણ આ લવાળાં ભૂત કૃદંત છે.

વૈદિક અને સાહિત્યિક સંસ્કૃતમાં 'इर' પ્રત્યયાંત સંખ્યાબંધ રૂપ મળે છે; अजिर खदिर तिमिर ध्वलिर मदिर मुदिर बधिर रुचिर इषिर असिर स्थविर स्थिर स्फिर सरिर (સામાન્ય રીતે सलिल); ઉપરાંત દીર્ઘ ईवाळां गभीर-गम्भीर शवीर शरीर.[૧૫] વેદમાં मेधिर रथिर રૂપ પણ છે.[૧૬] रुधिर सुषिर પણ આવો इर પ્રત્યય ધરાવે છે. 'इर'ની જેમ 'इल'વાળા શબ્દ પણ છે : [૧૭]अनिल फेनिल. સંસ્કૃતમાં ग्रन्थिल शिथिल જેવા શબ્દ પણ સચવાયા છે.

ગુજરાતી ભાષામાં [૧૮]घेलुं ढीलुं छेलु सहेलुं पहेलुं आगलुं-ल्युं उपलुं-ल्युं उपरलुं मांहेलुं-मांह्यलुं वहारलुं-ल्युं वचलुं-वच्चलुं भूखलुं-ल्युं વગેરે શબ્દ ઊતરી આવ્યા છે. આ બધા શબ્દોમાં 'ल' જ છે, ळ થઈ શકયો નથી; એથી સ્પષ્ટ થઈ શકે એમ છે કે મૂળમાં બેવડો ल्ल છે; વળી એમાં કાં इ-ए કે કાંતો

૧૩ કમળાશંકર : બૃ વ્યા. પૃ ૨૧૯

૧૪. બ્લોક : मराठी भाषेचा विकास : પૃ. ૩૦૦–૧

૧૫. વ્હિટની : Sanskrit Grammar : પૃ ૪૫૦–૫૧

૧૬. મૅક્ડૉનલ : *Vedic Grammar* : પૃ ૧૪૧

૧૭ વ્હિટની : Sanskrit Grammar : પૃ. ૪૫૧ અને પૃ. ૪૭૦

૧૮. અપભ્રંશમાં–'ભવિસ્સત્ત-કહા'માં कुडिल्ल गहिल्ल पहिल्ल सोहिल्ल એ ચાર રૂપ પ્રયોજાયેલાં મળે છે; જુઓ ડૉ. ગુણે-સંપાદિત–'ભવિસ્સત્ત-કહા'–પ્રસ્તા. પૃ. ૨૪. આ રૂપોના મૂળમાં આચાર્ય હેમચંદ્ર બતાવે છે તેમ डिल्ल-डुल्लौ भवे (સિ. હે ૮–૨–૧૬૩)–થવાના અર્થમાં इल्ल લાગતો તે જણાય છે. તેથી જ પછીથી ભૂતકાળની ક્રિયાનો અર્થ સંગત થઈ શકયો છે. આ પૂર્વે (સિ હે. ૮–૨–૧૫૯)માં પણ आलु-इल्ल-उल्ल-ल-वन्त-मन्त-इत्त-इर-मण–આ પ્રત્યયો मतुને સ્થાને થવાનું વિધાન છે.

લઘુપ્રયત્ન યકાર આગળ પાછળ રહેલો છે એટલે इल्ल મૂળ હોવામાં શંકાને કાંઈ પણ સ્થાન રહેતું નથી. પિશલે आणिल्लिय નોંધ્યું છે (પિશલ : પૃ. ૪૦૩) તેમાં પણ इल्ल પડેલો છે. ઉપર इर અને इलવાળાં વેદકાલીન રૂપોથી સ્પષ્ટ થઈ શકતું જ નથી કે એ રૂપોમાં ભૂત કૃદંતનો અર્થ ધરાવતો ભાવ હોય. ગુજરાતીમાં ઉતરી આવેલા શબ્દો ઘેલું વગેરેમાં એ ભાવ રહેલો સ્પષ્ટ છે, એટલે જ સંસ્કૃતમાં ग्रन्थिल-ग्रथिलમાં એવડો ल हશે જેવો शिथिलમાં પણ; તેથી गहिल्लउ અને ढिल्लउ દ્વારા ઘેલો-ઢીલો શબ્દ આવી શકે છે. પ્રથમનું રૂપ पहिल्ल સંભવે[19]છે, જે કોઈ કાળે ग्रथिल्ल[20]હશે. ડૉ. ટેસ્સિટોરીના જણાવ્યા પ્રમાણે અર્ધમાગધીમાં અને જૈન મહારાષ્ટ્રીમાં इल्ल (-एल्ल) પ્રત્યય સાચવતાં રૂપ आगयल्लिया(આવેલો), चरेल्लिया(વરેલો), छड्डिएल्लयं(ફાટેલું-છેદાયેલું), लद्धिल्लियं(લાધેલું-મળેલું), आणिल्लिय (આણેલું) રૂપ મળે છે, જેમાં સર્વત્ર इल्ल-एल्ल છે. પાછળથી મધ્ય. ગુજરાતીમાં इल, इलअ, इलिअ કે अल, अलअ, अलिअ (इनो अ થઈને-વસ્તુસ્થિતિએ તો લઘુપ્રયત્ન य् થઈને) ધરાવતાં રૂપ આવી મળ્યાં છે.

ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ બંગાળી આસામી ઓરિયા ભાષામાંના इल અને બિહારીમાંના अल વગેરેની ચર્ચામાં 'त' પ્રત્યયને इत થયા પછી 'ल' ઉમેરાયે આ પ્રત્યય આવ્યાની સંભાવના કરી છે.[21] ડૉ. રા. ગો. ભાંડારકરે તો માત્ર હેમચંદ્રાચાર્યે જણાવેલા इल्ल उल्लथी જ સંતોષ માન્યો છે.

રજ્ઞાવ ભાષાપ્રકારમાં ગયેલો ल તો, સંભવ છે કે, શુદ્ધ 'त'નું જ ઉચ્ચારણ-ભેદે મળેલું રૂપ છે; પરંતુ ભારત-આર્ય ભાષાપ્રકારને મળેલું રૂપ, સંભવ છે કે, કોઈ આર્યેતર અસરનું પરિણામ છે.[22] એ જ કારણે ગ્રિયર્સનની નિર્દિષ્ટ આભ્યંતર યૂથની ભાષાઓમાં અત્યંત સ્વલ્પતા, ઉભયાશ્રયી યૂથની ભાષાઓમાં પ્રમાણમાં સ્વલ્પતા અને પછી બાહ્ય યૂથની ભાષાઓમાં વિપુલતા જણાઈ છે. ડૉ. ચેટરજીએ એને "પૂર્વ મગધ"નો એક સંસ્કાર ગણાવેલો છે; इल्ल પૂર્વ મગધનું અને

---

૧૯. હરગોવિંદદાસ : पाइअसद्दमहण्णवो

૨૦. ગુજરાતીમાં સોણલું પ્રા. सोइल्ल-ઉપરથી છે, તો એવો જ દોહ્યલું *दुःखिल्ल > दोहिल्ल ઉપરથી છે.

૨૧. ડૉ. ચેટરજી : Origin & Davelop. of the Bengali Lang, પૃ. ૯૪૧

૨૨. બીમ્સ એને વિશે ભારત-યુરોપીય ભાષાઓ જુદી પડી તે પૂર્વેનો આ વિકાર હોવાની એક સંભાવના કરે છે. જુઓ Comp. Gram. of the Mod. Aryan Lang. of India, Vol. 2, પૃ. ૧૩૬.

અલ્લ મધ્ય અને પશ્ચિમ મગધનું પરિણામ એમણે માન્યું છે.[૨૩]

ગુજરાતી ભાષાને મળેલા આ રૂપનો ઊગમ–વિકાસ જે કાંઈ કહો તે મહારાષ્ટ્રની નજીકના પ્રદેશનો અને ગુજરાતના મુખ્યત્વે દરિયાકાંઠાના પ્રદેશનો છે. તેથી જ એમ સમાધાન મેળવવામાં સરળતા છે કે બાહ્ય યૂથની ભાષામાં જળવાયેલો આ સંસ્કાર ઉભયાશ્રયી યૂથમાં આવ્યો. આજે પણ આ કૃદંતની વ્યાપકતા–ભૂતકાળના રૂપ તરીકેની મુંબઈગીરી અને સુરતી બોલીઓમાં જ વિશેષ છે. हुं गयो हतो-हु गयो'तो–हું ग्यो'तो એવાં પ્રચલિત રૂપોના સ્થાનમાં हुं गयलो એ સુરતી પ્રયોગ જાણીતો છે.

મધ્ય. ગુજરાતીમાં પણ इકારાંત કે आકારાંત અંગ ધારણ કરતાં ક્રિયાપદોમાં આ રૂપ જાણીતું છે. 'સમરારાસુ'માં—

"अशोकवृक्ष अनु आम्रपल्लवदलिहि रितुपते रचियले तोरणमाला." ત્યાં જ विरचियले धरियले, रंजियले રૂપ પણ પ્રયોજાયાં છે.[૨૪]

'પેથડરાસ'માં પણ दीठला पयठला लागला कीयलि कीयले ठवियले वद्धावीयलि वंधीयले રૂપો વપરાયેલાં છે.[૨૫]

જ્યાં જ્યાં વપરાયાં છે ત્યાં મરાઠીમાં અભંગોને મળતા–ઝૂલણા છંદની દેશીઓમાં જ વપરાયાં છે. 'પેથડરાસ'માં ત્યાં જ तहाची રૂપ પણ પ્રયોજાયું છે.

આ 'एलुं' અવ્યય ગુજરાતીમાં તદ્ભવ ભૂત કૃદંતને લાગેલો પણ મળે છે; જેમકે कीधुं कीधेलुं, दीधुं-दीधेलुं, पीधुं-पीधेलुं, बेठु-बेठेलुं, पेठुं-पेठेलुं, सूतुं-सूतेलुं, गयुं-गयेलु અને आકારાંત અંગનાં ક્રિયાપદોમાં તેમજ કર્મણિ–રૂપ તરીકે સાધિત થયેલાં બધાં ભૂતકૃદંતોમાં પણ ઉમેરાઈને; फुलायुं-फुलायेलुं, गवायुं-गवायेलुं વગેરે.

---

૨૩. એજન, પૃ ૬૭૭. હૉર્નલ તો अल-इल् અનુગ ગણે છે, જે ભૂત કૃદંત સ્વતંત્ર રીતે બનાવે છે. ડૉ. ગુણે તો સ્પષ્ટ કહે છે કે "The other and most likely theory is that this form of the participal tense was evolved independently of Sanskrit." એમણે ગ્રિયર્સનની outer-circle ની ભાષાઓમાં આના અસ્તિત્વ વિશે ત્યાં-નોંધ કરી છે. જુઓ Comp. Philology (નવી આવૃત્તિ-૧૯૫૦), પૃ. ૨૪.

૨૪. પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ : પૃ. ૩૪

૨૫. એજન : પૃ. ૨૮

દ્રવિડી ભાષાઓમાં સાતમીના અનુગ તરીકે ઘરવાચક ઞ્ઘિ કે इल्लि મળે છે,[26] તો પાંચમીમાં એક इल પણ છે. પહેલું આગલું-ल्यु ઉપલું-ल्युं વગેરે શબ્દોમાં આવા કોઈ દ્રવિડી અનુગની અસર સંભવી શકે; જોકે એમ ચોક્કસ સ્વરૂપે કહેવા આપણી પાસે સાધન નથી. બાકી વૈદિક इर-इल પ્રત્યય સાથે તો નથી ભૂત કૃદંતના इलનો સંબંધ જણાતો કે નથી ઉપલું વગેરેમાંના इलुंનો સંબંધ જણાતો.

આ વિશિષ્ટ કે દ્વિતીય ભૂત કૃદંતે ગુજરાતીમાં સંસ્કૃતના હ્યસ્તન ભૂતકાળનો અર્થ આપ્યો છે. બેશક, એ વ્યાપક નથી અને દક્ષિણ ગુજરાતમાં જ સામાન્ય રીતે મર્યાદિત છે, જે સૌરાષ્ટ્રના દરિયાકિનારે ખરો જ.[27]

(૪) અવ્યયરૂપ ભૂત કૃદંત :

ઈ-ઈ(ને) : સંસ્કૃત ભાષામાં त्वा અને य (યથાસ્થાને त्य) આ પ્રત્યય જાણીતા છે. त्वा એ વસ્તુસ્થિતિએ तु અંગની ત્રીજી વિભક્તિનું પ્રાચીન રૂપ છે; જેવું બીજી વિભક્તિના રૂપ તરીકે હેત્વર્થ કૃદંત છે; જ્યાં कर्तुम् જેમકે; પરંતુ એ અવ્યયાત્મક જ બની રહ્યું છે. વેદમાં त्वी त्वा त्वाय એવાં ત્રણ રૂપ મળી આવે છે, પણ સંસ્કૃતમાં त्वा જ રહ્યું. આ ·મૂળ ધાતુને જ લાગતો. જો ધાતુની પૂર્વે ઉપસર્ગનો સંબંધ હોય તો य લાગતો; જો ધાતુ એવો હ્રસ્વાંત હોય તો त्य પ્રત્યય થતો. સંસ્કૃતમાં તો ઉપસર્ગની અનિવાર્યતા જ ગણાઈ છે; પરંતુ વૈદિક સંહિતાઓમાં ઉપસર્ગવિહીન સંખ્યાબંધ રૂપ યવાળાં મળે છે : गृह्य, उप्य, अर्च्य, ईक्ष्य, चिन्त्य, त्यज्य, लक्ष्य. આ य પણ त्वा જેમ શિથિલ પ્રત્યય છે; પણ त्वामां પોતામાં ઉદાત્ત સ્વર રહેતો, ત્યારે यની પૂર્વે ધાતુમાં સ્વર ઉદાત્ત થતો.[28]

અશોકની ધર્મલિપિમાં મુખ્યત્વે तु પ્રયોજાયો છે, જે त्वाના સંપ્રસારણનું

---

૨૬. કાલ્ડવેલ : Comp. Gram. of the Dravidian : પૃ ૨૮૫, ૨૮૪, ૩૦૩. કાલ્ડવેલ જણાવે છે કે મૂળ અર્થ 'અહીં' 'આ સાથમાં' એવો છે. (પૃ ૨૮૪)

૨૭. સૌરાષ્ટ્રના સોરઠ વિભાગમાં उठयल करयल जम्यल એવાં અવિકારી અંગમાં લઘુપ્રયત્ન य થયેલો છે; તો સ્વરાંત પછી ચેલુ એવું રૂપ થાય છે, જે દક્ષિણ ગુજરાતમાં અત્યંત હ્રસ્વ 'ચે' થઈ લઘુપ્રયત્ન ઞરૂપે ઉચ્ચરિત થાય છે : गयलुं, डघायलुं વગેરે. સ્વ કમળાશંકરે આવાં રૂપોનો સમાદર કર્યો છે. જુઓ બૃ વ્યા. પૃ ૩૩૦ વગેરે.

૨૮. વ્હિટની : Sanskrit Grammar : પૃ ૩૫૫

પરિણામ હોય.[૨૯] આમ છતાં य કે त्यवाळां રૂપ પણ પ્રયોજાયાં છે : आगच्य अधिगिच्य अपहृत–ता. આની વ્યાપકતા નથી.[૩૦] પાલિમાં પણ यનો પ્રયોગ પ્રમાણમાં ઘણો જ ઓછો છે; त्वा–त्वाननो ઉપયોગ ખૂબ વ્યાપક છે.[૩૧]

વૈદિક સંહિતાઓમાં આ य નું इय એવું ઉચ્ચારણ ખૂબ વ્યાપક હતું; એટલે કે य જ્યાં જોડાક્ષરમાં ઉત્તર વર્ણ તરીકે હોય ત્યાં इअ એમ પ્રતિસંપ્રસારણ થયે વચ્ચે 'य्'નું ઉમેરણ થતું કે જેવું त्वा વગેરેમાં तुवा વગેરે. સ્વરભક્તિનો આ સિદ્ધાંત પાલિમાં પણ ચાલુ જ રહ્યો હતો, જ્યાં સં. प्रकीर्यનું पकिरिय, लिङ्ग्यनुं लिगिय, प्रेक्ष्यनुं पेक्खिय, कृत्यनुं तुनालोपे करिय, अवज्ञायनुं अवजानीय (જાણે કે अवजान्य હોય તેમ), शुत्य नुं सुणिय (જાણે કે सुण्य હોય તેમ), वध्य नुं वन्धिय (જાણે કે वन्ध्य રૂપ હોય તેમ)–આ અર્વાચીન ભારત–આર્ય ભાષાઓમાં આવનારાં રૂપ જેવા મળે છે.[૩૨]

પ્રાકૃત ભૂમિકાઓમાં त्वाના અનેક વિકાર હતા જેમાનો એક तून હતો તે મરાઠીમાં ऊन તરીકે ગયો છે. ગુજરાતીમાં અને હિંદી વગેરે ભાષાઓમાં તો માત્ર 'य'નો વિકાર જ આવ્યો છે. પ્રાકૃત ભાષામાં इअ તરીકે એ શૌરસેનીમાં વ્યાપક હતો; બેશક, પ્રાકૃત લાક્ષણિકતાનાં पविस्स–સં. प्रविश्य જેવાં રૂપ પણ કવચિત્ વપરાતાં તો आहच्च–સં. आहत्य જેવાં પણ. આચાર્ય હેમચંદ્રે અપભ્રંશ વ્યાકરણમાં पि प्पि प्पिणु इवि पवि पविणु પ્રત્યય પણ આપ્યા છે.[૩૩] આમાંનો इवि पवि વૈદિક त्वी ('तु'ની સાતમી વિભક્તિનું રૂપ)માંથી વિકાસ સાધી મળેલાં છે. અપભ્રંશમાં હ્રસ્વ इ (અને કવચિત્ દીર્ઘ ई પણ) મળી આવે છે. આ રૂપ इअ નો સંક્ષેપ માત્ર છે. પ્રશ્ન માત્ર એ રહે છે કે અપભ્રંશમાં

૨૯. બુલ્નર આને त्वाને બદલે મૂળ રૂપ (હેત્વર્થ કૃદંતમાં જે तुम्‌માં છે તે) तुम्‌ને માને છે. પાલિમાં તો त्वा અને त्वान જ મુખ્યત્વે પ્રયોજાયા છે. અશોકની ધર્મલિપિમાં ગિરનારના લેખમાં त्पा એવો પણ પ્રત્યય જળવાઈ રહ્યો છે; આ માત્ર કૃત્રિમ રીતે वનો ઊલટ પ્રક્રિયાએ 'प्' થયો છે. જુઓ Asoka Text & Glossary, Part I, પ્રસ્તા. પૃ. xxxvii, અને ગાયગર : Pali Lit. & Lang., પૃ. ૨૨૬–૭.

૩૦. બુલ્નર : એજન, પ્રસ્તા. પૃ. xxxvii

૩૧. ગાયગર : એજન, પૃ. ૨૨૭

૩૨. ગાયગર : Pali Lit. & Lang. : પૃ. ૨૩૧

૩૩. હેમચંદ્ર : સિ હે ૮–૪–૪૪૦, ૪૪૨. एवि વગેરે જૈન કવિઓની કવિતામાં પ્રયોજાયા છે; "ભરતેશ્વર–બાહુબલિ રાસ"માં શરૂમાં જ આ વપરાયો છે. જુનવાણીપણું રાખતા જૈન સાધુઓને હાથે મોડે સુધી આ રૂપ પ્રયોજાયેલું છે.

સંક્ષેપમાં આવી પડેલા इ-ई નો વિકાસ ગુજરાતી વગેરે સુધી આવી શકે કે નહિ. હિંદીમાં 'इ'માંથી લઘુપ્રયત્ન અવાળું રૂપ આવી મળ્યું છે: कर लिया વગેરે. ડૉ. ટેસ્સિટોરી ગુજરાતીના ई ને यમાંથી इअ દ્વારા સ્વીકારવાની ના પાડે છે.[૩૪] એમણે એની સિદ્ધિ ભૂત કૃદંતના સતિસપ્તમીના પ્રયોગમાં ઇચ્છી છે; જેમકે

मद्य पीघइ गहिलाइ करउ–મદ્ય પીધે ઘેલાઈ કરો છો.

ए जनम्यइं देस्युं नाम वर्धमान कुमार–એ જન્મતાં વર્ધમાન કુમાર નામ દઇશ.

चिवादि ऊपनइ हूंतइ–વિવાદ ઊપજતે સતે.

जाइं पाप जस लीघइ नामि–જેનું નામ લીધે પાપ જાય.

सोस करयइं स्युं थाय–દુઃખ કર્યે શું થાય?

ગુજરાતીમાં આજે જે રીતે સંબંધક ભૂત કૃદંત પ્રયોજાય છે તે રીતે એનો ઐતિહાસિક ક્રમ ડૉ. ટેસ્સિટોરીએ બતાવેલી રીતે પુરવાર કરી શકાય એમ નથી, કેમકે એ જ યુગમાં मद्य पीइ गहिलाइ करउ એવા પ્રકારનો પ્રયોગ જ પ્રચલિત હતો. પાછલાં ચારે ઉદાહરણોમાંથી તો કશું જ નિષ્પન્ન થઈ શકતું નથી.[૩૫] અપભ્રંશમાં યદ્યપિ એ છેક શૌરસેનીથી ચાલ્યું આવતું રૂપ છે—જેવું કે વર્તમાનકાળ ત્રીજાપુરુષનાં એકવચનનું રૂપ करइ વગેરે—જે છેક મધ્યકાલીન ગુજરાતીની મધ્ય ભૂમિકા સુધી પ્રચલિત હતું—તેની માફક. અપભ્રંશમાં જ્યાં હ્રસ્વ કે દીર્ઘ इ-ई વાળાં રૂપ હતાં—જેવાં કે छड्डि करि વગેરે, તેમાંથી તો હિંદીનું લઘુપ્રયત્ન અવાળું कर વગેરે રૂપ આવી મળ્યાં છે; જ્યારે इअ-इयमांથી સ્વરભાર છેલ્લા યુગ્મ સ્વરમાં એકત્વ સાધી સ્થિર થતાં મધ્ય. ગુજરાતીમાં જ દીર્ઘ ईકારવાળાં રૂપ સાર્વત્રિક પ્રચારમાં આવી ગયાં હતાં. સં. ૧૨૪૧ જેટલા જૂના સમયમાં દેપી[૩૬]

---

૩૪. Notes on the Gram. of the Old West. Raj. : ખંડ ૧૩૧-(૨)

૩૫. ડૉ. સુનીતિકુમાર ચેટરજી ને ઉમેરાતો હોઈ કર્મણિ ભૂત કૃદંતમાંથી આ પ્રત્યયની શક્યતા વિચારી ડૉ. ટેસ્સિટોરીના મતની સરાહના કરે છે; આમ છતાં પછી यमાંથી ઊતરતા ઐતિ. ક્રમનો જ સમાદર કરે છે: જુઓ Origin & Development of Beng. Lang. : પૃ. ૧૦૧૦-૧૧.

૩૬. ડૉ. ત્ર્યંબકલાલ દવેએ વૈદિક इय-પ્રા. इअ દ્વારા જૂ. ગુ ई તેમજ સં. इतुम्-પ્રા. इउं દ્વારા જૂ. ગુ. ई સાધ્યો છે. આમનો પૂર્વ અવતાર એ તર્કશુદ્ધ છે. એમનું પૃ.-૪૯. મુગ્ધાવબોધ ઔક્તિકમાં कर्तुं शक्नोतिनुं करी सकइ આપ્યું છે તે तुम् માટે; પરંતુ એમ માનવાની કશી જરૂર મને નથી લાગતી.

जाइ थापीय आपीय भिडिय એ રૂપ પ્રયોજાયેલાં છે, જ્યાં જૂનાં पणमेवी नमवि વગેરે રૂપ પણ મળે છે. ડો. ટેસ્સિટોરી જેવી કલ્પનામાં પડવાની કશી નવી જરૂરિયાત ઊભી થતી નથી. બંગાળીમાં इ इआ इआं પ્રત્યય પ્રચારમાં છે;[૩૭] ઓરિયા આસામ બિહારીમાં જૂની હિંદી જેમ હ્રસ્વ इ છે.

આજે જીવંત ગુજરાતી ભાષામાં આ હ્રસ્વ ઉચ્ચારણ છે, જોકે લેખનમાં દીર્ઘ સ્વીકારાયો છે, અને સ્વરભાર સ્વરાંત ધાતુઓમાં તેમજ ઉપાંત્ય आ ધરાવતા ધાતુઓમાં એ સ્વર કે आ ઉપર જ છે; બાકીમાં ઉભય સ્વરમાં એટલે કે ધાતુમાંના અલિષ્ઠ સ્વરમાં તેમજ इમાં સરખો રહે છે. જ્યારે પણ વધારાનો ને ઉમેરાય છે ત્યારે વ્યંજનાંત ધાતુઓમાં ई દીર્ઘતા ધારણ કરે છે; આમ છતાં ચાલુ ઉચ્ચારણમાં તો इ ઉપરથી ખસી સ્વરભાર ને ઉપર ચાલ્યો જાય છે.

(૫) સામાન્ય કૃદંત યા વિધ્યર્થ કૃદંત :

વું: મૂળે ભવિષ્યદર્થનું વિધ્યર્થ સંસ્કૃતમાં પ્રયોજાયેલું કૃદંત નવ્ય ભારત-આર્ય ભાષાપ્રકારમાં ધાતુમૂલની સાથે પ્રત્યયાત્મક દશામાં આવે છે. હિંદીમાં करना जाना એવાં સં. ક્રિયાવાચક अन પ્રત્યયથી રૂપ મળ્યાં છે. ગુજરાતી બંગાળી ઓરિયા ભોજપુરી વગેરેમાં 'व'-'ब' અંગવાળો પ્રત્યય આવી રહ્યો છે.

વૈદિકી ભાષામાં નારી જાતિનું એક-तु પ્રત્યયરૂપ જુદા જુદા ભાવનાં કૃદંત બનાવતું પ્રયુક્ત થતું હતું. અવ્યયરૂપ કૃદંત બનાવવા त्वा કે त्वी એ એ પ્રત્યયરૂપની અનુક્રમે ત્રીજી અને સાતમી વિભક્તિના એકવચનનાં રૂપ છે, તો હેત્વર્થ કૃદંત तुम् એ બીજી વિભક્તિના એકવચનનું રૂપ છે. આ કૃદંત બનાવવા तवे એવું ચોથી વિભક્તિના એકવચનનું, तोः એવું પાંચમી એકવચનનું રૂપ, આમ રૂપ પ્રયોજાતાં હતાં. પાતંજલ મહાભાષ્યમાં भापितवै જેવાં રૂપોમાં ચતુર્થી એકવચનનો પ્રત્યય છે.

વિધ્યર્થ કૃદંત બનાવતો तव्य પ્રત્યય આ तुનોજ વિકાસ છે. ઋગ્વેદમાં એનો પ્રયોગ નથી; અથર્વવેદમાં માત્ર जनितव्य અને हिंसितव्य એવાં બે રૂપોમાંજ આ જણાય છે.[૩૮] બ્રાહ્મણગ્રંથોમાં, એ પછી ખૂબ વ્યાપક બને છે. સંસ્કૃતમાં તો એ य અને अनीयની બરોબરીમાં પ્રયુક્ત થાય છે, જ્યાં સર્વત્ર હવે એ વિશેષણાત્મકતા ધારણ કરે છે.

---

૩૭. જુઓ ચેટરજી : Origin & Development of Beng Lang. : પૃ. ૧૦૦૭.

૩૮. વ્હિટની : Sanskrit Gram. : પૃ. ૩૪૬; મેક્ડોનલ : Vedic Gram. : પૃ. ૪૦૭

અશોકની ધર્મલિપિમાં તવિયે પ્રત્યય તરીકે ખૂબ વ્યાપક છે; અને એ પ્રથમા એકવચન બતાવે છે. સોત્તવિયા (સ્ત્રી.), દંતવિયાનિ (નપું.) એવો પણ પ્રયોગ છે.[૩૯] આમ એ વિશેષણરૂપ પ્રાપ્ત થાય છે. ગિરનારના લેખમાં-તવ્યમ્ એવો શુદ્ધ પ્રયોગ પણ લભ્ય છે; અન્યત્ર તવે-તવં પણ મળે છે. પાલિમાં માગધ લાક્ષણિકતાએ-તવ્વ રૂપ[૪૦] ધારણ કરેલું છે, જેનો વિકાસ બંગાળી ઓરિયા ભોજપુરીમાં સ્પષ્ટ છે. શૌરસેનીમાં દવ્વ અને પ્રાકૃત-સામાન્યમાં અવ્વ રૂપ એજ ધારણ કરે છે: યશ્રુતિથી અર્ધમાગધીમાં પુચ્છિયવ્વ-પુચ્છેયવ્વ જેવાં રૂપ જાણીતાં હતાં. અપભ્રંશમાં મળેલી આ પરંપરાએ इएव्वउं एव्वउं एव एवा एवि एविणु વગેરે પ્રત્યયરૂપ પ્રચારમાં હતાં. આ. હેમચંદ્રે सोएवा जग्गेवा વગેરે (સિ. હે. ૮-૪-૪૩૯) રૂપ નોંધ્યાં છે.

એ વસ્તુ સૂચક છે કે અહીંથી આ પ્રત્યયવાળાં રૂપોનો દ્વિવિધ પ્રયોગ શરૂ થાય છે. वा-एवा એવા આકારાંત અંગથી સંસ્કૃતનાં હેત્વર્થ કૃદંતનું સ્થાન એણે લઈ લીધું છે, તો करिव्वउ छोड्व्वउ चंचेवाइं संचेवाइ વગેરે રૂપોથી વિશેષણાત્મક સ્થિતિએ એ આવી પહોંચ્યું છે. 'ભરતેશ્વર બાહુબલિ રાસ'માં હેત્વર્થમાં जीविवा અને रहवा વગેરે તો વિશેષણાત્મક અર્થમાં मारिवु વગેરે પ્રયુક્ત થયેલાં છે. સં. ૧૨૪૧ જેટલો આ જૂનો પ્રયોગ છે. करिवा लेवा વગેરે હેત્વર્થરૂપ મુગ્ધાવબોધ-ઔક્તિકમાં છે.[૪૧] એણે મધ્ય. ગુજરાતીમાં ને અર્વાચીન ગુજરાતીની આદ્ય ભૂમિકામાં एवा અંગ આપ્યું છે. ગોપાલદાસે "વલ્લભાખ્યાન"-માં "પૃથ્વીતલ ઉદ્ધાર કરેવા" જેવો પ્રયોગ કર્યો છે. આપણે આજે "કરવા" જેવું મધ્યમાં અકારવાળું રૂપ પ્રયોજિયે છિયે, આમાં મૂળમાં ए>इनो વિકાસ હતો, તેથી વચ્ચે લઘુપ્રયત્ન यकार આવી નવ્ય અર્વાચીન ગુજરાતીમાં એ લઘુપ્રયત્ન यकार નષ્ટ થઈ ગયો છે. આમ છતાં સૌરાષ્ટ્રની પશ્ચિમે-ખાસ કરી બરડા પર્વતની તળેટીથી દરિયા સુધીના પ્રદેશમાં આ લઘુપ્રયત્ન य સચવાયેલો છે. ત્યાં करयवा भण्यवा ને करयवुं भण्यवुं આમ આજે પણ સ્પષ્ટ ઉચ્ચારણ છે.

આજે તો ગુજરાતીમાં 'करवुं' વગેરે ને મૂળ શબ્દાંગ એનાં ગણી બધી વિભક્તિનાં રૂપ પણ કરવામાં આવે છે: करवुं પ્ર. દ્વિ., करवा તૃ. પં., करवा-ने-माटे ચ., करवानुं-नो-नी-नां ષ., करवे-करवामां સં.

૩૯. વુલ્નર : Asoka Text and Glossary, Vol. I, પ્રસ્તા. પૃ. xxxvi

૪૦. ગાયગર : Pali Lit. & Lang. : પૃ. ૨૨૧

૪૧. ડૉ. ટૅસ્સિટોરીએ આ વગેરે પ્રયોગ નોંધ્યા જ છે: Notes on the Gram. of Old West. Rajasthani : ખંડ ૧૩૪. વિશેષ માટે જુઓ ડૉ. ત્ર્યંબકલાલ દવે: Study of the Guj. Lang. : પ્રસ્તા. પૃ. 54-55

આજે ગુજરાતી વ્યાકરણમાં ધાત્વંગ આવી રહ્યાં છે તેનો 'વું' થી નિર્દેશ કરવામાં આવે છે. એનાથી આગળ વધી વિધ્યર્થે ક્રિયાપદ તરીકે પણ ભૂત કૃદંતની જેમ પ્રયોગ પ્રચલિત છે.

મધ્ય ગુજ.માં 'अण'વાળું સામાન્ય કૃદંત સ્વરૂપ પ્રચારમાં હતું, પણ અર્વાચીન ગુજરાતીમાં એ આવ્યું નથી, એ માત્ર મારવાડી-મેવાડીમાં જ રહ્યું છે. હિંદીમાં તો એ જ ધાતુ-લક્ષણ બની રહ્યું છે.

(૬) ભવિષ્ય કે કર્તૃવાચક કૃદંત

<u>-નારું-નાર</u> : વિકારક અને અવિકારક બેઉ અંગ-રૂપે અવતરેલો આ પ્રત્યય મધ્ય. ગુજ.ના સામાન્ય કૃદંતના 'अण' પ્રત્યયનો વિકાસ છે. સંસ્કૃતમાં अन ક્રિયાવાચક નામ બનાવે છે: करण भवन यजन વગેરે. अण+हार આવા બે પ્રત્યયોના એકીકરણથી આ પ્રત્યયાંગ ઊભું થયું છે. મરાઠીમાં करणारा વગેરે ભવિષ્યકાલસાધક રૂપો તૈયાર થાય છે. જુલુસ બ્લૉકના જણાવ્યા પ્રમાણે આ રૂપ મરાઠીને ગુજરાતીમાંથી મળ્યું છે.[૪૨] સિંધીમાં પણ सिर्जणहार लिखाणहारु વગેરે રૂપો પ્રચલિત છે. હિંદીમાં પેલું 'होनहार' શબ્દરૂપ ખૂબ જાણીતું છે. બાકી સામાન્ય રીતે करनेवाला (વ્રજમાં करवेवारो[૪૩]) પ્રચલિત છે. ગુજરાતીમાં करवा-वाळुं એ આ પાછલા પ્રકારનું રૂપ છે.

ત્યારે अण+हार મધ્યકાલીન ગુજ.માં करणहार लेणहार[૪૪] વગેરે રૂપે મળે છે. ડૉ. ટેસ્સિટોરી એને अन પ્રત્યયવાળાં ક્રિયાવાચક નામ-રૂપની છઠ્ઠી વિભક્તિના રૂપ સાથે कारના પ્રયોગથી માને છે; જેમકે અપ. पालणह कारमांथी દ્વિશ્રુતિમધ્યગત क् લુપ્ત થતાં पालणहार રૂપ. ડૉ. ત્ર્યંબકલાલ દવે करण+धारमांથી વ્યુત્પત્તિ સાધે છે.[૪૫] ડૉ. બીમ્સ, ડૉ. ટેસ્સિટોરી, બ્લૉક વગેરે कारના પક્ષના

૪૨. બ્લૉક : मराठी भाषेचा विकास : પૃ. ૩૦૨

૪૩. ડૉ. ટેસ્સિટોરી વ્રજનું छडनेवारउ એ પરથી હિંદીનું छडनेवाला રૂપ સાધે છે. આ બરોબર નથી. ગુજ. હિંદી વગેરેને સર્વસામાન્ય वाळ-वाल અનુગ (સં. पालकः જેવામાંથી મળેલો મનાતો-) છે તેનો જ વ્રજમાં 'वारो' થયેલ છે, નહિ કે वारोमांथी वाळो-वाळो. (ડૉ. ટેસ્સિટોરી માટે જુઓ નીચેનો નિર્દેશ.) સિંધીમાં પણ वारो પ્રચલિત છે જ. જુઓ બીમ્સ : Comp. Gram. of Mod. Aryan Lang. Vol. III : પૃ. ૨૩૯

૪૪. મુગ્ધાવબોધ ઔક્તિક : આપણા કવિઓ, પૃ. ૩૬૦; ડૉ. ટેસ્સિટોરી : Notes on the Gram. of Old West. Rajasthani : ખંડ ૧૩૫; ડૉ. ત્ર્યંબકલાલ દવે : Study of Guj. Lang. : બાલાવબોધમાં करणहार વગેરે પૃ. ૬૬ વગેરે

૪૫. ડૉ. ત્ર્યંબકલાલ દવે : એજન, પૃ. ૧૨૮

છે. બીમ્સ ને બ્લૉક 'धार'નું સૂચન કરી कार તરફ વળે છે. મધ્ય. ગુજ.માં 'हार' પડ્યો છે તેણે આ વ્યુત્પત્તિભેદ ઊભો કર્યો છે.

સંસ્કૃતમાં तृ પ્રત્યય સાથોસાથ कार એ ધાતુસાધિત શબ્દથી સમાસ કરવાનું સામાન્ય છે. काव्यस्य करः, પરંતુ काव्यं करोति इति काव्यकारः। આના જ આભાસસામ્યે सुखकारक दुःखकारक અને વિના સંકોચ આપણે फायदाकारक અને नुकसानकारक પણ પ્રયોજિયે છિયે. આમ 'कार' 'कारक'નો ઉદાર પ્રયોગ આપણને અછતો નથી. धारकમાં કર્તૃવાચક સાથે धृ ધાતુનો અર્થ મોજૂદ છે, જ્યારે कारकમાં માત્ર કર્તૃવાચક જ અર્થ રહે છે. એની પ્રવાહિતા कुम्भकार सुवर्णकार लोहकार सूत्रकार વગેરેમાં જાણીતી છે. सूत्रधार પણ છે. सूत्रकार > सुत्तआर > सुत्तार > सुतार સુતાર એ 'દરજી'ને માટે સૌરાષ્ટ્રમાં આજે પણ પ્રચલિત છે. सूत्रधार > सुत्तहार > सुथार > सुतार–લાકડકામ કરનારને માટે ગુજરાતમાં સર્વત્ર પ્રચલિત છે; 'ह'નો અવશેષ વૈકલ્પિક 'सुथार' શબ્દમાં સાચવવા પ્રયત્ન થયો છે. આમ 'कार'ની વ્યાપકતા છે. તેથી જ ડૉ. ટેસ્સિટોરીની–ડૉ. બીમ્સની ડૉ. બ્લૉકની ધારણાનો પક્ષ મને વધુ સબળ લાગે છે. મધ્ય. ગુજરાતીમાં –अणहार સ્પષ્ટ રૂપે છે તેમાં 'ह'ને ઉત્તર અપભ્રંશના છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે લેવામાં મને બાધ લાગતો નથી. 'ह'નો નિરર્થક પ્રયોગ 'ભરતેશ્વર–બાહુબલિ રાસ'માં नरिंदह तणु, कलह तणइ, भरहेसरह तणु વગેરેમાં મળે છે. ડૉ. ટેસ્સિટોરીએ पालणह कारक દ્વારા पालणहार બતાવ્યો છે તે માત્ર સંસ્કૃત વ્યાકરણને સંમત નથી; કેમકે पालनकारની તો पालनं करोति इति એ રીતે વ્યુત્પત્તિ છે, જ્યારે છઠ્ઠી જોઈતી હોય તો पालनस्य करः–पालनकर થાય. મધ્ય. ગુજ.ની લાક્ષણિકતા જોતાં 'कर'ની સંભાવના નથી જ.

ગુજરાતીમાં તાતીર્થિક સ્વરભાર છેલ્લા સ્વરઉપર આવવાથી વિકારક અંગ પણ મળ્યું છે. મિશ્રકાળ–ભવિષ્યદર્થે કરવા આ બેઉ રૂપનો પ્રયોગ ગુજરાતીમાં કરવામાં આવે છે; છતાં વિશેષણ તરીકેનો એ બેઉ રૂપોનો પ્રયોગ વધુ સામાન્ય છે.

### ચ. બીજા કૃત્પ્રત્યય

પ્રત્યયો લાગીને તૈયાર મળેલાં તદ્ભવ રૂપોમાં તો વિકાસ એના સ્વાભાવિક ક્રમમાં વાગ્વિકાસ પ્રમાણે થતો આવ્યો છે, એટલે એવા શબ્દોમાંના પ્રત્યયોના વિકાર ખાસ જુદા આપવાનો કોઈ અર્થ નથી. પરંતુ ભાષાને એવા કેટલાક પ્રત્યય નવા યા જૂના પણ મળ્યા છે જેના બળ ઉપર – એક શબ્દના આભાસ-સામ્યે થોડા કે ઝાઝા બીજા શબ્દ પણ પ્રચારમાં આવ્યા છે. ગુજરાતીમાં આવી રીતે વ્યાપક થયેલા પ્રત્યયોની જેમ વિપુલતા નથી તેમ એના ઉપરથી થતા શબ્દોની પણ વિપુલતા નથી. આવા નામ બતાવનારા પ્રત્યય નીચેના છે :

(૧) અ (–લઘુપ્રયત્ન યનું ઉચ્ચારણ સ્પષ્ટ છે) : [સ્વરભારવિહીન]

ક્રિયાવાચક આ પ્રત્યય मेल-मूक ऊठ-बेठ नास-भाग વગેરેમાં પ્રયુક્ત થાય છે. અર્થ નારીજાતિનો છે અને તેથી જ લઘુપ્રયત્ન યનું ઉચ્ચારણ શબ્દાંતે વ્યાપક છે. આના મૂળમાં સં. ક્રિયાવાચક ति પડેલો પકડી શકાય છે. मुक्तिः >मुक्ती >मुक्ति >मूकि >मूक्य >मूक આ વિકાસ સ્પષ્ટ છે, પછી એના આભાસસામ્યે થોડાં બીજાં શબ્દસ્વરૂપોમાં પ્રચલિત થયો છે. जा-आव आव-जा सोस-घाल જેવાં બીજાં શબ્દયુગ્મ પણ જાણીતાં છે.

ક્રિયાવાચક ति સાથે જો આનો સંબંધ ન હોય તો સંસ્કૃતમાં આજ્ઞાર્થ બીજા પુરુષના એકવચનનો એક પ્રયોગ જુદી જુદી ક્રિયાનું સાતત્ય કે આવર્તન બતાવતો જાણીતો છે; જેવો કે मार मार करतो ए आगळ धसी आव्यो, आखो दिवस लख लख बीजी वात ज नहि વગેરે

આના અપભ્રંશકાલીન વિકાસમાં આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના इ પ્રત્યય દ્વારા આનો વિકાસ સંભવે. પરંતુ જૂના સાહિત્યમાં આવો પ્રયોગ જાણીતો નથી. ગુજરાતીમાં તો આજે "एनी दोडय घणी सारी छे" "घोडानी चाल्य" વગેરે સ્વતંત્ર પ્રયોગ પણ જાણીતા છે, ત્યાં માત્ર ક્રિયાવાચક अ (લઘુપ્રયત્ન य) જ સ્પષ્ટ માલૂમ પડી આવ્યો છે. ક્રિયાવાચક અકારાંત (લઘુપ્રયત્ન યવાળું) નારીજાતિનું અંગ આણે આપ્યું છે.

(૨) अक(क्य) : [સ્વરભાર પહેલા अ ઉપર]

ઉપરના अનો જ આ વિકાસ માત્ર बेठक-ऊठक જેવા શબ્દોમાં છે. આમાં પણ લઘુપ્રયત્ન य છેડે સ્પષ્ટ છે; સ્વરભાર પ્રાથમિક કે દ્વૈતીયિક જ્યાં જેવો અપેક્ષિત હોય તેવો अ ઉપર જ આવી રહે છે. મધ્ય. ગુજરાતીમાં बेठकि જેવો પ્રયોગ લઘુપ્રયત્ન યકારની સાક્ષી આપે છે; ક્રિયાવાચકમાંથી એ 'બેસણી'નો વાચક સામાન્ય નામવાચક પણ બને છે. आवक जावकમાં લઘુપ્રયત્ન य નથી, છતાં પ્રત્યય આ જ છે.

(૩) अण : [સ્વરભાર પહેલા अ ઉપર]

વૈદિકી ભાષા અને સંસ્કૃતમાં[૪૬] કર્તૃવાચક અને ક્રિયાવાચક બેઉ અર્થ

૪૬. પાણિનિએ अन નો ण्युत् युच् ल्यु ल्युट् એવો પારિભાષિક ભેદ આપ્યો છે; આગા ण्युत्‌થી गायनः हायनः વગેરે; युच्‌થી चलनः भूषणः मण्डनः વગેરે; ल्युથી नन्दनः मदनः सहनः जनार्दनः વગેરે; આ ત્રણેથી નરજાતિના શબ્દ બને છે. ચોથો ल्युट् પ્રકાર તે નાન્યતરજાતિનો છે જે નવ્યભારત-આર્ય ભાષાઓમાં વ્યાપકતાથી આવ્યો છે.

આપનારો અણ પ્રત્યય હતો. આમાં કર્તૃવાચક નરજાતિમાં અને ક્રિયાવાચક નાન્યતરજાતિમાં હતો. 'મોહ કરનાર'ના અર્થમાં मोहनः, પણ 'મોહ' એ मोहनम्. આ પાછલા ક્રિયાવાચક કે ભાવવાચક અર્થમાં તદ્‌ભવ શબ્દોમાં નિરપવાદ અણ ઊતરી આવ્યો છે. ખાસ લક્ષ્યમાં રાખવાનું કે સંસ્કૃતમાં પ્રત્યેક ધાતુને લાગી ભાવવાચક નામ બની શકતું તેમ નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં આનાથી પ્રત્યેક ક્રિયાવાચક અંગને આ પ્રત્યય લાગી રૂપ તૈયાર થઈ શકતાં નથી. એ જ કારણે તદ્‌ભવ શબ્દોમાં આ પ્રત્યય તદ્‌ભવ-રૂપમાં સચવાયેલો મળે છે; જેમ કે जमण चलण जलण सीवण

આના આભાસસામ્યે दाटण कूटण हगण नाचण भारण વગેરે કેટલાક શબ્દ પ્રચારમાં આવ્યા છે.

(૪) અણા : [ સ્વરભાર દ્વૈતીયિક–णा ઉપર ]

સંસ્કૃતમાં નારીજાતિમાં साधना कल्पना याचना विडम्बना विचारणा धारणा જેવા ભાવવાચક શબ્દ પ્રચારમાં છે. નરજાતિના अनने આ લાગી कोपना જેવા કર્તૃવાચક શબ્દ તો જુદી જ વસ્તુ છે – એમાં તો વિશેષણનો आ પ્રત્યય પેલા अनने લાગ્યો છે; ત્યારે આ अन નાન્યતરનો વિકલ્પ છે. તદ્‌ભવ તરીકે विडंवणा આપણે પ્રયોજિયે છિયે. આના આભાસસામ્યે सुधारणा–'સુધારો' અર્થમાં પ્રચલિત થયેલો નવો શબ્દ છે.

(૫) અણી : [ સ્વરભાર દ્વૈતીયિક–णी ઉપર ]— આ માત્ર નવ્ય ભારત-આર્ય વિકાસ છે, જો ક્રિયાવાચક અર્થ હોય તો. रहेणी कहेणी करणी चंपणी छावणी लळणी मापणी दोरवणी केळवणी વગેરે શબ્દોમાં આ अणी પ્રત્યય *નારીજાતિમાં अणનો વિકાસ છે, જે 'इका' દ્વારા દ્વૈતીયિક સ્વરભાર અંતે* સાચવવા ઊતરી આવ્યો.

કર્તૃવાચક चाळणी એ આનો નહિ, પણ કર્તૃવાચક अननो જ વિકાસ છે; પણ मांडणी बांधणी એ વગેરે સામાન્ય નામો ક્રિયાવાચક अणी જ બતાવે છે. मूझवण(-ण्य) એ આ अणीનો જ વિકાસ છે.

(૬) અણું : [ સ્વરભાર દ્વૈતીયિક णुं ઉપર ]—ક્રિયાવાચક अणनो જ क પ્રકૃતિ દ્વારા–એટલે કે દ્વૈતીયિક સ્વરભાર અંત્ય શ્રુતિ ઉપર રાખવાના વલણને પરિણામે–ઊતરી આવેલ છે. लखणुं रांधणुं भरणुं वलोणुं पायरणुं એ ક્રિયાવાચક નામો, અને એ ઉપરથી એના જ અર્થવિકાસે સામાન્ય નામો તરીકે આ શબ્દો પ્રચલિત થયા છે. वलोणुंમાં વચ્ચેનો अ वलोवना 'व्' સાથે લુપ્ત થયો છે; પ્રાથમિક સ્વરભાર लो ઉપર, દ્વૈતીયિક णुं ઉપર છે.

'ચાવવું' ઉપરથી કર્મણિ-અર્થના ચવાવું ઉપરથી પછી ચવાણું શબ્દ વ્યાપક થયો છે.

(૭) <u>અત</u> : [સ્વરભાર પહેલા અ ઉપર, પણ છેડે લઘુપ્રયત્ન યકારનું અસ્તિત્વ]

મધ્ય. ગુજ.માં रामति જેવો શબ્દપ્રયોગ જાણવામાં આવેલો છે. એણે આપણને रमत (=रमत्य) શબ્દ આપ્યો છે. આના આભાસસામ્યે गमत आवडत्त, અને ધાતુ ભુલાયો છે તેવો आडत શબ્દ મળ્યો છે. આ પ્રત્યય નારીજાતિનો છે અને તેથી એના અંતમાં इ દ્વારા ઊતરી આવેલો લઘુપ્રયત્ન य઼ ઉચ્ચરિત થાય છે.[૪૭]

(૮) <u>અતી</u> : [દ્વૈતીયિક સ્વરભાર ती ઉપર]—નારીજાતિનો આ પ્રત્યય મને વર્તમાન કૃદંતનો વિકાસ લાગે છે; એમાં સંસ્કૃત ति ક્રિયાવાચકની કોઈ સંભાવના નથી. चडती पडती भरती चलती એ શબ્દો અને એના આભાસ-સામ્યે ઉછીના શબ્દોમાં चढती कमती આ શબ્દો પ્રચલિત છે. ડૉ. સુનીતિકુમાર ચેટરજી चलती શબ્દને વર્તમાન કૃદંતનો વિકાસ સ્વીકારે છે.[૪૮] હૉર્નલ[૪૯] આ પ્રત્યયનો વિકાસ विज्ञप्तिकामांथी विण्णत्तिआ દ્વારા આવેલા 'વીનતી' જેવા શબ્દોમાં જુએ છે. 'ति'માંથી જોઈતો હોય તો પ્રેરક રૂપ સુધી જવાની શી જરૂર છે? ક્રિયાવાચક સીધો 'ति' પ્રત્યય વ્યંજનાંત ધાતુઓમાં જોડાક્ષર રૂપે છે જ; જેમ કે मुक्तिका >मुत्तिआ ઉપરથી સંભવિત *मूती યા વિશ્લેષથી 'मुकती' સાધી શકાય. સામાન્ય રીતે અકર્મક અર્થના ક્રિયાપદોમાં આ 'ती' પ્રત્યય દેખાતો હોઈ મને ડૉ. ચેટરજીના 'चलती' શબ્દની જેમ બધા શબ્દોમાં વર્તમાન કૃદંતના 'तुं' પ્રત્યયનો આ વિકાસ સ્વીકારવામાં બાધ નથી લાગતો. देती–लेती શબ્દ આપણે ત્યાં પ્રચારમાં છે તેમાં આ વર્તમાન કૃદંતનો કર્મણિ ભાવ સ્પષ્ટ છે.

(૯) आई : [સ્વરભારની દૃષ્ટિએ 'आइ' સંધિસ્વર તરીકે ઉચ્ચરિત થાય છે. નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં આ જાતનો સંધિસ્વર એક સંકેતથી બતાવી શકાતો નથી, અને તેથી જ જુદા લખાય છે, પણ પૂર્વ સ્વર સાથે ઉચ્ચારણમાં

૪૭. ડૉ. ટેસ્સિટોરી આ रामतिना तिनो અવતાર ता (–त्वा?) >અપ–त्ता (?) ને નારીજાતિના अने બદલે इ લગાડી સિદ્ધ થતો કલ્પે છે. અને એ पद्धति विपत्ति आपत्ति જેવાના આભાસસામ્યે ઊભો થયેલો લાગે છે. ટેસ્સિટોરી માટે જુઓ Notes on Gram. of the *Old West. Rajasthani* : ખંડ ૧૪૮.

૪૮. ડૉ. ચેટરજી : Origin & Development of Bengali Lang. : પૃ. ૬૫૫

૪૯. હૉર્નલ : Gaudian Gram. : ખંડ ૩૨૫

એકરૂપ જ છે. લેખનમાં 'ઈ' દીર્ઘ લખાય છે છતાં એનું સ્વતંત્ર અસ્તિત્વ સુધ્ધાં નથી એ લક્ષ્યમાં રાખવા જેવી વાત છે.]—ડૉ. ચેટરજી આનો વિકાસ સંસ્કૃતમાં આકારાંત ધાતુઓના પ્રેરક અંગમાં આવતા 'આપ' પ્રત્યયમાં જુએ છે.[૫૦] આ મને શક્ય લાગે છે, કેમકે નીચે આવનારા आव आवट आमण आमणुं આ પ્રત્યયો પ્રેરકના લાક્ષણિક પ્રત્યયનો વિકાસ છે એવો આ પણ વિકાસ છે. घडाई શબ્દનો વિકાસ *घटापिका > *घडाइआ > *घडाइअ > घडाई એ રીતે શક્ય છે. એ પ્રમાણે चडाई, धोळाई (धवलयति નામધાતુ ઉપરથી), चोडाई, वंधाई, लखाई, चळाई[૫૧] વગેરે શબ્દો તૈયાર થયેલા પ્રયુક્ત થાય છે. આ નારીજાતિનો પ્રત્યય છે.

વિશેષણો ઉપરથી ભાવવાચક નામ બનાવનારો એક પ્રત્યય 'आई' નવ્ય ભારત-આર્યભાષાઓમાં જાણીતો છે. ડૉ. ચેટરજી આ બંને પ્રત્યયોને એક માને છે, પણ એ એક નથી; આ વિશે હવે પછી યથાપ્રસંગ ચર્ચા આપીશ.

(૧૦) आप : [સ્વરભાર आ ઉપર]—નરજાતિનો આ પ્રત્યય 'मेळाप' એ એક શબ્દમાં તત્સમ સં. પ્રત્યય પ્રેરકનો બચી રહ્યો છે. હિંદીમાં પ્રચલિત 'मिलाप' શબ્દનો આ સમસામયિક વિકાસ સમઝાય છે. 'वळापो'માં અંતે સ્વરભારથી 'ओ' આવ્યો છે.

(૧૧) आव : [સ્વરભાર आ ઉપર]—સં. પ્રેરક પ્રત્યય आपनो આ વિકાસ છે. હોર્નેલ त्वमांथी વિકાસ માને છે; પણ ડૉ. ચેટરજી એનો સ્પષ્ટ વિરોધ કરે છે, જે વાજબી છે.[૫૨] चडाव ठराव पडाव अटकाव એ શબ્દો ચોખ્ખો પ્રેરકનો અર્થ આપી ક્રિયાવાચક નામ તરીકે પ્રયુક્ત થયા છે. આમાં અર્થ નરજાતિનો આવ્યો છે. સંસ્કૃતમાં આવાં નામ વ્યાપક નથી. 'आव'માંથી 'आउ' થઈ વિશેષણો પણ તૈયાર થાય છે. એ વિશે જુઓ નીચે યથાસ્થાન.

(૧૨) आवो : [સ્વરભાર બેઉ સ્વર ઉપર]—ઉપરના आवનો જ આ વિકાસ फेलावो म्हलावो फुगावो फुलावो चडावो વગેરે શબ્દોમાં મળી આવે છે.

(૧૩) आवट : [સ્વરભાર आ અને व ઉપર; છેડે टमां લઘુપ્રયત્ન યશ્રુતિ]—આ પણ પ્રેરકના 'आप'નો જ વિકાસ છે. घनावट मिलावट फावट

૫૦. ડૉ. ચેટરજી: O. & D. of B. L.: પૃ. ૬૬૧

૫૧. चळाई સિવાયના અહીં આપેલા બીજા શબ્દોમાં "તે તે ક્રિયાનું મહેનતાણું" એ અર્થ વ્યાપક છે.

૫૨. હોર્નેલ : ખંડ ૨૨૭; ચેટરજી : પૃ. ૬૬૩

રુકાવટ વગેરે શબ્દો પ્રચારમાં છે. આમાં છેલ્લે ट ક્યાંથી આવ્યો ને નારી-જાતિનો અર્થ કેમ બતાવ્યો એ થોડી મૂંઝવણ ઊભી કરે છે. દ્વૈતીયિક અનુગ તરીકે સં.वृत्ति >वट्टी >वट्टि >वट्टय >वट शब्दनो विकास क्षात्रवट-क्षत्रियवट वगेरेमां नारी जातिमां छे. 'ट'नी शक्यता नजीकमां मात्र मूर्धन्य स्वर के ऋनी अपेक्षा राखे छे. बनाववानी वृत्ति जेवा योगमांथी बनाव-अट=बनावट एम विकासनी शक्यता जणाय छे. नीचे नरजातिनो 'आट' आवे छे तेमां आ साम्य पकडी शकाय एम छे.

(૧૪) <u>आट</u> : [ સ્વરભાર આ ઉપર ]—ગુજરાતીમાં રવાનુકારી નવા ઊભા થયેલા ધાતુઓમાં આ 'आट' નરજાતિના પ્રત્યય તરીકે વિપુલતાથી પ્રયુક્ત થાય છે. गडगडाट-गगडाट, भडभडाट-भभडाट, खडभडाट-खभडाट, फफडाट, लपलपाट, चडभडाट-चभडाट વગેરે. गभराट-मरडाट વગેરેમાં આ જ પ્રત્યય છે. 'ट' આપી શકે તેવા બે શબ્દ *आर्त* અને *वर्त* છે. *आर्त* વિશેષણાત્મક છે, वर्त નામ છે. वर्तમાં 'वृत्ति'નો અર્થ સ્પષ્ટ છે. તુમાખી વર્તનના અર્થમાં રૂઢ થયેલો वट શબ્દ એ આ 'वर्तः'નો वट्टो >वट्ट દ્વારા વિકાસ છે. 'ગભરાવાનું વર્તન' તે गभराट. રવાનુકારી શબ્દોમાં વૃત્તિનું આવર્તન હોઈ એ પ્રકારના બધા જ ધાતુઓને આ 'आट' ફાવી ગયો છે. वर्तः >वट्टो >वट्ट >वाट અને દ્વિશ્રુતિમધ્યગત 'व्'નો લોપ–એ રીતે આ પ્રત્યયનો શક્ય વિકાસ છે. બંગાળીમાં आट आटी અનુગ છે, પણ એનો काष्ठ શબ્દ સાથે સંબંધ જુદી જ વસ્તુ છે.[૫૩]

દ્વૈતીયિક એક પ્રત્યય आटो गपाटो सपाटो चुमाटो જેવા શબ્દમાં અંતે દ્વૈતીયિક સ્વરભારથી છે ત્યાં પણ 'वर्त'ની જ શક્યતા છે.

(૧૫) आण : [ સ્વરભાર आ ઉપર ]—ગુજરાતીમાં चडाण लखाण वेचाण फफलाण चुमराण વગેરે શબ્દોમાં આ 'आण' પ્રત્યય જોવામાં આવે છે. ડૉ. ચેટરજી બતાવે છે[૫૪] તે પ્રમાણે આ સં. પ્રેરકના 'आय'નો વિકાસ છે, જેને ક્રિયાવાચક નાન્યતરજાતિનો अण—આ પૂર્વે બતાવાઈ ચૂકેલો—લાગેલો છે. 'ચલણ' અર્થનો બંગાળી चालान શબ્દ આવા 'आन' પ્રત્યયવાળો છે. અંતે સ્વરભાર આવતાં ઉઘરાણું આનો જ વિકાસ છે.

(૧૬) <u>आणो</u> : [ સ્વરભાર બેઉ સ્વર ઉપર ]—ભૂતકૃદંતનો आणुं પ્રત્યય

૫૩. ડૉ. ચેટરજી : પૃ. ૬૬૪

૫૪. એજન : પૃ. ૬૬૪

આ પૂર્વે બતાવાયો છે. એ વિશેષણ તરીકે દગાણું જેવા શબ્દોમાં જોવામાં આવે છે. એના નારીજાતિના નામ તરીકે દગાણી મુતરાણી વગેરે શબ્દ પ્રચલિત છે. એના આભાસસામ્યે ચવાણી–ખાવાની વૃત્તિ–અર્થમાં મઝાકમાં હું પ્રયોજું છું.

(૧૭) आमण : [ સ્વરભાર आ म બેઉ ઉપર ]—નાન્યતરજાતિના પ્રત્યય તરીકે આવી મળેલા આ પ્રત્યયમાં સં. આકારાંત ધાતુ–અંગને મળેલા 'आप' પ્રત્યયનો વિકાસ છે. आप > आव > સાનુનાસિક થઈ आँव > आम + ઉપર અપાઈ ચૂકેલો ક્રિયાવાચક अण પ્રત્યય. लखामण चरामण चळामण એ શબ્દો આવી રીતે ઉત્પન્ન થયા છે. આ ત્રણે શબ્દ 'તે તે ક્રિયાના મહેનતાણા' માટે પ્રયુક્ત થયા છે. આપણે ત્યાં अकरामण शिखामण અને गभरामण શબ્દ પ્રયુક્ત થાય છે તે તો નારીજાતિમાં છે, અંતે લઘુપ્રયત્ન યકાર સાથે; એ નીચે આવતા आणीનો વિકાસ છે.[૫૫]

(૧૮) आमणी : [ સ્વરભાર आ અને णी ઉપર ]–ઉપરના પ્રત્યયનો આ નારીજાતિનો વિકાસ છે. पहेरामणी पधरामणी वधामणी लखामणी चरामणी चळामणी એ શબ્દો પ્રચલિત છે અને એમાંના પાછલા ત્રણમાં 'તે તે ક્રિયાના મહેનતાણા'નો અર્થ પણ છે. अकळामणी गभरामणी शिखामणी શબ્દને બદલે अकळामण(–ण्य) गभरामण(–ण्य) शिखामण(–ण्य) નારીજાતિના શબ્દ એ આનો વિકાસ છે. (સ્વરભાર आ म એ બેઉ શ્રુતિ પર આવી રહે છે.) આની સાથે मूंझवण(–ण्य) શબ્દ સરખાવી શકાય. એ પણ 'मूंझवणी'નો વધુ વિકાસ છે. गभरामणी–मूंझवणी શબ્દ આપણે આજે પ્રયુક્ત કરતા નથી.

(૧૯) अतरी–अतर(रय) : [ પ્રથમના શબ્દમાં अ અને री ઉપર અને બીજા શબ્દમાં માત્ર 'त' ઉપર જ સ્વરભાર છે; अ લઘુપ્રયત્ન બની જાય છે. ]–गणतरी એક શબ્દ સિવાયના બીજા भणतर कळतर चणतर વગેરે અંતે લઘુપ્રયત્ન अ-યવાળા શબ્દોમાં આ પ્રત્યય अतर રૂપે જોવા મળે છે. गणतरी શબ્દને લાઘવથી ઉચ્ચારતાં गणत्री પણ ગણવામાં આવ્યો છે; પણ तमां अ લઘુપ્રયત્ન હોઈ त्री કરવાની જરૂર નથી. આનું મૂળ જાણવામાં નથી આવ્યું. હિંદીમાં गिनती શબ્દ છે. એવા જૂના રૂપમાં र्‌ના પ્રક્ષેપથી કદાચ આ પ્રત્યયનો વિકાસ થયો હોય. 'ती' પ્રત્યયના વિકાસ માટે જુઓ ઉપર 'ती' પ્રત્યયની પ્રક્રિયા.

---

૫૫ અપભ્રંશમાં दयावणु दरिसावणु જેવા શબ્દોમાં वणु આ मणुनुं પૂર્વ રૂપ છે. એકમાત્ર વિશેષણાત્મક दयामणु શબ્દમાં આ રૂપ ઊતરી આવ્યું છે. શબ્દો માટે જુઓ ડો. ગુણે : भविस्सत्तकहा–પ્રસ્તા. પૃ ૨૪. लजामणु એ શબ્દ પણ જાણીતો છે.

(૨૦) ई : [ સ્વરભાર ई ઉપર ]-घोली चोलीचाली हांसी વગેરેમાં નારીજાતિના પ્રત્યય તરીકે આવેલો છે. પૂર્વે શરૂમાં લઘુપ્રયત્ન 'य' ધરાવતા 'अ'નો સ્વરભારવાળો આ વિકાસ 'तिका'માંથી આવી શકે.

(૨૧) ऊक : [ સ્વરભાર ऊ ઉપર ]-वर्तणूक निमणूक એ શબ્દોમાં માત્ર આ પ્રત્યય જોવામાં આવે છે. એમાં અર્થ નારીજાતિનો છે.

ઉપરના ૨૧ અનુગો કે પ્રત્યયો થોડાઝાઝા અંશે ગુજરાતીમાં કૃત્પ્રત્યયોનું કાર્ય આપે છે. આમાંનો એક પણ પ્રત્યય સંસ્કૃતના अ કે अनની જેમ વ્યાપક નથી. ભાષાએ રૂપઘટનાત્મક પરિસ્થિતિમાંથી સમાસબહુલ પરિસ્થિતિમાં જવાનું લીધેલું વલણ પ્રત્યયોનો આ પ્રકારનો ઘસારો બતાવે છે.

હવે આપણે ત્યાં એક બે પ્રત્યય વિશેષણ બનાવનારા છે તે જોઈએ.

(૧) उ : [ સ્વરભાર ધરાવનારો ]-આ પ્રત્યય સંસ્કૃતના अक कर्तृवाचकनो વિકાસ છે. अकः >अओ >अउ >ऊ >उ[૫૬]: मारकः >मारओ >मारउ >मारू કે मारो. આમાંના દીર્ઘ ऊકારાંત થયેલા मारू શબ્દે मारु હ્રસ્વાંત આપ્યો છે. 'मारु' વ્યાપક નથી, પણ घर-रखु स्वार्थसाधु घरफाडु खेडु એ શબ્દોમાં આ उ પ્રત્યય પ્રયુક્ત થાય છે. खाउधरमાં उ આ જ છે. લાડમાં 'आ'કારાંત શબ્દો पानु कानु केसु लाभु વગેરેમાં આ उ છે.

(૨) आउ : [ સ્વરભારની દૃષ્ટિએ 'आउ' સમગ્ર રૂપે સંધિસ્વર છે અને સ્વરભાર પોતા ઉપર ધારી રાખે છે. આવો ગુજરાતીમાં દીર્ઘ ई રૂપે દેખાય છે, પણ उને હ્રસ્વ કરી લીધો છે. પેલા ईની જેમ આ उને પણ સ્વતંત્ર અસ્તિત્વ રહ્યું જ નથી. ]-ઉપર આપેલો खाउधरमांનો खाउ કે व्याजखाउ लांचखाउमां તો ધાત્વંગ જ આકારાંત છે, પરંતુ उडाउ चडाउ शिखाउ टकाउ कमाउ लडाउ આ શબ્દોમાં 'उ'ની પૂર્વે 'आ' આવેલો છે. આ 'आ' પ્રેરકના 'आप'નો જ વિકાસ છે. ઉપર आच અને आवोमां 'व' સચવાયો છે; અહીં કર્તૃવાચક વિશેષણ બનાવનાર 'अ' પ્રત્યયે આવી 'व'ના ક્ષયે 'उ'નું સ્વરૂપ अक દ્વારા ધારણ કર્યું છે.

---

૫૬. ડૉ. ચેટરજીએ બંગાળી હિંદી-હિંદુસ્તાનીમાં જાણીતા 'क' પ્રત્યયની ચર્ચા કરી છે. હૉર્નેલનો મત નોંધતાં (ખંડ ૩૩૩ પ્રમાણે) तृ+क બતાવી એ મતનો નિરાસ કર્યો છે અને સં. घातुक कामुक भावुक વગેરેમાં લાગેલા उ+क ની સંભાવના બતાવી છે; પરંતુ अ+ई ના ई જેમ अ+उ નો આ क કે उ છે. (ચેટરજીની ચર્ચા માટે જુઓ Origin & Development of Beng. Lang., પૃ. ૬૭૮.)

એમને ઇષ્ટ છે તેવા શબ્દોમાં તો लाडु જેવા શબ્દો આવી શકે.

ઉપરના उ અને आउ વસ્તુસ્થિતિએ એક જ 'शक'ના વિકાસમાં સમાવિષ્ટ થાય છે.

(૩) વૈયો-ચૈયો : [બંને સ્વર ઉપર ભાર]-લડવૈયો ફરવૈયો ઘડવૈયો જેવા શબ્દોમાં જ મર્યાદિત છે. સં. वादिकः >वादिओ >वादिउ >*वाइउ >वैयो સંભવિત છે.

આપણે ત્યાં અરબી-ફારસી તદ્ભવ શબ્દો પણ પ્રયોજાય છે; પણ એના કૃત્પ્રત્યયો એ જ શબ્દોમાં માત્ર જળવાઈ રહેલા છે; એ નવા શબ્દ બનાવી આપતા નથી; તેથી અહીં ચર્ચાનો વિષય નથી બનતા.

## ૨. તદ્ધિત કે દ્વૈતીયિક પ્રત્યયો

ક્રિયાવાચક અંગ સિવાયના બાકીના બીજા બધા શબ્દજાતને લાગતાં ફરી વિશેષ શબ્દો ઉત્પન્ન થાય છે. આ કામ આપનારા તદ્ધિત–એને માટે મુકાયેલા–દ્વૈતીયિક પ્રત્યયો છે. ગુજરાતીને મળેલા બધા જ જૂના પ્રત્યય નથી; કેટલાક નવા જ ઊભા થયા છે; કેટલાક સ્વતંત્ર શબ્દ જ અનુગ-રૂપ ધારણ કરી આવ્યા છે. આપણે ત્યાં જાણીતા આ પ્રત્યયો તેમજ અનુગો ક્રમશઃ જોઈ જઈએ.

### ૧. વિશેષણ ઉપરથી નામ બનાવનાર

(૧) आई : [સ્વરભાર 'आई'ના સંયુક્ત બનતા સંધિસ્વર ઉપર છે. લેખનમાં 'ई' દીર્ઘ જુદો છતાં એની હ્રસ્વતા પણ નષ્ટ થઈ જતાં એ आની સાથે એકોચ્ચારણરૂપ થઈ ગયો છે. જુઓ આ પૂર્વે કૃત્પ્રત્યયોમાંનો आई.]–કૃત્પ્રત્યયોમાં આવતા आईની વ્યુત્પત્તિ ડૉ. ચેટરજીએ પ્રેરકના आपને इका દ્વારા સાધી છે, અને એનું જ આ તદ્ધિત-સ્થિતિમાં પણ અનુકરણ થયાનું કહે છે.[૫૭] મરાઠી સિવાય બીજી નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં આ आई પ્રત્યયનો બહોળો પ્રચાર છે. ડૉ. બીમ્સ चौर्य स्थैर्य વગેરેમાં મળતા यનો ई થયે–'ई'ને કારણે નારીજાતિમાં થયાનો અભિપ્રાય ધરાવતા સમજાય છે. चोरी ठगी मन्दी વગેરે ઉદાહરણો આપ્યા પછી એઓ જણાવે છે કે—

"Where, in modern formations the adjective had acquired, as adjectives almost universally did the termination in long आ, the ई of this suffix does not supersede this vowel, but is attached to it, forming आई."[૫૮]

૫૭. ડૉ. ચેટરજી : ઑરિજન : પૃ. ૬૬૧

૫૮. Comp. Gram. of the Mod. Aryan. Lang., Vol. II, પૃ ૭૮

અને પોતાને આનાથી ઊલટું જ લાગે છે. એમણે સિંધી ભાષામાં લાગતા સં. તત્સમ ता પ્રત્યયની વાત કરતાં ताई પ્રત્યય પણ સ્વીકાર્યો છે.

"Sindhi has a few words not strictly Tatsamas, though only slightly altered, and it occassionally adds ई, making ताई, as घटि "deficient", घटिता, घटिताई "deficiency" વગેરે.[૫૯]

સં. તત્સમ પ્રત્યય ता માંથી બચેલા આમાં સ્વાર્થે નારીજાતિવાચક 'ई'નું ઉમેરણ જ આ પ્રત્યયનું ઉત્પાદક બને છે. સંસ્કૃતમાં જે ता અને त्व પ્રત્યય વ્યાપક છે તેવો જ આ आई પ્રત્યય વ્યાપક છે. વિશેષણ ઉપરાંત વિશેષણનો ભાવ ધરાવનારા શબ્દોને પણ લાગી भाटाई राजाई જેવા શબ્દ પ્રચારમાં આવ્યા છે. સં. તત્સમ मूर्ख જેવાં વિશેષણોને પણ લાગી मूर्खाई જેવા શબ્દ બન્યા છે. બાકી भलाई बूराई ऊंचाई वडाई चडाई दांडाई વગેરે શબ્દો તો સર્વસામાન્ય છે.

मीठुं પરથી मीठाई જેવા શબ્દોમાંથી ભાવવાચકનો અર્થ જતાં સામાન્ય નામનો અર્થ પણ આવી ગયો છે; અને मीठाश જેવો શુદ્ધ ભાવવાચક શબ્દ સ્વતંત્ર મળ્યો છે. लालाई लालाश જેવા બેઉ પ્રકારના એકાર્થ શબ્દો છે, તો માત્ર काळाश रताश पीळाश જેવા आई નહિ લેતા શબ્દો 'आश'થી જ તૈયાર થાય છે.

(૨) आण : [ સ્વરભાર आ ઉપર ]–ऊंचाण नीचाण पोलाण વગેરે થોડા શબ્દોમાં આ પ્રત્યય છે; અને ऊंचापण વગેરે રૂપોનો મધ્યવર્તી प ના व દ્વારા લોપ થયે અવતાર છે.[૬૦]

(૩) आण : [ લઘુપ્રયત્ન य સાથે–સ્વરભાર आ ઉપર ]–कडवाण આ એક શબ્દ જાણવામાં આવ્યો છે, જે નારીજાતિમાં છે. સમગ્ર કડવા પદાર્થોનો વાચક આ શબ્દ છે. આનું મૂલ સ્પષ્ટ થઈ શકતું નથી.

---

૫૯. એજન : પૃ. ૭૮. ડૉ. હોર્નેલ ता+इका થી આ પ્રત્યયની સિદ્ધિ માને છે. જુઓ એમનું Gaudian Gram. : ખંડ ૨૨૩. ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ આનો અસ્વીકાર કર્યો છે. જુઓ ઉપર એમના નામનો નિર્દેશ.

વૈદિક કાળમાં ता ઉપરાંત ताति પ્રત્યય એ જ અર્થમાં પ્રયોજાતો હતો : देवताति-देवत्व વગેરે શબ્દો પ્રયોજાયેલા છે. જુઓ વ્હિટની : Sanskrit Gram. : પૃ. ૪૭૭. પરંતુ ગુજરાતી વગેરે ભાષામાં આવેલા આ आई અને માત્ર વેદમાં જ મર્યાદિત ताति વચ્ચે મોટો ગાળો છે અને અપભ્રંશ સુધીની કોઈપણ પ્રાકૃતમાં એની પરંપરા જોવામાં આવતી નથી.

૬૦. ડૉ. બીમ્સ સં. તત્સમ त्वनमांથી માને છે. જુઓ એજન : પૃ. ૮૦; પણ એમ માનવાની જરૂર નથી લાગતી.

(૪) આણું : [ સ્વરભાર બેઉ સ્વર '' ઉપર ]–ઉપરના જ (૨) આણમાં સ્વરભાર અંત્ય સ્વર પર દ્વૈતીયિક સ્વરૂપે આવી રહેતાં આ પ્રત્યય વિકસ્યો છે. જૂદાણું જેવા સ્વલ્પ જ શબ્દોમાં આ પ્રત્યય છે.

(૫) આશ : [ અંતે લઘુપ્રયત્ન 'य' શ્રુતિ – સ્વરભાર આ ઉપર ]–રંગ-વાચક વિશેષણો તેમજ મીઠું ફાચું ખારું જેવાં સ્વાદવાચક વિશેષણોમાં, તેમજ મોકળું ઢીલું વહેરું જેવાં વિશેષણોમાં 'આશ' પ્રત્યય મળે છે. પ્રાંતભેદે એમાં દંત્ય સકારનું પણ ઉચ્ચારણ છે. પણ આ બેઉ ઉચ્ચારણમાં નારીજાતિ વ્યક્ત કરતો લઘુપ્રયત્ન य ઉચ્ચારણમાં સ્પષ્ટ છે. એણે જ સકારની તાલવ્યતા અર્પી છે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે.

આ પ્રત્યય લાગતાં દ્વિશ્રુતિ વિશેષણોમાં સામાન્ય રીતે આદિશ્રુતિમાંનો આ હ્રસ્વ અકાર-રૂપે આવી રહે છે, કેમકે સ્વરભાર 'આશ'ના આમાં સબળ છે; જેમકે રતાશ ફચાશ વગેરે. પણ લાલ કાળું અને ખારુંમાં આદિ આનો અ નથી થતો; બાકીના સ્વર આદિશ્રુતિમાં હ્રસ્વ થાય છે.

આ 'આશ' પ્રત્યય ક્યાંથી મળ્યો ? ડૉ. બીમ્સ હિંદીમાં સ્થિતિવાચક 'स' પ્રત્યયનો નિર્દેશ કરે છે, જેનાં पियास વગેરે ઉદાહરણોમાં તો સં. ઇચ્છાદર્શક 'स' પ્રત્યય એમને જણાયો છે. બીજો स કૃત્પ્રત્યય તરીકે ધાતુઓને સીધો લાગે છે; ત્રીજો स દ્વૈતીયિક પ્રત્યય તરીકે નામોને લાગી શબ્દો બનાવે છે. એમણે આ ત્રીજા પ્રકારનાં ઉદાહરણોમાં સં. निद्रा–हिं. नींद ઉપરથી नींदास निन्दास, हिं. ऊंघ झप અને मीठा ઉપરથી ऊंघास झपास અને मिठास શબ્દ નોંધ્યા છે. પછી ત્રણે વિભાગના શબ્દોનાં વિશેષણો હોવાનો પણ નિર્દેશ કરી મરાઠી–खटास मिठास गोंडस, ગુજ. धोळास मीठाश कठणाश નોંધ્યા છે.[૬૧] ગુજરાતીમાં ધાતુઓને લાગી થયેલાં નામ નથી, માત્ર વિશેષણો ઉપરથી થયેલાં છે. આનો ઇચ્છાદર્શક स સાથે કશો સંબંધ નથી. બીમ્સ પણ પાછલા બેઉ પ્રકારનો સંબંધ એની સાથે બતાવી શકતા નથી. મને એમ લાગે છે કે ફારસી गुंजाइश નારી જાતિના શબ્દ તરીકે નવ્ય ભારત–આર્ય ભાષાઓમાં પ્રચલિત છે; એનું ટૂંકું રૂપ गुंजाश છે; આના આભાસસામ્યે કદાચ आश પ્રત્યય અસ્તિત્વમાં આવ્યો હોય[૬૨].

૬૧. ડૉ. બીમ્સ : એજન : પૃ. ૮૧–૮૨

૬૨. હૉર્નલ वान्छा ઉપરથી ઉતારવા ચાહે છે; પરંતુ આ પ્રત્યયમાં 'वान्छा' નો અર્થ ક્યાંય પણ નથી. એ કરતાં તો आसुत्ति–પ્રભવ, જન્મ–શબ્દ વધુ બંધ બેસે; જેમકે रक्तासुतिः >रत्तासुई >रत्तासुइ >रत्तासी >रत्तासि >रताश; પણ આથી સ્પષ્ટતા કશી થતી નથી. આમાં કોઈ પ્રકૃતિનું આભાસસામ્ય જ શક્ય વધુ છે.

(૬) ई : [ સ્વરભાર ई ઉપર મુખ્યત્વે દ્વૈતીયિક ]–આ પ્રત્યય અરબી-ફારસી પૂરતો જ મર્યાદિત છે : વિશેષણ ઉપરથી નારીજાતિનું નામ બનાવે છે; જેમકે बेवकूफी नादानी नेकी खुशी खूबी साफी

વિશેષણ બતાવનારો ई પ્રત્યય સં. પરંપરાનો છે તે નીચે યથાસ્થાન આવશે.

(૭) तन : [ સ્વરભાર त માં ]–વૈદિક त्वन પ્રત્યયનો અપભ્રંશ त्तण દ્વારા આ આકસ્મિક અવશેષ માત્ર शुरातन અને देवातन શબ્દોમાં મળે છે. देवातण પણ પ્રચલિત છે. ગુજરાતીમાં આવવા तण થવું જોઇયે; પણ शुरातनમાં નથી થયું. એવો જ पुरुपातन.

(૮) प : [ લઘુપ્રયત્ન યશ્રુતિ; સ્વરભાર આ પ્રત્યયની પૂર્વના સ્વર ઉપર–એ યથાસ્થાન પ્રાથમિક કે દ્વૈતીયિક ]–मोटप(-प्य) ऊणप(-प्य). સંસ્કૃતના त्व[13] ભાવવાચક પ્રત્યયમાંથી આનો વિકાસ છે. वड्डप्पणु बालप्पणु વગેરેમાં त्वननो प्पण આવ્યો છે, જેણે पण-पणुं આપ્યા છે ને જે વિના-અપવાદ સમગ્ર વિશેષણો તેમજ નામ–સર્વનામ સૌને લાગી ગુણવાચક વિશેષણ બનાવે છે. 'प'નાં ઉદાહરણ માત્ર થોડાં જ જાણીતાં છે; અને એ પણ નારીજાતિમાં ऊनत्त्व >ऊणप्प >ऊणप्पि >ऊणप्य >ऊणप; એના આભાસસામ્યે मोटुं ઉપરથી मोटप्य >मोटप, डाह्युं ઉપરથી डाहाप(-प्य), सारुं ઉપરથી सारप्य वहोळप्य જેવાં થોડાં.

(૯) पण : [ સ્વરભાર प ઉપર ]–માત્ર ઋગ્વેદની સંહિતામાં જ પ્રયુક્ત त्वन प्रत्ययनो આ પ્રયોગ પ્રાકૃતોમાં પણ પ્રચારમાં રહ્યો છે; જોકે त्तण તો અતિ પ્રચુર છે. અપભ્રંશમાં वड्डप्पण-वड्डत्तण બેઉ જાણીતા હતા તેમાંથી त्तण નવ્ય ભારત–આર્ય ભાષાઓએ સ્વલ્પ જ અપવાદે ગુમાવ્યો છે; पण-पणउ નો વિકાસ જ વ્યાપક રીતે સાચવ્યો છે. બંગાળી સિંધી હિંદી વગેરે ભાષાઓમાં યથાસ્થાન पन કે पण અંગ વ્યાપક છે; સમગ્ર વિશેષણો તેમજ નામોને પણ એ લગાડી શકાય છે. पणनी પૂર્વે અંગ अकारांत બની રહે છે.

(૧૦) पणुं : [ સ્વરભાર णुं ઉપર, પણ છતાં ]–प માં અકાર લઘુપ્રયત્ન નથી જ થઈ શકતો– એ શુદ્ધ હ્રસ્વ રહે છે. એટલે કે જાણે સમાસનું જુદું અંગ

---

૧૩. त्व નો त्प થઈ प्प થાય છે. અશોકની ગિરનારની ધર્મલિપિમાં અવ્યયરૂપ કૃદંતનાં आलभित्पा જેવાં રૂપ आलभित्वाने સ્થાને આવે છે. आत्मानुं अप्पा એ પણ આ પ્રકારનું છે. એમાં ઘોષનો અઘોષ થવાની પ્રક્રિયા છે.

દ્રાવિડી ભાષાઓમાં प्पु ભાવવાચક છે : चेवु–રાતું–चेवप्पु–રતાશ, कछु–કાળું–कछुप्पु–કાળાશ. કાલ્ડવેલ : પૃ. ૫૫૦

હોય તેમ પણું લાગે છે: बूढापणुं करवापणुं राजापणुं गांडापणुं. આ પણું આમ સ્વતંત્રરૂપે રહે છે અને વિકારક અંગવાળાં વિશેષણો કે નામોને લાગતાં અંગ એવા શબ્દોમાં આકારાંત માગે છે, सारापणुं ऊंचापणुं વગેરે; भलपण, પણ भलापणुं.

(૧૧) पो : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર, ઉચ્ચારણ હ્રસ્વ વિવૃત ]–સંસ્કૃતના त्वनो क પ્રકૃતિ સાથે આ વિકાસ છે. त्वकः > प्पओ > प्पउ > पो. बुढापो रंडापो अंधापो જેવા થોડા શબ્દોમાં જ આ पो જોવા મળે છે અને એ પણ નરજાતિનો.

(૧૨) म : [ લઘુપ્રયત્ન य સાથે; સ્વરભાર પૂર્વના સ્વર ઉપર–શબ્દાંગના अ માં ]–નારીજાતિનો આ પ્રત્યય मोटम(–म्य) नानम(–म्य) આ બે શબ્દોમાં જાણીતો છે. અપભ્રંશમાં मनुपत्त्व એ અર્થમાં मुणीसिम શબ્દ પ્રયોજાયેલો છે : पत्थु मुणीसिम जाणिवउं. અહીં એ નાન્યતર જાતિમાં પ્રયુક્ત છે. પ્રાકૃતમાં પિશલે સંખ્યાબંધ શબ્દ 'इम' અંતવાળા નોંધ્યા છે[૧૪] ડૉ. તગરેએ પણ भल्लिम घुत्तिम करिम એ ત્રણ શબ્દ નોંધ્યા છે.[૧૫] વૈદિક રૂપો खन्त्रिम छत्रिम दत्रिम पक्त्रिम મળે છે. ઋગ્વેદમાં अग्रिम શબ્દ પણ પ્રયોજાયો છે.

આનાથી જુદા જ પ્રકારનો इमन् પ્રત્યય રંગનો અર્થ ધરાવતાં વિશેષણો અને થોડાં બીજાં વિશેષણોને લાગી शुक्लिमा जडिमा महिमा વગેરે નરજાતિના શબ્દો બનાવે છે.

मोटम-नानमना म સાથે સંબંધ ધરાવતો તો આ. હેમચંદ્રે અપભ્રંશમાં ઉદાહૃત કરેલો मुणीसिम શબ્દ લાગે છે, જેમાં त्वनो ભાવ સ્પષ્ટ છે.

બંગાળીમાં પણ 'म' વગેરે અંગવાળા આવા પ્રત્યય ઘણા છે, તેઓનો સં. इमन् સાથે સંબંધ ભૂલથી મનાયાનું ડૉ. ચેટરજી કહે જ છે.[૧૬] બંગાળી પૂરતો એમણે બતાવ્યા પ્રમાણે 'काम' શબ્દ સાથે આવા मवाળા પ્રત્યયોનો સંબંધ હશે, પણ मोटम વગેરેમાંના 'म'ની તો એ સ્થિતિ નથી. બંગાળી आमिनो સંબંધ ડૉ. બીમ્સ 'आत्म्य' સાથે બતાવે છે,[૧૭] જેનો પણ

૧૪. પિશલ : Grammatik der Prakrit Sprachen : પૃ. ૪૦૭

૧૫. તગરે : Historical Gram of Apabhramsa : પૃ. ૩૩૭
ડૉ. ટેસ્સિટોરીએ મધ્ય. ગુજ. નો लवणिम શબ્દ નોંધ્યો છે. જુઓ Notes on Gram. of the Old West. Rajasthani : ખંડ ૧૪૮.

૧૬. ડૉ. ચેટરજી : Origin & Development of Beng. Lang. : પૃ ૬૬૭

૧૭. બીમ્સ : Comp. Gram. of the Modern Aryan Lang. Vol. II, પૃ. ૭૭

સંબંધ જણાતો નથી. મહિમા અને મોટમનો અર્થસંબંધ જોતાં સં. इमन्‌ના આભાસસામ્યે મોટમ નાનમ એ બે શબ્દ પૂરતો આ પ્રત્યય આવ્યો હોય; મોટપના આભાસસામ્યે પછી જાતિ નારીજાતિ આવી હોય.

(૧૩) क : [લઘુપ્રયત્ન ઉચ્ચારણ – પૂર્વના સ્વર–अ ઉપર ભાર]–ઠંડું ઉપરથી ઠંડક, ટાઢું ઉપરથી ટાઢક (બેઉમાં લઘુપ્રયત્ન યશ્રુતિ જળવાઈ રહી છે) આ બે ઉદાહરણ જાણીતાં છે. 'क'ની આ લાક્ષણિકતા કદાચ હિંદી ઠંડ અને ગુજ. ટાઢને સ્વાર્થે લાગ્યા પૂરતી પણ હોઈ શકે; તો ઠંડુ અને ટાઢું ને લગાડવાની જરૂર ન જ રહે. સ્વાર્થે क વિશે હવે યથાસ્થાને આવશે જ.

(૧૪) वाड : [અને લઘુપ્રયત્ન યશ્રુતિ; સ્વરભાર वा ઉપર]–માંદું પઠું પંઠું ગંદું જેવાં થોડાં વિશેષણોને આ અનુગ લાગે છે : मंदवाड पठवाड–पंठवाड गंदवाड. નરજાતિમાં गंदवाडो પણ શબ્દ પ્રચલિત છે. આનો સંબંધ पाटक >वाडअ સાથે દેખાય છે; તો वाड અંગનો સંબંધ पाटिका > वाडिआ >वाडी >वाडि >वाडय >वाडथी આવી શકે. આવો કોઈ પ્રત્યય કે અનુગ અન્યત્ર જાણવામાં નથી.

(૧૫) की : [સ્વરભાર અંત્યસ્વર ઉપર]–गंदकी આ એક શબ્દ વિશેષણ ઉપરથી થયેલો જોવામાં આવે છે. આના આભાસસામ્યે मरखुं ઉપરથી मरकी શબ્દની સંભાવના છે.

૨. નામ ઉપરથી નામ બનાવનાર

ઉપરના પ્રત્યયો કે અનુગો વિશેષણોને લાગી નામ બનાવતા હતા; અહીં આ આપવામાં આવે છે તે નામને લાગી નામ બનાવે છે; બેશક, એમાં કોઈ કોઈ વિશેષણને પણ લાગી નામ બનાવે છે.

(૧) आट : [સ્વરભાર आ ઉપર]–खाराट गरमाट चिकणाट

(૨) आटो : [સ્વરભાર બેઉ સ્વર ઉપર; અંત્ય ओ હ્રસ્વ વિવૃત]–गरमाटो गपाटो सपाटो झपाटो घुमाटो જેવા શબ્દ વિશેષણ તેમજ નામ ઉપરથી થાય છે. જાતિ નર.

(૩) ओटी : [સ્વરભાર બેઉ સ્વર પર]–નારીજાતિનો આ અનુગ हयोटीમાં જણાય છે. घासोटी પણ બીજો શબ્દ અલ્પ પ્રચારનો છે.

(૪) वट : [લઘુપ્રયત્ન યશ્રુતિ અંતમાં; સ્વરભાર व ઉપર]–[illegible] साचवट सगवट–सगावट.

(૫) વટો : [સ્વરભાર અંત્ય હ્રસ્વ વિવૃત ઓ ઉપર; પણ વમાં સમાસના સ્વતંત્ર શબ્દ જેમ સંપૂર્ણ અ શબ્દારંભે હોય તેમ]–મોગવટો દેશવટો; છતાં વહીવટમાં છેડે ઓ નથી.

આ પાંચે અનુગ કોઈ અને કોઈ સ્વરૂપમાં નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં ક્યાંક ક્યાંક વ્યાપક છે. ડૉ. બીમ્સે આવાં ઉદાહરણ નોંધ્યાં છે. એનું મૂળ એમણે બતાવ્યું નથી.[૬૮] સ્વ. કમળાશંકરે વૃત્ત શબ્દ સાથે આનો સંબંધ બતાવ્યો છે એ બરાબર નથી લાગતો.[૬૯] આ પૂર્વે ગણાવેલા કૃત્–અનુગોમાં આવટ આટ અપાયા છે તેમાં અને આમાં તફાવત નથી. हस्तवृत्तिका ~हत्थवट्टिआ ~हत्यउट्टिआ >હાથોટી; એવો જ પછી ઘાસોટી.[૭૦]

(૬) આડો : [બેઉ સ્વર ઉપર ભાર; છેલ્લો ઓ હ્રસ્વ વિવૃત]–ધુમાડો રહીમાડો મોભાડો સંપાડો વગેરે શબ્દોમાં આ અનુગ દેખા દે છે. સં. आवर्त ~आवट्ट ~आउट्ट >अट्ट >आट >आड આવો વિકાસ શક્ય છે; પરંતુ સં.માં પ્રાકૃતથી अक्षवाटकः >अक्खाडउ >अखाडो શબ્દ આવે છે તેના આભાસસામ્યે 'આડો' મને વધુ સંભવિત જણાય છે. अट्ट ઉપરથી आट થયા પછી आड તારવવા જવું પડે તે આમાં જવું નથી પડતું.

(૭) આરો : [બેઉ સ્વર ઉપર ભાર; છેલ્લો ઓ [illegible]]–ધુજારો ઘૂંઘારો ઘસારો અને નારીજાતિમાં ધુજારી કંપારી જેવા [illegible] 'આર' અનુગ છે. નામઅંગને आकार શબ્દનો વિકાસ આમાં [illegible] લવારું પણ તરાતગારો જેવા શબ્દોમાં આ [illegible] છે; ત્યાં નારીજા[illegible]

(૮) ઉતી : [બેઉ સ્વર [illegible]]–સમઝૂતી-ર[illegible] ઉતી કે ઉત છે. ('ત'માં લઘુ [illegible]) ડૉ. બી[illegible] બુઝૌતી મનૌતી ચુકૌતી ભરૌતી [illegible] ચુનૌતી [illegible] દાખલા નોંધ્યા છે. ગુજરાતીમાં [illegible] મરાઠીમાં આવા શબ્દોમાં ચુકવટ [illegible] વત્–વતી પ્રત્યય તરફ ઢળે છે. એ[illegible]

---

૬૮. ડૉ. બીમ્સ : કોમ્પ : ૫ [illegible]

૬૯. બૃહદ્ વ્યાકરણ : પૃ. ૩૧૪

૭૦. ડૉ. ચેટર્જી પણ वर्त्तનો સંબંધ (=वट्ट) જેવા શબ્દોમાં પણ આ 'वर्त' [illegible] ડૉ. બીમ્સ [illegible] પ્રત્યય [illegible] Aryan Lang[illegible]

રૂપોમાંથી આની વ્યુત્પત્તિ સાધવાનું પણ કર્યું છે.[૭૧] समझावट અને समझूती વચ્ચે થોડો અર્થભેદ છે; પણ બંનેનાં મૂળ એક જણાય છે. તો એ 'आवृत्ति'-માંથી નિષ્પન્ન થાય. आउट्टि અને आउत्ति બેઉ અવતાર શક્ય છે.

### ૩. નામ ઉપરથી વિશેષણ બનાવનાર

નીચે આવતા પ્રત્યયો કે અનુગો નામનાં અંગોને લાગી વિશેષણ બનાવે છે:

(૧) आणी : [બંને સ્વર ઉપર ભાર]–સિંધી અને કચ્છી અસરે વંશવાચક આ પ્રત્યય અવટંકોમાં વ્યાપક છે. વેદથી ઉત્તરકાલીન બ્રાહ્મણગ્રંથોમાં आयन પ્રત્યય લાગી વંશનો અર્થ આપવામાં આવતો. काण्वायन दाक्षायण[૭૨] વગેરે શબ્દ જૂના છે. સંસ્કૃતમાં आयन અને आयनि[૭૩] બેઉ પ્રત્યય વિકસ્યા છે: दाक्षायण-णि, गार्ग्यायण-णि. પૂર્વજને બદલે સ્થાનના નામ ઉપરથી कापिशायन જેવા શબ્દ પ્રચારમાં આવેલા. આમાંનો आयनि શબ્દ વ્રાચડ અપભ્રંશમાં પરંપરાથી પ્રચલિત હશે તેણે સિંધીમાં आणी પ્રત્યય આપ્યો છે. હરકોઈ પૂર્વજના નામને લગાડી उदाणी जेताणी खेताणी अडवाणी कनकाणी भुपताणी જેવી અવટંકો આપણે ત્યાં જાણીતી થઈ છે.

(૨) आळु : [સ્વરભાર બેઉ સ્વર ઉપર]–છેક વેદકાળથી આ પ્રત્યય 'आलु' રૂપમાં ચાલુ છે. दयालु-दयाळु, कृपालु-ळु, तृपालु-ळु, निद्रालु-ळु, तन्द्रालु-ळु, ईर्ष्यालु-ळु વગેરે શબ્દોમાં જ મર્યાદિત છે. દ્વિશ્રુતિમધ્યગત ळનું જિહ્વામૂલીય ઉચ્ચારણ પશ્ચિમ અને દક્ષિણ ભારતમાં વ્યાપક છે. શુદ્ધ ગુજરાતી કર્મણિ અર્થમાં ઘરાળુ છે.

(૩) ई : [સ્વભાર અંત્ય સ્વર ઉપર]–સંસ્કૃતમાં इन् ईय અને इक ત્રણ પ્રત્યય સ્વામિત્વવાચક તેમજ સંબંધવાચક છે. સં. मालीમાં इन् છે; देशीयમાં ईय છે અને धनिकમાં इक (इन्+क) છે. નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં इन्ને આવતાં क પ્રકૃતિનું ઉમેરણ આવશ્યક બન્યું છે, કેમકે સ્વરભાર અંત ઉપર એ વિના જળવાતો નહોતો, તેથી इन्ના સ્થાને इक એવું પ્રત્યય-અંગ જ આવશ્યક બન્યું, તેથી धनिकની પરિસ્થિતિએ પરિસ્થિતિ ઊભી થઈ છે. વળી જેટલાને ईय લાગે

૭૧. એજન : પૃ. ૧૦૮–૧૦૯

૭૨. વ્હિટની : Sanskrit Gram. : પૃ. ૪૬૬
, પાલિ સાહિત્યમાં "आयन"નો બહોળો પ્રચાર છે; અને બૌદ્ધ ભિક્ષુઓનાં "आयन-" વાચક નામો જાણીતાં છે.

૭૩. बादरायण ઉપરથી इ લાગી પુત્રવાચક बादरायणि શબ્દ એ ઉત્તરોત્તર વિકાસ સૂચવે છે.

તે બધાને इन् તો લાગી જ શકે છે; તેથી પણ इक એવી એક જ પ્રત્યયવશતા નવ્ય ભારત-આર્ય ભાષાઓએ લેઈ છે. ગુજરાતીમાં માળી શબ્દ मालिकः > मालिओ >मालिउ >माळी, દેશી શબ્દ देशिकः >देसिओ >देसिउ >देसी-देशी; એ રીતે भारी डाभी मराठी गुजराती मारवाडी मेवाडी એ પ્રમાણે 'ને લગતું' એ અર્થમાં આ પ્રત્યય વ્યાપક બન્યો છે.

અરબી-ફારસી શબ્દોમાં પણ અરબી-ફારસીનો ई પ્રત્યય જાણીતો છે. ईरानी शहेरी फारसी हिंदी तुर्की अरबी વગેરે સેંકડો શબ્દ આ ईથી તૈયાર થયા છે.

(૪) इयुं : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર; इની લઘુપ્રયત્ન દશા ]–ઉપર 'ई'માં ईय અને इक પ્રત્યયનો ખ્યાલ આપ્યો છે જ; એ પ્રત્યયોમાંથી इयुं ગુજરાતીમાં ઊતરી આવ્યું છે. સ્વરભાર અંત્ય સ્વર ઉપર રહેતો હોઈ ईयकः, इककः[૭૪] એવી પ્રત્યય-પ્રકૃતિ આવશ્યક બને છે. घर्मिककम् >घम्मियअं >घम्मियउं >घामियउं >घामियुं; हारियुं, माळियुं વગેરે શબ્દો વિશેષણવાચક હતા તે તે તે સ્થાનવાચક કે તે તે પદાર્થવાચક થયા છે; પ્રકૃતિ વિશેષણની જ છે.

નરજાતિમાં इयो અને નાન્યતર જાતિમાં इयुं થાય છે; આ પ્રત્યયાંત વિશેષણોની નારીજાતિ इयाથી થાય છેઃ गामडियो छोकरो, गामडियुं माणस; પણ गामडिया स्त्री. બીજાં उકારાંત વિશેષણોથી इयुं પ્રત્યયની આ વિલક્ષણતા ધ્યાનમાં રાખવા જેવી છે.

(૫) ईलुं : [ સ્વરભાર બંને સ્વરો ઉપર ]–हठीलुं रंगीलुं मोझीलुं જેવા શબ્દોમાં દેખાતો આ પ્રત્યય પ્રાકૃતમાં વધુ વ્યાપક હતો. પિશલે સં. इल સાથે સંબંધ ધરાવતા इल्ल-इल्लअનાં विआरिल्ल सोहिल्ल धणइल्ल गुणिल्ल छाइल्ल जमइल्ल फंडिल्ल फीडइल्ल केसरिल्ली तूलिल्ल थलइल्ल णअुरिल्ल माणइल्ल राइल्ल लोहिल्ल हरिल्ली

૭૪. બીમ્સે ई इया વગેરે પ્રત્યયોની ચર્ચા આપી છે. એમણે इन्ના ईને पाठी तेवाडी-तिहारी केसरी વગેરેમાં સીધો સ્વીકાર્યો છે. જુઓ પૃ. ૮૪–૮૫. इया માટે ईय માન્યો છે ને મરાઠી યાનો इक સાથે સંબંધ ગણ્યો છે. સ્વરભાર આ બધામાં માત્ર इक પ્રત્યયને જ ઇષ્ટ ગણે છે. અંત્ય સ્વર ઉપર સ્વરભાર હોઈ 'क'નું ઉમેરણ તેમ અનિવાર્ય છે જેમ 'इ'ની હ્રસ્વતા માટે इक અનિવાર્ય છે.

ગુજરાતીમાં તત્સમનું ભાન કરાવે એવી રીતે 'कीय' અંગવાળો ईय તત્સમ પ્રત્યય આભાસસામ્યે પ્રચલિત છે. राजकीयના આભાસસામ્યે नाणाकीय मायाकीय શબ્દો છે જેમાં એકમાં દેશ્ય नाण-અંગ ને બીજામાં माया સં. અંગ છે. વિદેશી નામોને માત્ર સં. ईय પ્રત્યય લગાડી युरोपीय रशीय વગેરે તત્સમાભાસી રૂપ સાધવામાં આવે છે; બાકી સામાન્ય રીતે युरोपी रशी જેવાં અંગ પ્રયુક્ત થાય છે.

तणइल्ल कण्टइल्ल नियडिल्ल વગેરે સંખ્યાબંધ શબ્દ નોંધ્યા છે.[૭૫] સામાન્ય રીતે આ શબ્દોમાં मत्-वत् इन् इक વગેરે તદ્ધિત પ્રત્યયોના અર્થ સચવાયા છે. आदिल्लग पढमिल्ल उवरिल्ल अवरिल्ल वरिल्ल सव्वउवरिल्ल उत्तरिल्ल दाहिणिल्ल-दक्खिणिल्ल पुरत्थिमिल्ल उत्तर-पच्छत्थिमिल्ल मज्झिल्ल मज्झिमिल्ल हेट्ठिल्ल पुव्विल्ल पुरिल्ल આ શબ્દોમાં 'ને લગતું' એ અર્થમાં इल्ल જોવામાં આવે છે. रइल्लिअ-रजोयुक्तमां 'વાળું'નો અર્થ છે, તો आणिल्लियमां आनीत-ભૂત કૃદંત સ્પષ્ટ છે.

આ પૂર્વે, વિશિષ્ટ ભૂત કૃદંતની ચર્ચા વખતે आणिल्लियमां इल्लને આપણે જોયો છે કે જેણે વિશિષ્ટ યા દ્વિતીય ભૂત કૃદંતનો ल्लुं-ल પ્રત્યય આપણને આપ્યો છે. ઉપરના मत्-वत् इन् इक પ્રત્યયોનો અર્થ આપણને रंगीलुं हठीलुं मोझीलुंमां જોવામાં આવે છે. क्षोम ઉપરથી छोभीलुं પણ એ જ અર્થ આપે છે.[૭૬]

ઉપર સર્વનામોને તેમજ સ્થળનિર્દેશક વિશેષણોને પણ इल्ल લાગેલો છે અને 'ને લગતું' જેવો અર્થ આપે છે. આ અર્થમાં ગુજરાતીમાં લઘુપ્રયત્ન य સાચવી રાખતું लुं મળી આવ્યું છે. આપણે ત્યાં પ્રચલિત हेठलुं मांयलुं आगलुं पाछलुं[૭૭] વગેરેમાં આ પ્રત્યય છે. આનું સમાધાન 'સ્વાર્થે ल લાગ્યો છે' એવી રીતે થઈ ન શકે. ગુજરાતીમાં ઉચ્ચારણ 'ल' જ રહ્યું છે, એનો જિહ્વામૂલીય 'ळ' નથી થયો, તેથી એ તો સ્પષ્ટ જ છે કે એનો અવતાર બેવડા ल्ल ઉપરથી જ છે; અને પ્રાકૃતમાં इल्ल તરીકે એ છે જ. સંસ્કૃતમાં ग्रन्थिल-ग्रथिल અને शिथिलमां આ જ સંસ્કૃતીકરણ પામેલો इल છે. એ જ કારણે गहिल्ल અને ढिल्ल થઈ આપણે ત્યાં ઘેલું અને ઢીલું શબ્દ આવ્યા છે. पहेलुं-पेलुं ओल्युं-अल्युं छेल्लुं-छेलुंमां આ જ इल्ल છે.[૭૮]

---

૭૫. Grammatik der Prakrit-sprachen : પૃ. ૪૦૨

૭૬. बल्लल खडतल જેવા શબ્દોમાં इल्ल જ છે. वल्तेलु-खडतेलुनो જ એ વિકાસ છે.

૭૭. ડૉ. ટેસિટોરીએ इल्लउ પ્રત્યય નીચે आगिलउ छेहिलउ धुरिलउ पूर्विलउ बाहिरिलउ माहिलउ विचिलउ એ શબ્દો નોંધ્યા છે. જુઓ Notes on Gram. of Old West. Rajasthani : ખંડ ૧૪૪. એમણે ત્યાં ओलो અને पेलोની ચર્ચા આપી अवरिल्लः અને परिल्लः સાથે અનુક્રમે સંબંધ બતાવ્યો છે. આ બેઉ શબ્દમાં 'र'નો લોપ ઇષ્ટ મનાયો છે. 'દોઆબ'ના ઉત્તર પ્રદેશમાં उलि અને पलि પ્રયુક્ત થાય છે તેનો સંબંધ આ બેઉ શબ્દનો અનુક્રમે છે, છતાં रના લોપનું સમાધાન મળતું નથી. અપભ્રંશમાં अदसનું ओइ થાય છે તેને इल्ल થતાં ओइल्ल-અંગ સ્વાભાવિક રીતે જ મળી આવે એમ છે. પ્રત્યક્ષ માટે સંબોધનમાં कल्पा લક્ષ્યમાં લેવા જેવો છે.

૭૮. ગુજરાતીમાં घायल घुपेल फुलेल આ શબ્દોમાં પણ આ इल्ल જ છે.

પ્રથમ ભૂત કૃદંતના પ્રત્યય તનો લ થયાના પુરાવા છેક ભારત-યુરોપીય ભાષાપ્રકારમાં સમાવિષ્ટ થતી સ્લાવ ભાષાઓમાં છે એ વિશે આ પૂર્વે કહેવાયું છે. એને માત્ર સ્વાર્થ પ્રત્યય માનવા માટે તને ખોટો કરી લ ઉમેરવો પડે છે. इत+ल=इत्+ल=इल्ल. પરંતુ આવા વિકાસનાં સમાંતર ઉદાહરણ લભ્ય નથી. તેથી જ, આ પૂર્વે બતાવ્યું છે તે પ્રમાણે, કોઈ આર્યેતર સંસ્કાર આમાં મને તો લાગે છે, જ્યાં દ્રવિડી ભાષાઓમાં સાતમીના અનુગ તરીકે સ્થાનવાચક अल्लि કે इल्लिની સંભાવના છે. વૈદિક इर-इल જુદા જ સ્વરૂપના છે; અર્થથી તો મેળ ખાતો જ નથી.

(૬) <u>मन्त-वन्त</u> : [સ્વરભાર म-व ઉપર. ક્વચિત્ બેઉ સ્વર ઉપર સ્વરભાર સાથે मन्तुं-वन्तुं પણ પ્રયોજાય છે.]–સંસ્કૃત मत्-वत् પ્રત્યયનો જ આ પ્રાકૃત દ્વારા મળેલો સીધો અવતાર છે. સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે અમુક ઠેકાણે मत् અને નહિ તો वत् એ ભેદ ગુજરાતીમાં નથી રહ્યો અને સર્વત્ર 'वन्त' પ્રત્યય જ પ્રયુક્ત થાય છે; છતાં इकारांत શબ્દોમાં मन्त રહી જવા પામેલ છે: शक्तिमन्त बुद्धिमन्त धीमन्त श्रीमन्त વગેરે.

(૯) <u>वाळुं</u>: [સ્વરભાર બંને સ્વર ઉપર]–पाहुड दोहा (૧૨૨)માં 'धन्धवाल' =ધંધાવાળું, આ એક શબ્દ પ્રયોજાયેલો છે. વૈદિક અને સંસ્કૃતમાં આ જ અર્થનો 'आलु' પ્રત્યય જાણીતો છે: दयालु कृपालु વગેરે. આ બંનેના અર્થમાં કશો તાત્ત્વિક ભેદ જણાતો નથી. નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં वाला (વ્રજમાં वारो)–ગુજ. वाळोમાં મૂળમાં ल એકવડો છે, બેવડો નથી; તેથી જ ગુજરાતીમાં લનો ળ થયો છે. સં. गोपालकःમાં દ્વિશ્રુતિમધ્યગત प् નો व् થયે गोवालओ > गोवालउ > गोवाळो શબ્દ સિદ્ધ થાય તેમાં 'वाळो' पालक ઉપરથી આવ્યો છે. આ 'वाळो'નો સંબંધ આ અનુગ સાથે કાંઈ મેળવી શકાય ? આપણે ત્યાં धाराळो શબ્દ છે તે धारापालकः ઉપરથી સંભવિત છે, જેમાં प्નો લોપ જ થયો છે 'व्' થઈને. આજે 'वाळुं' અનુગ–હિંદીનો वाला અનુગ તે તે ભાષામાં નિરપવાદ સર્વત્ર લાગી શકે છે ને સ્વામિત્વવાચક કે સંબંધવાચક વિશેષણ બને છે. આ અનુગનો આરંભ મને તો घोटकपालकः > घोडअवालओ > घोडअवालउ > घोडावाळो જેવા સમાસાંત શબ્દોના આભાસસામ્યે પ્રચારમાં આવ્યો જણાય છે. 'पालक-रक्षक'નો જે અર્થ હતો તે માત્ર સ્વામિત્વદર્શક કે સંબંધદર્શક આવી રહ્યો. ગુજ.માં વધુ વિકસિત થઈ 'आळुं' અંગ પણ બન્યું છે: सांधावाळुं-सांधाळुं, दांतावाळुं-दांताळुं. આ आळुंમાં વૈદિક અને સંસ્કૃતના आलुનો કશો જ સંબંધ નથી.

### ૪ તુલનાદર્શક પ્રત્યય

(૧) એરું : [ બંને સ્વર ઉપર ભાર ]–અન્ય નવ્ય ભારત–આર્ય ભાષાઓની અપેક્ષાએ માત્ર ગુજરાતી ભાષાએ એક તુલનાદર્શક પ્રત્યય સ્વલ્પ વિશેષણોમાં સાચવી રાખ્યો છે; જેમકે ઘણેરું મોટેરું નાનેરું વહાલેરું આઘેરું ઓરેરું ટૂકડેરું. આમાં તુલનાનો સ્પષ્ટ અર્થ છે. આપણે ત્યાં વધુ ઉપરથી વધારે એ પણ એક એવું રૂપ છે જેમાં 'आर' અંગ તુલનાનો અર્થ આપે છે. આપણે ત્યાં अनेरुं શબ્દ ખૂબ વ્યાપક છે. આનો વિકાસ अन्यतरकम् > अन्नयरउं > अन्नइरउं > अनेरउं > अनेरूं > अनेरुं એ રીતે છે (આ વિશે છેક ૧૯૨૫માં મારા તરફથી ધ્યાન દોરવામાં આવ્યું હતું, 'ગુજરાતી વ્યાકરણનું દિગ્દર્શન' નામના મારા એક નિબંધમાં.) ડૉ. ત્ર્યંબકલાલ દવેએ આને સ્પષ્ટ તુલનાદર્શક ગણી घणेरउ झाझेरउ गाढेरउ अधिकेरउं हीणेरउं એ રૂપો પણ નોંધ્યાં છે.[૭૯] ગુજરાતીમાં તુલનાદર્શક અર્થ જરા શિથિલ થયો છે; પરિણામે શિષ્ટ ભાષામાં અંગ્રેજી moreની માફક વધારેથી એ ખોટ પૂરી કરવામાં આવે છે.

ડૉ. ટેસ્સિટોરી તુલનાદર્શક પ્રત્યય परउની નોંધ કરે છે તે આ परं અંગ છે. એમણે तर ઉપરથી વિકાસ બતાવ્યો છે.[૮૦]

### ૫. સ્વાર્થે કે લઘુતાવાચક પ્રત્યયો

આ જાતના પ્રત્યય છેક વૈદિક સમયથી પ્રચારમાં છે क અને ल આવા જૂનામાં જૂના પ્રત્યય છે. अन्तिक वल्हिक आण्डीक सूचिक उर्वारुक पकक द्विक त्रिक अष्टकमां સ્વાર્થે क છે તો अश्वक कनीनक कुमारक पादक पुत्रक राजक शकुन्तक વગેરેમાં લઘુતાવાચક क છે. शिक्षक-शिक्षिकामां આ कની જ સ્થિતિ છે. बहुल मधुल-मधूल भीमल्ल जीवल अश्लील એ વગેરે શબ્દોમાં ल લગભગ સ્વાર્થે જ છે. कની જેમ આની વ્યાપકતા તો નથી જ. પ્રાકૃતમાં અને પછી અપભ્રંશમાં ड उड्ड उल्ल વગેરે ઉમેરાયા છે. આ પરંપરા નવ્ય ભારત–આર્ય ભાષાઓમાં પણ ચાલુ રહી છે, અને क ल ड અનેકત્ર જોડાયા છે. આપણે અહીં ગુજરાતીમાં જે આવા પ્રત્યયોનો વિકાસ છે તે જોઈએ.

(૧) क : [ સ્વરભારવિહીન–લઘુપ્રયત્ન अ; સ્વરભાર પૂર્વ સ્વરમાં ]–સંસ્કૃતનો क તો દ્વિશ્રુતિમધ્યગત વ્યંજન તરીકે લુપ્ત થઈ સ્વરભાર અંત્ય સ્વરમાં નાખી લુપ્ત થયો છે. પ્રાકૃતમાં અને અપભ્રંશમાં એ જ કારણે એ લુપ્ત થયો છે અને એને સ્થાને ड ल વગેરે આવ્યા છે. મધ્યકાલીન ગુજરાતીમાં પણ એનાં ड–ल–

૭૯. A study of Guj Lang. : પૃ ૨૯–૩૦

૮૦. Notes on Gram of the Old West. Rajasthani : ખંડ ૭૯

વાળાં રૂપ જ રહ્યાં છે, પરંતુ અર્વાચીન ગુજરાતીમાં એ નવેસરથી પ્રવેશ પામ્યો છે. थोडुंक कोईक मझाक लगरीक जराक जरीक करतांक વગેરેની રીતે क જોવા મળે છે. સાર્વનામિક શબ્દોમાં પ્રશ્નાર્થવાચકમાંથી અનિશ્ચિતતાનો અર્થ પ્રયોજવાને આનો સવિશેષ ઉપયોગ છે; જેમકે क्यारेक,[८१] केटलुंक, केवडुंक, क्यांक. આ રીતે સંખ્યાવાચક વિશેષણોને प+क લાગી અનિશ્ચિત સંખ્યા થાય છે : बेक-बेपक त्रणेक चारेक दशेक વગેરે. આમાં 'प'નો પ્રક્ષેપ શા માટે થયો એ કહેવું મુશ્કેલ છે. कदाचमાં च છે તે તો સં. कदाचित् નો અર્વાચીન તદ્ભવ છે.[८२] વર્તમાન કૃદંતોમાં करतुंक ને–માં પણ આ क પ્રત્યય સ્વાર્થે જ છે.

(२) ड : [સ્વરભાર અંત્ય સ્વર ઉપર]–'ड' સ્વરૂપમાં, સામાન્ય રીતે અંતે સ્વરભાર સાચવવા આ પ્રત્યય પ્રાકૃત ભાષાઓમાં મોડેથી અપભ્રંશમાં ઠીક ઠીક પ્રચારમાં હતો. આ. હેમચંદ્રે અપભ્રંશનાં ઉલ્લિખિત ઉદાહરણોમાં આવાં સંખ્યાબંધ રૂપ સાચવી આપ્યાં છે. ડૉ. પિશલે कण्णडअ दीहअड दुखडअ देसड देसडअ दोसड माणुसड भारिअड मित्तड रण्णडअ रूअडअ हत्थडअ हिअड हिअडअ मणिअड એ શબ્દાંગ નોંધ્યાં છે. વળી णिद्दडी सुअवत्तडी गोरडी मुद्धडी मुंहडी मव्भीसडी-(मा भैषीः નું વિકૃત રૂપ) रत्तडी विभंतडी, धूलडिया આ નારીજાતિનાં સિદ્ધ રૂપ પણ તારવ્યાં છે.[८३] આચાર્ય હેમચંદ્રે अ-डड-डुल्लाः स्वार्थिक-क-लुक् च (સિ. હે. ૮–૪–૪૨૯)માં બતાવી योगजाश्चैषाम् (૪૩૦)થી આ સ્વાર્થ પ્રત્યયો એકમેકમાં ઉમેરાઈને પણ રૂપ આવ્યાનું જણાવ્યું છે. उल्ल ઉમેરાતાં बलुलडा. ગુજરાતીમાં ઊતરી આવેલાં સાર્વનામિક एवडुं जेवडुं केवडुं तेवडुं आवडुंમાં પણ આ સ્વાર્થે જ છે. અપભ્રંશમાં જ एत्तडय तेत्तडय तित्तडय एवड्ड પ્રચારમાં હતા.[८४] एवड्डु तेवड्डु વગેરે પણ હતાં, પણ એ ટકી રહ્યાં નથી. મધ્યકાલીન ગુજરાતીમાં તો 'ड'નો વ્યાપક પ્રયોગ મળે છે. ડૉ. ટેસ્સિટોરીએ कागडी गांठडी चामडउं बापुडउ माडी वातडी सुमिणडां मइलडउ रूडउ એ નોંધ્યાં પણ છે. 'ल'વાળાં कूखडली माडली बगलडउ આ એમણે આપ્યાં છે.[८५] 'ल'ના વિષયમાં પ્રવર્તતી લાક્ષણિકતા આ નીચે 'ल' નીચે આપીશ.

૮૧. ડૉ. ટેસ્સિટોરીએ एकथी विहारेकइ किहिवारइ-कइ बिहारिकिइ किहारिक्क किह्नारेक એ રૂપ અનિશ્ચિતાર્થનાં નોંધ્યાં છે જુઓ N. G. O W. R. ખંડ ૯૮–(૨).

૮૨. बोलकु टोलकुं तालकु વગેરેમાં આ क પ્રત્યય કોઈ અને કોઈ અર્થમાં–સ્વાર્થે કે લઘુતા બતાવવા પ્રયુક્ત છેઃ खोलकु हरणकु જેવા શબ્દ પણ પ્રચારમાં છે.

૮૩. પિશલ : Grammatik der Prakrit-sprachen : પૃ. ૪૦૫–૬

૮૪. જુઓ તગારે : Historical Gram. of Apabhrams'a : પૃ ૩૩૯.

૮૫. ડૉ. ટેસ્સિટોરી : N. G. O. W. R. ખંડ ૧૪૬

આમ લઘુતાવાચક 'ड' પ્રત્યય મધ્ય. ગુજરાતી દ્વારા અર્વાચીન ગુજ.માં આવ્યો છે[૮૬] અને કાંઈક સૌંદર્ય ને નાજૂકાઈનો અર્થ પણ એમાં ભળ્યો છે: मुखडुं आंखडी रमकडुं વગેરે શબ્દો.

આ 'ड'નું ઉચ્ચારણ સ્પષ્ટ મૂર્ધન્યતર છે. ડૉ. ટેસ્સિટોરી આ 'ड'નો સંબંધ પ્રેરકનાં રૂપોમાં आड પ્રત્યયમાં જે ड દેખાય છે તેની સાથે માને છે.[૮૭] આ વિશે યથાસ્થાન ચર્ચા થશે.

(૩) ल–લું : સંસ્કૃતમાં જૂના वहुल मधुल मधूल भीमल जीवल अम्लील वाचाल જેવા શબ્દોમાં એક 'ल' પ્રત્યય વેદકાળ જેટલો જૂનો છે. એ વિશેષણરૂપ જ રહ્યો છે.[૮૮] એક માત્ર वाचालમાં મૂળ અંગ નામ છે. વ્હિટની फेनिल वातुल અને मातुल શબ્દ નોંધે છે, પણ એનો ल તો इल અને उलनો કોઈ જુદો જ મને લાગે છે. આર્યેતર इल्ल उल्लनो એની સાથે સંબંધ છે. इल्ल વિશે તો આ પૂર્વે સૂચન આવી ગયું છે; उल्ल સ્વતંત્ર રીતે આપણે ત્યાં જાણીતો નથી. પ્રાકૃત અને અપભ્રંશમાં એ હતો.[૮૯] આમાંનો જે उल्ल છે તે પ્રાકૃત અને અપભ્રંશ દ્વારા આપણને મળ્યો છે. હેમચંદ્રે अ–डड–डुल्लाः स्वार्थिक–क्लुक् च (સિ. હે ૮–૪–૪૨૯)માં उल्ल આપ્યો છે તેના દાખલાઓમાં चुडुल्लउ–चूडलो જોવાથી આ સમજી શકાશે. ડૉ. પિશલે નોંધેલાં ઉદાહરણોમાં हत्थुल्ला=हाथलो,पाउलाई=पावलां એ उल्लनાં અને पक्कल्ल=पकलुं, अन्धल्ल=आंधळुं, नवल्ल=नवलुं[૮૯] આ अल्लનાં છે. એકમાત્ર 'आंधळुं'માં અસ્વાભાવિક રીતે लનો ळ થાય છે; બેવડો ल्ल હોવાથી ळ ન થવો જોઈયે છતાં. मोरुल्ल=मोरलो वहिणुल्ल=वहेनल આ એવાં અપભ્રંશકાલીન બે રૂપ છે.[૯૦]

---

૮૬. गर्दभमाथी गद्दह >*घधह >गधहमां ड ઉમેરાયે गधेडु–घधेडुं માત્ર સ્વાર્થે છે. ढोरडां छोरडां જેવામાં માત્ર લઘુતા યા તુચ્છતાનો અર્થ છે.

૮૭. ડૉ ટેસ્સિટોરી: N. G. O. W. R. ખંડ ૧૪૧–(૨), ૧૪૬

૮૮. વ્હિટની : Sanskrit Grammar : પૃ ૪૭૦–૭૧

૮૯. પિશલ : Grammatik der Prakrit–sprachen : પૃ ૪૦૩–૪

આ. હેમચંદ્રે ल्लो नवैकाद्वा (સિ હે. ૮–૨–૧૬૫)માં બેવડો ल नवन् અને एकने વિકલ્પે થવાનું વિધાન કર્યું જ છે. આણે આપણને नवलु અને एकलु શબ્દ આપ્યા છે. આ પૂર્વે એમણે (સૂ. ૧૫૩)માં मतने સ્થાને आलु इल उल्ल ल वन्त मन्त इत्त इर मण આદેશ બતાવ્યા છે.

૯૦. ડૉ તગારે : Historical Grammar of Apabhrams'a : પૃ.-૩૩૮

આંધળું થવામાં એક કારણ મને જણાયું છે. અપભ્રંશમાં અન્ધલય એવું એકવડા લનું ઉદાહરણ મળે છે.[૯૧] આમ એકવડા લની સ્થિતિમાં મધ્યકાલીન ભૂમિકામાં આવી રહેતાં જ લ્નો ળ્ થયો છે. અપભ્રંશમાં નવેસરથી એકવડા ડ્ની જેમ એકવડો લ્ ઉમેરાતો હશે, જેને કારણે પાતળું પૂતળી સૂતળી વગેરેમાં જિહ્વામૂલીય ળ આવ્યો છે.

સામાન્ય રીતે અંતે સ્વરભારવાળો લું પ્રત્યય હોય–એમ લ્ આવે છે; છતાં ફક્ત જેવામાં ક્વચિત્ અવિકારી અંગ પણ મળે છે. બાકી ડું પ્રત્યયની પૂર્વે લનું વધુ મૃદુતા–સ્નેહાલુતા વગેરેનો અર્થ આપવા ઉમેરણ કરવામાં આવે છે. આ. હેમચંદ્રે योगजाश्चैषाम् (સિ. હે. ૮–૪–૪૩૦)માં बाहुबहुल्लडामां આનો પ્રવેશ નોંધ્યો છે. ડૉ. ટેસ્સિટોરીએ નોંધેલાં ત્રણ ઉદાહરણ कूकडली माडली बगलडउमां પ્રથમનાં બેમાં ल અંતે છે જ્યારે છેલ્લા શબ્દમાં વચ્ચે છે. ઉચ્ચારણની દૃષ્ટિએ મૂર્ધન્યતર ड પછી લનું ઉચ્ચારણ કરવું મુશ્કેલ છે. એમાં ડમાં લઘુપ્રયત્ન અકાર આવતાં फडलुं–फल्लुं જેવી પરિસ્થિતિ થાય છે, તેથી જ અર્વાચીન ગુજરાતીમાં आंखडली નહિ, પણ आंखलडी એમ લનો પ્રવેશ ड પૂર્વે થાય છે. સૌરાષ્ટ્રમાં આમ છતાં ड પછી ल આવે પણ છે: फडलुं द्दांडलं चूडलो વગેરે. આ બધાં સ્થાનોમાં ત્યાં ड શુદ્ધ મૂર્ધન્ય ઉચ્ચરિત થાય છે, તો જ લઘુપ્રયત્ન અથી એ ઉચ્ચરિત થઈ શકે છે. મૂર્ધન્યતર ઉચ્ચારણ થતાં તો फल्लुं द्दांल्लुं એવાં જ ઉચ્ચારણ ગુજરાત તળપદમાં જાણીતાં છે. મધ્ય. ગુજ.નાં ડૉ. ટેસ્સિટોરીનાં ઉદાહરણોમાં તેથી कूखडली माडली વગેરેમાં ઉચ્ચારણ મૂર્ધન્યતર નહિ પણ મૂર્ધન્ય જ ડનું સંભવે છે.

ગુજરાતીમાં पाटलो पाटली खाटलो चांदलो–चांल्लो टचकलुं मृगलुं–मरघलुं नणदल વગેરેમાં उल्ल દ્વારા[૯૨] અને पांगळुं वांसळी आंधळुं पातळुं पूतळी सूतळी વગેરેમાં એકવડા ल દ્વારા આ પ્રત્યય વિકસિત થયો છે.

(૪) ट–टुं : [टમાં એની પહેલાંના સ્વર ઉપર ભાર, તો टुંમાં પ્રત્યયમાં દ્વૈતીયિક સ્વરભાર]–चोराट–चोरांट खुराट–खुरांट वचट વગેરેમાં ट જોવામાં આવે છે. આ ट સં. *वर्त >वट्ट >अट्ट >ट દ્વારા કદાચ સંભવે. वचटમાં એની શક્યતા છે, પણ સર્વત્ર આ સ્થિતિ નથી; માત્ર એ હીનાર્થ બતાવવા,

૯૧. જેજન : પૃ. ૩૪૧

૯૨. महल्ली चहूलो વગેરે શબ્દોમાં આ જ उल्ल છે.

પ્રયુક્ત થાય છે. चोरटो-चोलटो, भामरो, छाकटो, खाखटी જેવા શબ્દોમાં આ ट વિકારક છે.

(૫) वुं-वो : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–हळवुं लाडवो चाटवो भोटवो घाडवो टटवुं આ વગેરે શબ્દોમાં वुं-वो પ્રત્યય જોવામાં આવે છે. આમાં સં. उक એવું મૂળ દેખાય છે જેમાં કેટલીક વાર उ શબ્દાંતનો હોય છે અને એને સ્વાર્થે क લાગ્યો હોય છે. लघुक-लड्डुक વગેરેમાં આ સ્થિતિ છે; જ્યારે એના આભાસસામ્યે उव >अव પ્રકૃતિ ઊભી થઈ છે. પાછલા ચાર શબ્દોમાં એવો આગંતુક उ થયો છે, જેણે પછી ગુજરાતી લાક્ષણિકતાથી उवનું अव તરીકે રૂપ ધારણ કર્યું છે. रांढवुं વગેરેની આ જ પ્રકારે સિદ્ધિ છે.

૬. સંખ્યાવાચક વિશેષણોને લાગતા પ્રત્યય

ગુજરાતીને મળેલાં સંખ્યાવાચક વિશેષણો ઉપરથી સંખ્યાવૃત્તિવાચક તેમજ બીજા પણ વિશેષણ તેમજ નામ પણ બને છે. આપણે ત્યાં આપણા જ કહી શકાય તેવા નીચેના પ્રત્યય છે:

(૧) एक અથવા क : [ સ્વરભાર ए ઉપર ]–આ પૂર્વે બતાવ્યા મુજબ અનિશ્ચિત સંખ્યાનો ખ્યાલ આપવા एक પ્રત્યય-પ્રકૃતિ ઉમેરવામાં આવે છે; આમાંનો ए વિકલ્પે લોપ પણ પામે છે. વસ્તુસ્થિતિએ પ્રશ્નાર્થ સર્વનામોને અનિશ્ચિત સર્વનામ તરીકે બનાવવા વપરાતો क જ અહીં છે, જે રૂઢિથી વચ્ચે एને માગી લે છે.

(૨) कुं-को : [ સ્વરભાર અંત્યસ્વર ઉપર ]–સંખ્યાવાચક વિશેષણોને લગતાં નામ બનાવનાર આ પ્રત્યય चोक्कुं-चोकुंમાં છે. સં. चतुष्क >चउक्क >चउक >चोक દ્વારા 'क' પ્રકૃતિ સાંપડે છે. एक्कुं-एक्को-एकोમા તો एकની જ પ્રકૃતિ પ્રા. एक्क દ્વારા બચી ગઈ છે. षट्क >छक्क >छक પ્રાકૃત તત્સમની પરિસ્થિતિમાં છે. આના આભાસસામ્યે पांचीको दसको वीसको सैको-कुं વગેરે શબ્દ પ્રચલિત થયા છે.

સંબંધવાચક અર્થમાં સ્વાર્થે સં. कની પ્રકૃતિમાંથી उ દ્વારા (ક્વચિત્ अ થયે કે પૂર્વસવર્ણ થઈ ई પણ થયે) एकुं दु तरी-तेरी चोकुं पंचुं छक्कुं सत्तुं अठ्ठुं नहुं दसुं-दान (પાછલું રૂપ કેમ મળ્યું છે એ પકડી શકાતું નથી)–પછી બહુવચને अगियारां बारां तेरां चौदां વગેરે રૂપ પ્રચલિત છે.

(૩) मुं : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–સંખ્યાવૃત્તિવાચક વિશેષણો માટે સંસ્કૃતમાં म પ્રત્યય प्रथम आदिम पञ्चम सप्तम अष्टम नवम આટલા જ શબ્દોમાં

છે. આપણે પાંચમું સાતમું આઠમું નવમું દસમુંમાં આ રીતે મું મેળવ્યો છે. અંતે સ્વરભાર હોવાથી વિકારક અંગમાં આના આભાસસામ્યે પછી અગિયારમુંથી[૯૩] પછીની બધી સંખ્યાઓ અગિયારથી શરૂ થતીમાં સર્વત્ર આ 'મું' મેળવ્યો છે. પહેલું બીજું ત્રીજું ચોથું છઠ્ઠું એ પ્રાકૃત દ્વારા મળેલાં રૂપ છે; એમાં 'પ્રથ' અંગને इल्ल પ્રત્યય દ્વારા पिहिल्लअं >पिहिल्लउं >पिहिलउं >पेहेलुं >पहेलुं, શુદ્ધ સં. द्वितीय-तृतीयમાં बिइज्ज-तइज्ज દ્વારા બીજું-તીજું (ત્રીજું પણ), સં. चतुर्थनुं चउत्थ અંગ દ્વારા ચોથું, સં. षष्ठनुं छट्ठ અંગ દ્વારા છઠ્ઠું આ વિકાસ છે.

(૪) ગણું : [સ્વરભાર અંત્ય સ્વર ઉપર]–एकगणुं बेगणुं त्रणगणुं चारगणुं ચોગણું એ પ્રમાણે સં. गुणित ઉપરથી આવેલો આ શબ્દ અનુગરૂપ બની ગયો છે; પણ એની અસલ પ્રકૃતિ જાળવી રાખવા—ગુજરાતીમાં સામાન્ય રીતે એને જુદો જ લખવામાં આવે છે. કવચિત્ 'ઘણું' પણ હાલ લખાય છે. આ 'ઘણું'–'બહુ'ની પડછે ઊભું થયેલું ભ્રામક રૂપ છે. સંસ્કૃતમાં દ્વિગુણિત વગેરે શબ્દો પ્રચલિત છે. गमां અસ્વરિત ન થતાં હ્રસ્વ अ રહે છે.

(૫) મણું [સ્વરભાર અંત્ય સ્વર ઉપર] – द्विमानकम् >*विमाणअं >*विमाणउं >विमणउं >बमणूं >बमणुं એ એનો સ્વાભાવિક વિકાસ છે. સં मान= માપ–નો અર્થ આમાં સ્પષ્ટ છે. આમ गणुंની જેમ આ પણ નવો અનુગ જ 'मान' ઉપરથી ઊભો થયેલો છે; પણ गणुंમાં સામાસિક સ્વરૂપ વ્યક્ત છે, આમાં નષ્ટ છે, અને એથી ममां अ લઘુપ્રયત્ન થઈ ચૂક્યો છે. बमणुं અને तमणुं-त्रमणुं આ બે જ શબ્દસ્વરૂપ આપણને મળ્યાં છે.

(૬) વડું : [સ્વરભાર અંત્ય સ્વર ઉપર]–एकवडुं बेवडुं त्रेवडुं चोवडुं पांचवडुं આટલા જ શબ્દ આપણને મળ્યા છે. સં. पटनो वड દ્વારા આ વિકાસ આપણા સુધી આવ્યો છે. मणुंની જેમ જ वडुंમાં પણ 'व'નો अ લઘુપ્રયત્ન છે. સર્વનામોમાં આવતા एवडुं जेवडुं केवडुं तेवडुं आवडुंમાંના 'वडुं' સાથે મને આનો સંબંધ જણાતો નથી. એ વિશે યથાસ્થાને સૂચના થશે.

## ૭. સાર્વનામિક પ્રત્યયો

ગુજરાતીને આવી મળેલાં સર્વનામો ઉપરથી નવાં વિશેષણ, નામ, અવ્યયો વગેરે બને છે. છેક વેદકાળથી આ પ્રક્રિયા ચાલુ છે. જુદા જુદા પ્રત્યય લાગી આ શબ્દવિકાસ સધાય છે. આપણને અપભ્રંશ દ્વારા આવાં જે અંગ મળ્યાં છે

૯૩. भविसयत्तकहामां एयारहम રૂપ પ્રયુક્ત થયેલું આટલું જૂનું મળે જ છે. જુઓ ડો. ગુણે : એજન : પ્રસ્તા. પૃ ૨૪.

તેઓએ જૂના તેમજ નવા પ્રત્યય આપ્યા છે. આવા સાધિત શબ્દોની સિદ્ધિ અહીં જરા જોઈયે.

(૧) ઘું : [સ્વરભાર અંત્ય સ્વર ઉપર]–સાદૃશ્યાર્થક વિશેષણાત્મક આ 'ઘું' પ્રત્યય મધ્ય. ગુજ.માં નવો જ આવી મળ્યો છે, જ્યાં પહ્વઘઉં જેહ્વઘઉં તેહ્વઘઉં કેહ્વઘઉં આ વિકારક રૂપ વપરાયેલાં મળે છે. બાકી અપભ્રંશમાં તો આ. હેમચંદ્રે સૂચવ્યા પ્રમાણે यादृक्तादृक्कीदृगीदृशां दादेर्डेहः (સિ. હે. ૮–૪–૪૦૨) અને अतां डइसः (એજન સૂ. ૪૦૩)થી અનુક્રમે જેહુ–તેહુ અને जइसु तइसु વગેરે રૂપ મળી આવે છે. આમાંના પાછલાના ક્રમિક વિકાસમાં નીચે બતાવાશે તેવાં 'શું'પ્રત્યયવાળાં जशुं अशुं कशुं મળ્યાં છે. જેહુ–તેહુનાં જેહ્ઉં તેહ્ઉં પહ્ઉં કેહ્ઉં જેવાં રૂપ મધ્ય. ગુજ.માં પ્રયોજાયાં છે. આમાંથી જેહ્વઘઉં તેહ્વઘઉં વગેરેનો મને વિકાસ લાગે છે. જેહુ–તેહુ શુદ્ધ સાર્વનામિક રૂપોની સાથે ગોટાળો ટાળવાને 'વ'નો પ્રક્ષેપ થયો જણાય છે. સંસ્કૃતમાં સાદૃશ્ય બતાવનાર वत् પ્રત્યયની પડછે આ નવાં રૂપ ઊભાં થયાં હોય તોપણ સંભવિત છે. સંસ્કૃતમાં માપ બતાવવાને यावत् तावत् एतावत् कियत् અંગ જાણીતાં છે તેમાંના વની ઉપરના 'व'ની સાથે એકતા સિદ્ધ કરી શકાય ખરી? આ પાછલા 'व'નો વિસ્તાર તો जेवडुं तेवडुं एवडुं-आवडुं केवडुं એ રૂપોમાં છે. આ વિશે વિશેષ નીચે.

ડૉ. ટેસ્સિટોરીએ જેહ્વઘઉં વગેરેને જેહુનાં સબળ રૂપ કહ્યાં છે.[૯૪] શું ખરેખર જેહુને સબળ કરવા મધ્ય.ગુજ.માં જેહ્વઉં થયું હશે?

સંસ્કૃતમાં यथा–तथा–कथं વગેરેનાં પ્રાકૃતમાં जह तह किह સ્વાભાવિક રૂપ તથા પ્રાચીન जघ तघ किघ–इह इघ વ્યાપક છે; એમાં અપભ્રંશમાં આ. હેમચંદ્રના બતાવ્યા પ્રમાણે कथं-यथा-तथां थादेरेमेमेहेधा डितः (સિ. હે. ૮–૪–૪૦૧)થી પ્રત્યેકનાં केम किम किह किध એમ ચાર ચાર રૂપ પ્રચલિત હતાં. આમાંથી केम–किमનાં केवँ किवँ એવાં વૈકલ્પિક સાનુનાસિક રૂપ પણ પ્રચારમાં હતાં. આ રૂપ यद्वत् तद्वत्[૯૫] વગેરે ઉપરથી આવ્યાં હોય એમ કહી શકાય. અપભ્રંશમાં સાનુનાસિક वँ અને मની સરખી કીમત છે: कमल કે कवँल, भमर કે भवँर. આ બેઉ ઉચ્ચારણ એ યુગમાં પ્રચલિત હતાં. મને એમ લાગે છે–આ वत् પ્રત્યયનો કોઈ પણ યોગે વિકાસ केम–किम વગેરેમાં

૯૪. ડૉ. ટેસ્સિટોરી : N. G. O. W. R. ખંડ ૯૪–(૨)

૯૫. અપભ્રંશમાં यावद्–तावद् અવ્યય રૂપોનાં जाम–जावँ ताम–तावँ વગેરે રૂપોમાં वँ ને म આવ્યા છે (સિ. હે. ૮–૪–૪૦૬). આનો જ વધુ વિકાસ વિકલ્પે થતો जेवड–तेवड–પછીના સૂત્રમાં નોંધાયેલ છે; પણ એ વિશેષણાત્મક જ પ્રચલિત થયો છે.

છે. આપણે પાંચમું સાતમું આઠમું નવમું દસમુંમાં આ રીતે મું મેળવ્યો છે. અંતે સ્વરભાર હોવાથી વિકારક અંગમાં આના આભાસસામ્યે પછી અગિયારમુંથી[૯૩] પછીની બધી સંખ્યાઓ અગિયારથી શરૂ થતીમાં સર્વત્ર આ 'મું' મેળવ્યો છે. પહેલું બીજું ત્રીજું ચોથું છઠ્ઠું એ પ્રાકૃત દ્વારા મળેલાં રૂપ છે; એમાં 'प्रथ' અંગને इल्ल પ્રત્યય દ્વારા पिहिल्लअं >पिहिल्लउं >पिहिलउं >पेहेलुं >पहेलुं, શુદ્ધ સં. द्वितीय-तृतीयમાં विइज्ज-तइज्ज દ્વારા बीजुं-तीजुं (त्रीजुं પણ), સં. चतुर्थनुं चउत्थ અંગ દ્વારા चोथुं, સં. षष्ठनुं छट्ठ અંગ દ્વારા छठ्ठुं આ વિકાસ છે.

(૪) ગણું : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–एकगणुं बेगणुं त्रणगणुं चारगणुं चोगणुं એ પ્રમાણે સં. गुणित ઉપરથી આવેલો આ શબ્દ અનુગરૂપ બની ગયો છે; પણ એની અસલ પ્રકૃતિ જાળવી રાખવા–ગુજરાતીમાં સામાન્ય રીતે એને જુદો જ લખવામાં આવે છે. કવચિત્ 'घणुं' પણ હાલ લખાય છે. આ 'घणुं'–'બહુ'ની પડછે ઊભું થયેલું ભ્રામક રૂપ છે. સંસ્કૃતમાં દ્વિગુણિત વગેરે શબ્દો પ્રચલિત છે. गमां અસ્વરિત ન થતાં હ્રસ્વ अ રહે છે.

(૫) મણું [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ] – द्विमानकम् >*विमाणअं > *विमाणउं >विमणउं >बमणूं >बमणुं એ એનો સ્વાભાવિક વિકાસ છે. સં मान= માપ–નો અર્થ આમાં સ્પષ્ટ છે. આમ ગણુંની જેમ આ પણ નવો અનુગ જ 'मान' ઉપરથી ઊભો થયેલો છે; પણ ગણુંમાં સામાસિક સ્વરૂપ વ્યક્ત છે, આમાં નષ્ટ છે, અને એથી ममां अ લઘુપ્રયત્ન થઈ ચૂકયો છે. बमणुं અને तमणुं-त्रमणुं આ બે જ શબ્દસ્વરૂપ આપણને મળ્યાં છે.

(૬) વડું : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–एकवडुं बेवडुं त्रेवडुं चोवडुं पांचवडुं આટલા જ શબ્દ આપણને મળ્યા છે. સં. पटનો वड દ્વારા આ વિકાસ આપણા સુધી આવ્યો છે. मणुंની જેમ જ वडुंમાં પણ 'व'નો अ લઘુપ્રયત્ન છે. સર્વનામોમાં આવતા पवडुं जेवडुं केवडुं तेवडुं आवडुंમાંના 'वडुं' સાથે મને આનો સંબંધ જણાતો નથી. એ વિશે યથાસ્થાને સૂચના થશે.

## ૭. સાર્વનામિક પ્રત્યયો

ગુજરાતીને આવી મળેલાં સર્વનામો ઉપરથી નવાં વિશેષણ, નામ, અવ્યયો વગેરે બને છે. છેક વેદકાળથી આ પ્રક્રિયા ચાલુ છે. જુદા જુદા પ્રત્યય લાગી આ શબ્દવિકાસ સધાય છે. આપણને અપભ્રંશ દ્વારા આવાં જે અંગ મળ્યાં છે

૯૩. भविसयत्तकहामां एयारहम રૂપ પ્રયુક્ત થયેલું આટલું જૂનું મળે જ છે. જુઓ ડો. ગુણે : એજન : પ્રસ્તા. પૃ. ૨૪.

તેઓએ જૂના તેમજ નવા પ્રત્યય આપ્યા છે. આવા સાધિત શબ્દોની સિદ્ધિ અહીં જરા જોઈયે.

(૧) ‌વું : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–સાદૃશ્યાર્થક વિશેષણાત્મક આ 'વું' પ્રત્યય મધ્ય. ગુજ.માં નવો જ આવી મળ્યો છે, જ્યાં एहवउं जेहवउं तेहवउं केहवउं આ વિકારક રૂપ વપરાયેલાં મળે છે. બાકી અપભ્રંશમાં તો આ. હેમચંદ્રે સૂચવ્યા પ્રમાણે *यादृक्तादृक्कीदृगीदृशां दादेर्डेहः* ( સિ. હે. ૮–૪–૪૦૨ ) અને અતાં ड्इसः ( એજન સૂ. ૪૦૩ )થી અનુક્રમે जेहु–तेहु અને जइसु तइसु વગેરે રૂપ મળી આવે છે. આમાંના પાછલાના ક્રમિક વિકાસમાં નીચે બતાવાશે તેવાં 'શું'પ્રત્યયવાળાં जशुं अशुं कशुं મળ્યાં છે. जेहु–तेहुનાં जेहउं तेहउं एहउं केहउं જેવાં રૂપ મધ્ય. ગુજ.માં પ્રયોજાયાં છે. આમાંથી जेहवउं तेहवउं વગેરેનો મને વિકાસ લાગે છે. जेहु–तेहु શુદ્ધ સાર્વનામિક રૂપોની સાથે ગોટાળો ટાળવાને 'व'નો પ્રક્ષેપ થયો જણાય છે. સંસ્કૃતમાં સાદૃશ્ય બતાવનાર वत् પ્રત્યયની પડછે આ નવાં રૂપ ઊભાં થયાં હોય તોપણ સંભવિત છે. સંસ્કૃતમાં માપ બતાવવાને यावत् तावत् एतावत् कियत् અંગ જાણીતાં છે તેમાંના वनी ઉપરના 'व'ની સાથે એકતા સિદ્ધ કરી શકાય ખરી? આ પાછલા 'व'નો વિસ્તાર તો जेवडुं तेवडुं एवडुं-आवडुं केवडुं એ રૂપોમાં છે. આ વિશે વિશેષ નીચે.

ડૉ. ટેસ્સિટોરીએ जेहवउं વગેરેને जेहुનાં સબળ રૂપ કહ્યાં છે.[૯૪] શું ખરેખર जेहुને સબળ કરવા મધ્ય.ગુજ.માં जेहवउं થયું હશે?

સંસ્કૃતમાં यथा–तथा–कथं વગેરેનાં પ્રાકૃતમાં जह तह किह સ્વાભાવિક રૂપ તથા પ્રાચીન जध तध किध–इह इध વ્યાપક છે; એમાં અપભ્રંશમાં આ. હેમચંદ્રના બતાવ્યા પ્રમાણે कथं–यथा–तथां थादेरेमेमेहेधा डितः ( સિ. હે. ૮–૪–૪૦૧ )થી પ્રત્યેકનાં केम किम किह किध એમ ચાર ચાર રૂપ પ્રચલિત હતાં. આમાંથી केम–किमનાં केवँ किवँ એવાં વૈકલ્પિક સાનુનાસિક રૂપ પણ પ્રચારમાં હતાં. આ રૂપ यद्वत् तद्वत्[૯૫] વગેરે ઉપરથી આવ્યાં હોય એમ કહી શકાય. અપભ્રંશમાં સાનુનાસિક वँ અને मની સરખી કીમત છે: कमल કે कवँल, भमर કે भवँर. આ બેઉ ઉચ્ચારણ એ યુગમાં પ્રચલિત હતાં. મને એમ લાગે છે–આ वत् પ્રત્યયનો કોઈ પણ યોગે વિકાસ केम–किम વગેરેમાં

૯૪. ડૉ. ટેસ્સિટોરી : N. G. O. W. R. ખંડ ૯૪–(૨)

૯૫. અપભ્રંશમાં यावत्–तावत् અવ્યય રૂપોના जाम–जावँ ताम–तावँ વગેરે રૂપોમાં वँ ને म આવ્યા છે ( સિ. હે ૮–૪–૪૦૬ ). આનો જ વધુ વિકાસ વિકલ્પે થતો जेवउ–तेवउ–પછીના સૂત્રમાં નોંધાયેલ છે; પણ એ વિશેષણાત્મક જ પ્રચલિત થયો છે.

બેવડો થયો. એને પરિણામે जेत्तिय जेत्तिल जेत्तुल રૂપ પ્રચારમાં આવ્યાં. અપભ્રંશમાં પ્રયુક્ત जेत्तुल વગેરેમાં ल એકવડો છે, છતાં ગુજરાતીમાં આવતાં लનો ळ સર્વથા નથી થતો, તેથી જ उल्ल સ્વાર્થ પ્રત્યયની આમાં પૂર્ણ સંભાવના છે.

મધ્ય. ગુજ.માં पतउं जेतउं तेतउं केतउं રૂપ એક બાજુ પ્રયોજાયાં છે તો બીજી બાજુ पतलउं जेतलउं तेतलउ केतलउ રૂપ પણ પ્રયોજાયાં છે. મધ્યકાલીન ગુજરાતીના અંત સાથે 'त'નું 'ट'માં પરિવર્તન થઈ 'टलुं' પ્રત્યય આવી રહ્યો છે. અર્થ માપવાચક બન્યો છે. સં.માં માપ અને કદ બેઉનો અર્થ હતો. આપણે ત્યાં 'કદ'ના અર્થને માટે 'वडुं' ઊભો થયો. 'आटलुं' શબ્દ जेटलुं વગેરેના આભાસસામ્યે છેક છેલ્લી સદીમાં–વિક્રમનીમાં–ઊભો થયો છે.

(૪) <u>वड्ड</u> : [સ્વરભાર અંત્ય સ્વર ઉપર]–અપભ્રંશમાં 'पवड' પ્રત્યય જોવામાં આવે છે.[૧૦૧] जेवडु अन्तरु रावण रामहं तेवडु अन्तरु पट्टण गामहं ॥ પક્ષે जेत्तुलो तेत्तुलो વગેરે આ. હેમચંદ્રે આપી पवड અને पत्तुलની સમાનાર્થતા બતાવી છે; આજે ગુજરાતીમાં બંનેના અર્થમાં અંતર પડી ગયું છે. આ 'वड्डुं'-ના મૂળમાં રહેલા 'पवड'નો વિકાસ કેવી રીતે થયો હશે? પિશલ *अयवद्र એવા પ્રત્યયની સંભાવના કરે છે. જૈન મહારાષ્ટ્રીમાં पवड्ड અને માગધીમાં पवड्डे રૂપ પ્રયુક્ત થયાં પિશલે બતાવ્યાં છે[૧૦૨] આ બે રૂપોને માટે 'वद्र'ની જરૂર નથી લાગતી, वृद्धથી ચાલી શકે એમ છે. પણ આ બંને શબ્દો સુધી જવાની આવશ્યકતા નથી यावत्-तावत्માં પડેલા वत् પ્રત્યયને સ્વાર્થે डથી वड्ड અને બંનેની શક્યતા રહેલી છે. અપભ્રંશમાં એકવડો ड હોઈ આપણે ત્યાં તર 'ड' આ वड्डं પ્રત્યયાંગમાં આવ્યો છે. ઉપર જેમ 'आटलु' આવ્યો રીતે [illegible]સસામ્યે 'आवडुं' પણ આવ્યો છે.

થયો અને એણે આ અવ્યયાત્મક સાદૃશ્યાર્થમાંથી વિશેષણાત્મક સાદૃશ્યમાં પલટો લીધો.

(૨) શું : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–કવિતામાં જશું તશું અશું અને તળગુજરાતમાં પ્રચલિત નિત્યની ભાષામાં કશું પ્રચલિત છે તેમાં આ 'શું' પ્રત્યય આવી રહ્યો છે. असउं-इसउं जिसउं तिसउं किसउं એ વગેરે રૂપો–इसिउं जिसिउं तिसिउं किसिउं[૯૬] એ રીતે પણ પ્રયોજાયેલાં મધ્ય. ગુજ.માં મળે છે. यादृश-तादृश વગેરેમાંના दृश અકારાંતનો परिस-इरिस એવો વિકાર પ્રાકૃતમાં હતો જ.[૯૭] અપભ્રંશમાં આ. હેમચંદ્રે अतां डइसः (સિ. હે. ૮–૪–૪૦૩)થી अइस એવો વિકાર આને માટે જણાવ્યો છે. जइसु तइसु कइसु આમ આપણને મળ્યાં. તાલવ્ય સ્વરના યોગે પછી અર્વા. ગુજ.માં તાલવ્ય श મળ્યો છે. લોકબોલીમાં કશું તળગુજરાતમાં અનિશ્ચિત સાર્વનામ તરીકે આવી મળ્યું છે, જ્યારે સ્વરભારવિહીન कના લોપે શું પ્રશ્નાર્થક સર્વનામના સ્વરૂપમાં આવી રહ્યું છે.

(૩) ટલું : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર; 'ट'માંનો 'अ' લઘુપ્રયત્ન ]– જેટલું તેટલું પટલું–આટલું કેટલુંમાં આ ટલું પ્રત્યય આવી રહ્યો છે. પ્રાકૃતમાં जेत्तिअ–जित्तिअ तेत्तिअ पत्तिअ–इत्तिअ केत्तिअ આ સાર્વનામિક વિશેષણોમાં–त्तिअ પ્રત્યય જોવામાં આવે છે.[૯૮] અપભ્રંશમાં पत्तुल પ્રત્યય થાય છે.[૯૯] આ રૂપોમાંના पत्त અંગની સિદ્ધિ પિશલ अयत्य અંગથી સાધે છે.[૧૦૦] આપણી પાસે સંસ્કૃત શબ્દ इयत्–कियत्માં 'इयत्' પ્રત્યય જોવામાં આવે છે. આમાંથી अयत्य–इयत्यની સંભાવના કરવા अयत्तिय–इयत्तिय એમ કરવું આવશ્યક બન્યું છે, કેમકે એમ ન કરે તો त्यनो વ્યાપક च्च થાય. મને એમ લાગે છે કે આમ સ્વરભક્તિ કરવાને બદલે इय इल्ल उल्ल સ્વાર્થ પ્રત્યયોનું સ્વરભારને કારણે એક બાજુ ઉમેરણ થયું અને બીજી બાજુ માત્રામાનના સિદ્ધાંત પ્રમાણે त्

૯૬. ડૉ. ટેસિટોરી : N. G. O. W. R. ખંડ ૯૪–(૧)

૯૭ પિશલ : ખંડ ૮૧–૧૨૧

૯૮. આ. હેમચંદ્રે તો यावत् तावत् एतावत्–ને इत्तिअ एत्तिअ અને इदम्–किम्ના इयत्–कियत्ને एत्तिअ રૂપ થવાનું કહ્યું છે; ઉપરાંત एत्तिल–एद्दह પણ यत्तदेतदोतोरित्तिअ एतल्लुक् च અને इद–किमश्च डेत्तिअ–डेत्तिल–डेद्दहाः (સિ. હે. ૮–૨–૧૫૬,૧૫૭)

૯૯. अतोर्डेत्तुलः (સિ. હે. ૮–૪–૪૩૫) થી इद–किं–यद्–तद्–एतद्ને ઉપરના વત્‌વાળાંમાં एत्तुल આદેશ इत्तिअ વગેરેને સ્થાને વ્યાપક થયો હતો.

૧૦૦. પિશલ : Grammatik der Prakrit-sprachen : ખંડ ૧૫૩ મો. પરંતુ ડૉ. તગારે *–तिक< –तादृक રૂપની સંભાવના કરી *अयत्–तिकमांથી एत्तिअ સાધે છે. જુઓ Historical Gram. of Apabhrams'a : પૃ. ૩૩૯.

બેવડો થયો. એને પરિણામે जेत्तिय जेत्तिल जेत्तुल રૂપ પ્રચારમાં આવ્યાં. અપભ્રંશમાં પ્રયુક્ત जेत्तुल વગેરેમાં ल એકવડો છે, છતાં ગુજરાતીમાં આવતાં लનો ळ સર્વથા નથી થતો, તેથી જ उल्ल સ્વાર્થ પ્રત્યયની આમાં પૂર્ણ સંભાવના છે.

મધ્ય. ગુજ.માં पतउं जेतउं तेतउं केतउं રૂપ એક બાજુ પ્રયોજાયાં છે તો બીજી બાજુ पतलउं जेतलउं तेतलउं केतलउं રૂપ પણ પ્રયોજાયાં છે. મધ્યકાલીન ગુજરાતીના અંત સાથે 'त'નું 'ट'માં પરિવર્તન થઈ 'टलुं' પ્રત્યય આવી રહ્યો છે. અર્થ માપવાચક બન્યો છે. સં.માં માપ અને કદ બેઉનો અર્થ હતો. આપણે ત્યાં 'કદ'ના અર્થને માટે 'वडुं' ઊભો થયો. 'आटलुं' શબ્દ जेटलुं વગેરેના આભાસસામ્યે છેક છેલ્લી સદીમાં–વિક્રમનીમાં–ઊભો થયો છે.

(૪) वडुं : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–અપભ્રંશમાં 'पवड' પ્રત્યય જોવામાં આવે છે.[101] जेवडु अन्तरु रावण रामहं तेवडु अन्तरु पट्टण गामहं ॥ પક્ષે जेत्तुलो तेत्तुलो વગેરે આ. હેમચંદ્રે આપી एवड અને एत्तुलની સમાનાર્થતા બતાવી છે; આજે ગુજરાતીમાં બંનેના અર્થમાં અંતર પડી ગયું છે. આ 'वडुं'-ના મૂળમાં રહેલા 'एवड'નો વિકાસ કેવી રીતે થયો હશે? પિશલ *अयवद्र એવા પ્રત્યયની સંભાવના કરે છે. જૈન મહારાષ્ટ્રીમાં एवडु અને માગધીમાં एवड्ढे રૂપ પ્રયુક્ત થયાં પિશલે બતાવ્યાં છે.[102] આ બે રૂપોને માટે 'वद्र'ની જરૂર નથી લાગતી, वृद्धथी ચાલી શકે એમ છે. પણ આ બંને શબ્દો સુધી જવાની આવશ્યકતા નથી. यावत्-तावत्માં પડેલા वत् પ્રત્યયને સ્વાર્થે डથી वड्ड અને वड બંનેની શકયતા રહેલી છે. અપભ્રંશમાં એકવડો ड હોઈ આપણે ત્યાં મૂર્ધન્યતર 'ड' આ वडुं પ્રત્યયાંગમાં આવ્યો છે. ઉપર જેમ 'आटलुं' આવ્યો છે તે જ રીતે આભાસસામ્યે 'आवडुं' પણ આવ્યો છે.

(૫) यां : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર ]–ગુજરાતીમાં ज्यां क्यां त्यां (न्यां) अहियां આ રૂપોમાં આપણને यां પ્રત્યય આવી મળ્યો છે. સર્વનામોને એક हां પ્રત્યય થવાનું આ. હેમચંદ્ર વિધાન કરે છે. એમણે सर्वादेर्डसेर्हां (સિ. હે. ૮–૪–૩૫૫)માં પાંચમી વિભક્તિના એકવચનના પ્રત્યયનો हां આદેશ બતાવ્યો છે એમણે આપેલાં ઉદાહરણોમાં जहां होन्तउ-तहां होन्तउ-कहां होन्तउ-

---

૧૦૧. वा यत्तदोतोर्डेवडः ( સિ. હે ૮૪–૪૦૭ ) અને वेदं-किमोर्यादेः (૪૦૮) સૂત્રોમાં यावत्_तावत्–વગેરેને एवड પ્રત્યય થયો બતાવાયો છે.

૧૦૨. પિશલ : ખંડ ૪૩૪. ડો. ટેસ્સિટોરી પણ એનું જ અનુસરણ કરે છે. ડો. તગારે 'वद्र' સ્વીકારી લે છે.

જ્યાંથી–ત્યાંથી–કયાંથી એ અર્થનાં આપ્યાં છે. સાતમી વિભક્તિમાં તો આ સર્વનામોમાં ' हिं ' પ્રત્યય જ કહ્યો છે (સૂ. ૩૫૭). વૈદિક સંસ્કૃતમાં સાતમીના અર્થમાં અવ્યયાત્મક પ્રત્યય ' घ ' હતો–જેનો એકમાત્ર અવશેષ વૈદિક રૂપ સાથોસાથ પ્રાકૃતીભૂત इह રૂપ પણ વેદકાળથી પ્રચલિત હતું. આ અર્થમાં अत्र यत्र तत्र कुत्र વગેરે त्रવાળાં રૂપ ભારત–પારસીક સમયમાં વ્યાપક થઈ ચૂક્યાં હતાં, તેથી જ અવસ્તાની ભાષામાં यथ्र વગેરે, તો પ્રાકૃત ભાષાઓમાં एत्थ जत्थ तत्थ વ્યાપક હતાં; સાથોસાથ પ્રાકૃતોમાં इघ जिघ तिघ किघ રૂપો પણ જાણીતાં હતાં. અપભ્રંશમાં यथा तथा कथम्નાં जह–जिह तह–तिह कह–किह રૂપોમાં इघ વગેરેના આભાસસામ્યે ' इ ' પેઠો હતો. પ્રાકૃતમાં આ. હેમચંદ્રે त्रपो हि–ह–त्थाः (સિ. હે. ૮–૨–૧૬૧) સૂત્રમાં त्रને સ્થાને हि ह ને त्थ ત્રણેનું વૈકલ્પિક વિધાન કર્યું છે, પણ ત્યાં ' इ'ના પ્રક્ષેપ વિશે કશું નથી. પરંતુ इघ –इहના આભાસસામ્યે ' इ ' બીજાં સર્વનામોના અંગમાં પણ પેઠો છે, જેણે આપણને जिह तिह किह રૂપોની ભેટ આપી. પાંચમીના પ્રત્યય તરીકે નોંધાયેલો ' हां ' મને તો આ जिह तिह किह इहનો કોઈ વિશિષ્ટ વિકાસ છે.[૧૦૩] ભરતેશ્વર બાહુબલિ રાસ (સં. ૧૨૪૧)ની રચના જેટલા જૂના સમયમાં तहिं तित्थु तिहां जहिं जित्थु રૂપ પ્રયુક્ત થયાં છે. આમાંના तिहां રૂપે ' ह्'ના પૂર્વ તરફ જવાની સાથે લઘુપ્રયત્ન ' य्'ના ક્ષેપથી *त्हियां રૂપ આવે. આ ' इ 'કાર પણ લઘુપ્રયત્ન જ હોઈ લેખનમાં આજે त्यहां–त्यां આવી રહ્યું છે. એ પ્રમાણે ज्यहां–ज्यां અને क्यहां–क्यां.[૧૦૪] સૌરાષ્ટ્રમાં त्यांને સ્થાને न्यां રૂપ પ્રયોજાય છે. મૂળમાં इकार લઘુપ્રયત્ન છે તેની ખાતરી આપનારું રૂપ अहियां. કવિતામાં વપરાતું हां રૂપ એ આનું જ લઘુ રૂપ છે. इहांનો આ

---

૧૦૩. ડૉ. ટેસ્સિટોરી એને સર્વનામોમાં પાંચમી–એકવચનના પ્રત્યય स्मात्માંથી >म्हा દ્વારા આવ્યાનું વિધાન કરે છે. જુઓ ખંડ ૯૮–(૧). પાલિમાં यस्मा–यम्हा બેઉ રૂપ મળે છે (ગાયગર: પૃ. ૧૪૮ વગેરે), તો પ્રાકૃતમાં પણ कम्हा जम्हा तम्हा છે (ङसेर्म्हा સિ. હે. ૮–૩–૬૬ થી). આનું અનુસરણ કરી અપભ્રંશમાં આ. હેમચંદ્રે हां કહ્યો છે (सर्वादेङसेर्हां– સિ. હે. ૮–૪–૩૫૫). અપભ્રંશમાં અન્યત્ર પાંચમીનો શુદ્ધ પ્રયોગ નથી, તેથી એ પાંચમીનો નહિ, પણ આભાસસામ્યે સાતમીના आम्થી ઊભો થયો હોય.

૧૦૪. મધ્ય. ગુજ.માં અને પછી जांहां तांहां कांहां आंहां એવાં એકશ્રુત્યાત્મક રૂપ પણ લખાતાં હતાં. આનો અવશેષ સુરતી બોલીમાં जां तां कां आंमां સચવાયો છે.

હિંદી અને વ્રજભાષામાં जहां कहां वहां यहां એવાં રૂપ પ્રચલિત રહ્યાં છે, ત્યારે મારવાડીમાં कुठे जिठे तिठे अठे એ 'त्थ'નાં વિકસિત રૂપ જ પ્રયુક્ત થયાં છે. મધ્ય ગુજ.માં एयउं जेवउं વગેરે પ્રયુક્ત હતાં. જુઓ ડૉ. ટેસ્સિટોરી : N. G. O. W. R. ખંડ ૯૫.

લાક્ષણિક વિકાસ-અપભ્રંશના સાતમી એકવચનના अहिंનો વિકાસ હોય એમ લાગે છે. હિંદીમાં यहां-वहीं છે-એને બદલે સૌરાષ્ટ્રમાં वां પ્રયોજાય છે. સૌરાષ્ટ્રના નાગરોમાં આ 'उवां' તરીકે પ્રયુક્ત થાય છે.

આમાં 'आं' ક્યાંથી આવ્યો ? સંસ્કૃતમાં નારીજાતિના શબ્દોમાં સાતમીના એકવચનમાં આવતા आम् પ્રત્યયનું આ સચવાયેલું સ્વરૂપ છે, જે करतां खातां पीतां તેમજ મધ્ય. ગુજ.માં वेलां જેવાં રૂપોમાં જ જળવાઈ રહ્યું છે.

(૬) हीं : [અવ્યયાત્મક : સ્વરૂપ હ્રસ્વ સાનુનાસિક हिंનું, પણ ह् લઘુ-પ્રયત્ન હોઈ इकार પૂર્વના अकार સાથે સંધિસ્વરના રૂપમાં જ પ્રયુક્ત થતો હોઈ એકરૂપ ઉચ્ચરિત એ સંધિસ્વર સમગ્ર સ્વરભારાત્મક છે.]

વેદકાળથી સાતમીના એકવચનમાં સર્વનામોને स्मिन् પ્રત્યય જાણીતો છે. પાલિમાં स्मिं અને म्हि રૂપ જાણીતાં હતાં. સર્વનામોથી આગળ વધી નામોમાં પણ લાગતાં, हत्थस्मि-हत्थम्हि[૧૦૫] વગેરેના સ્વરૂપમાં. અશોકની ધર્મલિપિમાં પણ આ વ્યાપકતા હતી અને એમાં धम्मसि[૧૦૬] એમ નિરનુનાસિક सि પ્રયોજાયો છે. આ सिનું સ્વાભાવિક રૂપ स्सि હતું તેમાંથી સાનુનાસિક વિકસિત રૂપ हिं પાછું માત્ર સર્વનામો-ज त વગેરેમાં જ રહ્યું; પ્રાકૃતમાં નામોમાં એક વૈકલ્પિક પ્રત્યય म्मि એ स्मिंનો જ વિકાસ છે; પ્રાકૃતમાં એવો જ સર્વનામો માટે માત્ર स्सिं પણ હતો.

સર્વનામોમાં સાતમી વિભક્તિના એકવચનમાં તેમજ બહુવચનમાં हिं પ્રત્યય પ્રયુક્ત થતો હતો, જેણે अहिं जहिं तहिं कहिं રૂપ આપ્યાં. મધ્ય ગુ.માં આવતાં આ સિવાયનાં બીજાં બધાં સર્વનામોએ 'हिं' ગુમાવ્યો છે, એટલું જ નહિ, પણ કવિતા સિવાય અન્યત્ર જીવંત ભાષામાં આ રૂપ સમૂળગાં નષ્ટ થયાં છે. માત્ર પ્રાંતિક ભેદે તળગુજરાતમાં अहिं कहिं રૂપો પ્રયોજાય છે. સૌરાષ્ટ્રમાં તો अहिंને સ્થાને आंय (ह् વિનાનું) રૂપ વપરાય છે, જેનું વૈકલ્પિક રૂપ आंयां પણ છે, આ પાછલાનો સંબંધ अहियां સાથે છે.

આજે ગુજ. જોડણીની રીતે अहीं कहीं[૧૦૭] अहींयांमां हीं દીર્ઘ લખાય છે. પણ ઉચ્ચારણ પૂર્વના સ્વર સાથે સંધિસ્વરના રૂપમાં હોઈ એને સ્વતંત્ર સ્થાન નથી.

---

૧૦૫. ડૉ. ગાયગર : પૃ ૧૩૩ અને ૧૪૩ વગેરે

૧૦૬. વુલ્નર : As'oka Text & Glossary, પ્રસ્તા. પૃ. xxviii વગેરે

૧૦૭. મધ્ય. ગુજ.માં किहीं જેવાં અનિશ્ચિત-ભાવનાં ક્યાંકના અર્થમાં પણ રૂપ મળે છે. સંભવ છે કે આમાંથી 'क' લુપ્ત થયો છે. "किहीं कथा भारत रामायण, किहीं हुइ संगीत" વગેરે (૭-૨૦) ભાલણના પ્રયોગ જુઓ.

અપભ્રંશ અને મધ્ય. ગુજ.માં અહિં વગેરે રૂપ વ્યાપક રહ્યાં જ છે.

(૭) म : [અવ્યયાત્મક: સ્વરભાર પૂર્વ સ્વર ઉપર]—જેમ કેમ તેમ એમ[૧૦૮] આમ આ પાંચ શબ્દોમાં રીતિવાચક અર્થે અવ્યય બનાવનાર 'म' પ્રત્યય સચવાઈ રહ્યો છે. અપભ્રંશમાં 'આમ' સિવાયનાં બીજાં ચારે રૂપ પ્રયુક્ત થયાં છે.[૧૦૯] ઉપરનાં ચારે રૂપના આભાસસામ્યે અર્વાચીન ગુજરાતીમાં 'આમ' વ્યાપક બન્યું છે. સૌરાષ્ટ્રમાં તો 'આમ' સ્થાનવાચક અર્થ પણ ધરાવે છે=આ બાજુ.

આ 'म' ક્યાંથી મળ્યો? અપભ્રંશમાં यावत्-तावत् અવ્યયાત્મક શબ્દોના जाउं-जाम-जामहिं ताउं-ताम-तामहिं એમ ત્રણ રૂપ પ્રચલિત હતાં.[૧૧૦] આમાં वत्ના 'व्' નો 'म्' થયો છે—ઉચ્ચારણ સાનુનાસિક બનતાં. जाउं પણ વસ્તુસ્થિતિએ એ જ રૂપ છે. બીજા રૂપમાં 'हिं' વધારાનો છે. આ રૂપોના આભાસસામ્યે 'वत्'નો જે રીતિવાચક અર્થ છે તે બતાવવાને પણ 'व्'નો 'म्' ઊતરી આવ્યો છે. પ્રાકૃતમાં તો जहा तहा कहा એવાં રૂપ પ્રચારમાં હતાં—દ્વિશ્રુતિમધ્યગત 'थ'નો 'ह' થતાં. આ પ્રત્યયને છઠ્ઠીનો નું લાગી આમણું જેમણું તેમણું કેમણું સ્થાનવાચક વિશેષણ બને છે.[૧૧૧]

(૮) यारे : [બેઉ સ્વર ઉપર ભાર]—ज्यारे क्यारे त्यारे अत्यारेમાં 'यारे' અનુગ ઊભો થયો છે. મધ્ય. ગુજ.માં जि-वारइ ति-वारइ कि-वारइ રૂપ પ્રયુક્ત થયાં છે. આ રૂપ जेह-वारहिं तेह-वारहिं केह-वारहिंનાં ઘસાયેલાં છે. એ જ કારણે 'व्' ના લોપે जिहारइ तिहारइ किहारइ રૂપ પણ મળે છે. આ પાછલાં રૂપોએ ज्हारे त्हारे क्हारे રૂપ મહાપ્રાણ સાથે કાળદર્શક રૂપ આપ્યાં છે[૧૧૨]

---

૧૦૮. સૌરાષ્ટ્રમાં जिम किम तिम इम આજે પણ હ્રસ્વ ઇકારથી સામાન્ય રીતે પ્રયોજાય છે. અપભ્રંશમાં આ વૈકલ્પિક રૂપ હતાં જ.

૧૦૯. આ. હેમચંદ્ર कथ-यथा-तथां थादेरेमेमेहेधा डितः-( સિ. હે. ૮-૪-૪૦૧ )માં અને एव-परं-समं-ध्रुवं-मा-मनाक एम्व पर समाणु ध्रुवु मं मणाउं (૪૧૮)—આ બે સૂત્રોમાં યર્થ ચારે રૂપ આપ્યાં છે. एम्व એ एम જ છે. આ 'म' ની एम एम्व एम्वँ पवँ આમ ચાર પ્રકારની જોડણી અપભ્રંશમાં જાણીતી હતી.

૧૧૦. यावत्तावतोर्वादेर्म उ महिं ( સિ. હે. ૮-૪-૪૦૬ )માં આ. હેમચંદ્રે આ વિધાન કર્યું છે.

૧૧૧. સૌરાષ્ટ્રમાં "અત્યા, કેમણો ગ્યો'તો"માં 'ક્યાં ગયો હતો'—નો અર્થ છે.

૧૧૨. ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૯૮-(૨). આ ઉપરાંત त्यारे ના અર્થમાં ઉત્તર ગુજરાતમાં તાણે પ્રયોજાય છે. આમાં 'ण' પ્રત્યયાંગ ક્યાંથી આવ્યું? સંભવ છે કે દ્રવિડી ભાષાઓનો પાંચમી-સાતમીનો इन અનુગ આમાં ઉપયુક્ત થયો હોય. જુઓ હવે પછી પેલુંમાં બન્નેની ચર્ચામાં. 'આ સમય' બતાવવા 'અત્યારે' ધ્યાન ખેંચે છે. આ રીતે 'આ'નું રૂપ ઊભું કરી લેવામાં આવ્યું છે.

આ રૂપોને થી–નું વગેરે લાગી જ્યારનું વગેરે સમયવાચક વિશેષણ, તો જ્યારથી વગેરે સમયારંભવાચક અવ્યય બને છે.

(૯) યેં : [સ્વરભાર અંત્ય સ્વર ઉપર]—સૌરાષ્ટ્રમાં जयें तयें कयें આ ત્રણ રૂપ ज्यारे त्यारे क्यारेને બદલે પ્રયોજાય છે અંત્ય યકાર એટલો હ્રસ્વ છે કે जयि तयि कयि એવો લગભગ ઉચ્ચાર વ્યાપક છે. આ રૂપ यदा तदा कदाનાં *जयहिं *तयहिं *कयहिं એવાં શક્ય અપભ્રંશકાલીન રૂપોમાંથી આવી શકે એમ છે. આ રૂપોને जहिं तहिं कहिं એ સાતમીના રૂપો સાથે કશો સંબંધ મને નથી લાગતો. પાછલાં રૂપ સ્થળવાચક જ છે, જ્યારે પૂર્વના રૂપ કાળવાચક છે.

સાર્વનામિક આટલા રૂપસાધક પ્રત્યયો અને અનુગો આપણે ત્યાં આવ્યા છે અપભ્રંશસમયમાં जेह तेह केह પદમાં हश्रुति હતી; પરિણામે જ્હેવું જ્યહાં જ્યહારે આવાં હું યાં અને યારે લાગતાં તળગુજરાતમાં હનું સ્વરિત ઉચ્ચારણ વ્યાપક છે, જ્યારે સૌરાષ્ટ્ર તેમજ દક્ષિણગુજરાતમાં આમાં હનું સ્વરિત ઉચ્ચારણ વિલુપ્ત જ છે. જોડણીમાં આ ઉચ્ચારણ હાલ આ રૂપોમાં બતાવાતું નથી. પરિણામે હની સ્વરિતતા લગભગ નષ્ટ થવા બેઠી છે.

## ૮. સ્રીપ્રત્યયો

નારીજાતિ બતાવનારા સ્વતંત્ર પ્રત્યયોની છેક વૈદિક કાળથી વિશિષ્ટતા છે. કૃત્ અને તદ્ધિત પ્રત્યયો લાગી તૈયાર થયેલાં નરજાતિવાચક શબ્દોનાં નારીજાતિનાં અંગ બનાવવાની પરંપરા છેક ત્યારથી અવિચ્છિન્ન ઊતરી આવી છે. અર્વાચીન રૂપરચનામાં પણ નારીજાતિ બનાવનારા પ્રત્યય સચવાઈ રહ્યા છે. અવશિષ્ટ રહેતા આ પ્રત્યયો વિશે આવશ્યક માહિતી અહીં ઉપયોગી થઈ પડશે.

(૧) આ : [સ્વરભાર આ ઉપર]—સંસ્કૃતમાં અકારાંત નામોને સામાન્ય રીતે લાગતા 'आ' પ્રત્યયને અને આને કશો સંબંધ નથી. 'इयुं' પ્રત્યય લાગી તૈયાર થતાં વિશેષણોનું નરજાતિનું અંગ 'इयो'થી અને નાન્યતરજાતિનું અંગ 'इयुं'થી થશે; નારીજાતિનું અંગ 'इयी' એમ થવું જોઈએ, પણ થતું નથી; અને ત્યાં 'इया' અંગ આવી રહે છે. એ રીતે रोगियुं छोकरुं, પણ रोगिया स्री. બેશક, અહીં આપણે रोगी તત્સમ રૂપ ખાસ પ્રયોજીશું. હવે જુઓ कडिया स्री, गामडिया स्री વગેરે. ત્યાં कडियेण गामडियेण એમ સ્વતંત્ર નારીજાતિનાં રૂપ પણ વ્યાપક છે.

(૨) ઈ : [સ્વરભાર અંત્ય સ્વર ઉપર]—સંસ્કૃતમાં જ્યાં પણ आ નથી લાગી શકતો ત્યાં સર્વત્ર જે ई લાગે છે તે આ નથી; આ તો સંસ્કૃતના इका પ્રત્યયનો પ્રા. इआ >અપ. इअ દ્વારા થયેલો સંક્ષેપ છે. એથી કરીને નરજાતિમાં

જ્યાં પહેલી વિભક્તિ એકવચન 'ओ'થી બનતું હોય, નાન્યતરજાતિનું 'उं'થી બનતું હોય, ત્યાં જ આ 'ई' નારીજાતિનું રૂપ બનાવે; જેમકે ઘોડો ઘોડું ઘોડી. એ જ કારણે ગધેડી ઘેટી બકરી કૂતરી વગેરે હજારો વિકારક કે સબળ અંગના શબ્દોમાં આ ઈ આવી નારીજાતિનાં રૂપ સાધી આપે છે. આના આભાસસામ્યે નરજાતિમાં પહેલી વિભક્તિ એકવચનમાં 'ओ' ન આવ્યો ને માત્ર 'अ' જ મળ્યો, છતાં हरणी-पोपटी જેવાં રૂપ પણ અંત્યસ્વરભારવાળાં પ્રયોજાય છે. આમાં સર્વત્ર 'इका'નો જ વિકાસ છે. हरिणीનું हरणी સીધું લાવવા દિલ લલચાય; પરંતુ એવી રીતે તો हरिणी >हरिणी> અપ. हारणि >અર્વા. ગુજ. 'હરણ્ય' – રૂપ આવે; જ્યારે हरिणिका > પ્રા. हरिणिआ >અપ.हरिणिअ >हरिणी >હરણી થાય. જ્યાં જ્યાં આવા બીજા પ્રત્યયોમાં છેલ્લે 'ई'કાર આવ્યો છે ત્યાં સર્વત્ર એ 'इका'નો જ વિકાસ છે.[113]

(૩) <u>अणी</u> : [ સ્વરભાર અંત્ય સ્વર ઉપર; પણ લઘુપ્રયત્ન યમાં લઘુપ્રયત્ન યશ્રુતિ ]—સંસ્કૃત इन् પ્રત્યયની નારીજાતિ 'ई'ના ઉમેરણથી થાય છે; જેમકે *पापी* નર., *पापिनी* નારી.; *गर्भी* નર., *गर्भिणी* નારી.; *करी* નર., *करिणी* નારી.; सुखी નર, सुखिनी નારી.; दुःखी નર., दुःखिनी નારી. આ શબ્દોમાં સ્વરભાર અંતે રહેવા 'इका'નાં ઉમેરણથી इनीને બદલે इनिका>इणिआ > इणिअ >इणी આમ પ્રત્યય વ્યાપક બન્યો; અને पापणी, गाभणी, सुखणी, दुखणी જેવા શબ્દ આવી રહ્યા. 'हाथणी' એવો જ વિકાસ છે. આના આભાસસામ્યે મૂળમાં इन् પ્રત્યય ન હોય-તેમજ સંસ્કૃતમાં જુદા પ્રત્યયથી નારીજાતિનું રૂપ થતું હોય તેવા શબ્દ પણ ગુજરાતીમાં 'अणी'થી નારીજાતિ બતાવતા પ્રયુક્ત થયા છે. हंसणी सापणी नागणी જેવા શબ્દ આ પ્રકારમાં આવે છે.

(૪) <u>अण-पण</u> : [ સ્વરભાર ઉપાંત્ય સ્વર ઉપર અને અંત્ય લઘુપ્રયત્ન અકારમાં લઘુપ્રયત્ન યશ્રુતિ ]—ઉપર આપેલા अणी પ્રત્યયમાં સ્વરભાર સાચવવા 'इका'ની આવશ્યકતા ક્રમિક વિકાસમાં હતી; સ્વરભાર અંતે ન હોય ત્યારે એવા 'इका'ની કોઈ અપેક્ષા નથી, ई જ પર્યાપ્ત છે; જેમકે गर्भिणी >गब्भिणी > गब्भिणि >गाभिणि >गाभण्य-गाभेण्य. આના આભાસસામ્યે सुखियण्य-दुखियण्य જેવા શબ્દ તો બીજી બાજુ धोबण्य-धोबेण्य मालण्य-मालेण्यना આભાસસામ્યે

113. જુઓ ડૉ. ચેટરજી: પૃ. ૬૭૨ વગેરે.

સ્વ. કમળાશંકર ત્રિવેદીએ 'डी' પ્રત્યય સ્વતંત્ર આપ્યો છે ને कंटडी हजामडी उंदरडी चाकरडी वाछरडी શબ્દ નોંધ્યા છે. આમાં 'डी' નો વિકાસ નરજાતિ–પહેલી એકવચનના અંશ 'डो' ને સ્થાને इकाના વિકાસથી છે. આ શબ્દોમાં હીનતાનો અર્થ એ જ હેતુએ છે.

लुहारण्य-लुहारेण्य घांचण्य-घांचेण्य सापण्य-सापेण्य नागण्य-नागेण्य मराठण्य-मराठेण्य गोलण्य-गोलेण्य વગેરે અનેક શબ્દ ગુજરાતીમાં વ્યાપક થયા છે. આ પ્રત્યયને સં. आनी પ્રત્યય સાથે કશો સંબંધ નથી.[114] 'आनी' નો વિકાસ ધરાવતા શબ્દ આપણને મળ્યા છે અને એ સ્વતંત્ર છે, એ હવે નીચે જોઇયે.

(૫) <u>आणी</u>: [ બેઉ સ્વર ઉપર ભાર ]—સં. इंद्राणी वरुणानी हिमानी अरण्यानी आचार्याणी मातुलानी उपाध्यायानी क्षत्रियाणी વગેરે શબ્દોમાં આ 'आनी' પ્રત્યય છે. ગુજ.માં આવવા *आनिका રૂપ લઇને आणि-आणिआ > आणिअ > आणी તરીકે એ આવ્યો છે. ગુજરાતીમાં આવીને પછી એ સ્વતંત્ર રીતે અનેક શબ્દોને લાગ્યો છે: घाणियाणी महेतराणी घणियाणी रजपूताणी गोराणी भटाणी पंडिताणी जेठाणी देराणी पटलाणी शेठाणी. આમાં वाणियण्य-वाणियेण्य જેવાં વૈકલ્પિક રૂપ પણ ક્વચિત્ થાય છે.

નામિકી અને આખ્યાતિકી વિભક્તિઓ બનાવનારા પ્રત્યયો અને અનુગો સિવાયના અર્વાચીન ગુજરાતીમાં મળતા 'શબ્દાંગસિદ્ધિ' કરી આપતા પ્રત્યયો અને અનુગોનો જે વિકાસ આપણી પાસે આવી રહ્યો છે તે યથાબુદ્ધિ બતાવવાનો આ પ્રયત્ન કર્યો છે. ભાષાના વિકાસમાં નવા પણ પ્રત્યય કે અનુગ ઊભા થાય છે તેવા પણ ઉપર બતાવવાનો પ્રયત્ન કર્યો છે. કોઈ પ્રત્યય કે અનુગ ન રહી જાય એની સાવચેતી લીધી છે; છતાં ભાષા જીવંત છે અને વિકાસ સાધતી વિભિન્ન પ્રાંતોમાં ફાલી છે અને ફાલતી આવે છે, તેથી કોઈ રહી જવા પણ પામ્યા હોય તો નવાઈ નહિ.

હવે રૂપરચનાના પાયારૂપે રહેલી નામિકી વિભક્તિઓનાં રૂપ કયા સ્વરૂપમાં આપણે ત્યાં છે એ આપવાનો અહીં પ્રયત્ન કરું છું.

---

114. સ્વ. કમળાશંકર ત્રિવેદીએ બૃ. વ્યા. માં अण-ओण, अणी—આ પ્રત્યયોને સં. आनी પરથી આવ્યા કહ્યા છે; પણ એ સ્પષ્ટ ભૂલ છે એ આ પ્રત્યયના વિકાસથી જ સ્પષ્ટ છે. (પૃ. ૧૦૪)

હિંદીમાં इन થાય છે તે 'अनी'નો જ વિકાસ છે: खिहिन वाघिन रीछिन चमारिन लोहारिन दर्जिन धोबिन વગેરે

## ભાષણ ૪ થું
## નામિકી વિભકિતઓ

**નામિકી** વિભક્તિઓનો એટલે કે નામિકી રૂપરચનાનો વિચાર કરતી વેળા આપણને એનાં મહત્ત્વનાં ચાર અંગ સર્વનામ નામ વિશેષણ અને અવ્યયોના રૂપમાં જે રૂપઘટના પ્રાપ્ત થઈ છે તેનો વિવેક કરવો આવશ્યક બને છે. એ ચારે અંગોના વિષયમાં ક્યાંક સામ્ય તો ક્યાંક વૈષમ્ય પણ મળે છે એટલે એ ચારેનો અહીં પૃથક્ પૃથક્ વિચાર રજૂ કરું તો એનાં સ્વરૂપ સમજવામાં વધુ સરળતા થશે. આ ચારે અંગમાં વધુમાં વધુ જુનવાણીપણું સર્વનામોએ સાચવી રાખ્યું હોઈ એનો વિચાર પ્રથમ આપું; પરંતુ એ પૂર્વે જાતિ વચન અને વિભક્તિનો વિચાર અનિવાર્ય છે; એ પ્રથમ આપું છું.

### ૧. જાતિ

સર્વનામ નામ કે વિશેષણનો તેમજ ક્રિયાપદોનો વિચાર કરતાં ગુજરાતીમાં પણ જાતિ અને વચનનો વિચાર જરૂરી બનેજ છે. જાતિના વિષયમાં રૂપરચનાની દષ્ટિએ બહુ સ્પષ્ટતા છે. જે શબ્દોમાં સ્વરભાર પ્રાથમિક દ્વૈતીયિક કે લાંબા શબ્દોમાં તાર્તીયિક પણ જો અંત્ય સ્વર ઉપર હોવાને કારણે વિકારક કે સબળ અંગ ઓ–ઈ–ઉં આવ્યું હોય તો — આ તે તે શબ્દની પહેલી વિભક્તિના એકવચનનું રૂપ બનતું હોવાથી — તે તે શબ્દની જાતિ નર નારી-નાન્યતર અનુક્રમે ઓ ઈ ઉં થી સ્પષ્ટ થઈ જતી હોય છે.[1] જ્યાં અંતે લઘુપ્રયત્ન અકાર આવ્યો હોય કે સ્વતંત્ર રીતે અવિકારી ઈ ઉ ए ઓ આવ્યા હોય ત્યાં

---

૧. ભારત-યુરોપીય સમગ્ર ભાષાપ્રકારમાં મૂળે ત્રણ જાતિ હતી. સામાન્ય રીતે નર–નારી સ્વરૂપ જે ચેતન પ્રાણીઓમાં સ્પષ્ટ હતાં તેની તો જાતિ નિશ્ચિત હતી, પણ ચેતનેતર પદાર્થોમાં જાતિની સ્પષ્ટતા રૂઢિથી જ હતી. એને માટે કોઈ ખાસ નિયમ ન હતો એમ કહેવામાં ખોટું નથી. ડૉ. જોસેફ રાઇટના શબ્દોમાં કહિયે તો—

> " But the exact process whereby inanimate objects came to be masculine or feminine in this declension will probably always remain an unsolved problem." Comp. Gram. of the Greek Lang.: પૃ. ૧૪૧

તો ગુજરાતી ભાષાની રૂઢિ પ્રમાણે જ જાતિ સમઝી લેવાની હોય છે આ વિશે રૂપરચનાની દૃષ્ટિએ કશી વિશેષતા નથી. જે કાંઈ સૂચક હતું તે આ પૂર્વે "સ્ત્રીપ્રત્યયો"ની ચર્ચામાં સ્પષ્ટ થઈ ચૂક્યું છે ઓ ઈ ઉ વિકારક કે સબળ અંગ કેવી રીતે મળ્યાં છે એ "નામ" વિશે હવે પછી કહેવાનું છે ત્યાં સ્પષ્ટ થવાનું જ છે.

## ૨. વચન

જાતિ પછી બીજી મહત્ત્વની વસ્તુ "વચન" છે. ભારત-યુરોપીય ભાષાકક્ષામાં ત્રણ વચન: એકવચન દ્વિવચન અને બહુવચન હતાં. એક કે સમૂહનો ખ્યાલ આપવા એકવચન, સ્પષ્ટ રીતે જોડીનો ખ્યાલ આપતાં બે હોય તો દ્વિવચન, અને જ્યાં અનેક અનેક રીતે સ્પષ્ટ કરવામાં આવતાં ત્યાં બહુવચન. ભારત-આર્યના પ્રાણરૂપ વૈદિક ભાષાનું સ્વરૂપ જોતાં આ ત્રણે વચન સ્થાપિત સ્વરૂપમાં મળે છે; છતા રૂપરચનાની દૃષ્ટિએ જોવામા આવે તો વૈદિકી ભાષામાં પણ એકવચન અને બહુવચનનાં રૂપોની વિપુલતાની દૃષ્ટિએ દ્વિવચનોનાં રૂપોની સંખ્યા સ્વલ્પ જ ગણાય : પ્રથમા દ્વિતીયાનું એક, તૃતીયા-ચતુર્થી-પંચમીનું એક અને ષષ્ઠી-સપ્તમીનું એક, આમ ત્રણ જ રૂપ હતાં. આમ ઘસારાનો આરંભ જો ગણવો હોય તો વૈદિકી ભાષાથી જ દ્વિવચનનો થવા લાગ્યો હતો. જાતિની દૃષ્ટિએ પણ દ્વિવચનનો આ હ્રાસ બધી જાતિઓમાં સ્યામ્ અને ઓસ્‌ની વ્યાપકતા, અને પ્રથમા દ્વિતીયા દ્વિવચનમાં પણ એક પ્રકાર, આમ ખૂબ જૂનાં છે. પ્રાચીન ગ્રીક, પ્રાચીન આઇરિશ, અને સ્લાવભાષાઓમાં તેમજ બોએટિયન આર્કેડિયન અને પ્રસંગવશાત્ દોરિકમાં દ્વિવચન જળવાઈ રહ્યું હતું; બાકી તો સર્વત્ર ઘસાઈ નષ્ટ થઈ ચૂક્યું હતું. પ્રાકૃત ભાષાના વિકાસની સાથે ભારત-આર્ય પ્રકારમાં પણ દ્વિવચન નષ્ટ થઈ ચૂક્યું હતું. ગ્રીકની પ્રાંતિક બોલીઓમાં પણ ઈ સ. પૂર્વે ૪ થી સદી સુધીમાં દ્વિવચન સદંતર નષ્ટ થઈ ચૂક્યું હતુ.[2] આપણે ત્યાં પાલિમાં[3] કે અશોકની ધર્મલિપિમાં તેમજ જૈનાગમની પ્રાચીન અર્ધમાગધીમાં ક્યાંય પણ દ્વિવચન પ્રયુક્ત થયેલુ મેળવી શકતા નથી જ. એટલે વચનની દૃષ્ટિએ આપણે ત્યાં દ્વિવચનનો કોઈ એક પ્રશ્ન જ રહ્યો નથી; રહ્યાં માત્ર એકવચન અને બહુવચન.

નવ્ય ભારત-આર્ય ભાષાભૂમિકાની પૂર્વની અપભ્રંશ ભૂમિકા સુધી રૂપ-

---

૨ એજન. પૃ ૧૪૦

૩ પાલિમાં માત્ર દ્વે દુવે ઉભો આ ત્રણ રૂપ જ—જે પોતે જ 'બે' ના અર્થમાં છે તે સચવાયાં છે—હું સમજુ છુ કે તત્સમાભાસ તરીકે જ એનાં પ્રયોગ તો દ્વે ચત્તારિ છે એ લક્ષ્યમાં રાખવા જેવી વસ્તુ છે જુઓ ગાયગર : Pali Lit & Lang · પૃ ૧૧૭ ગુજરાતીમાં એ જ પરંપરા 'બે'માં રહી છે. એનાથી દ્વિવચન બચ્યુ છે એમ કહેવાય નહિ સરખાવો હિંદીનાં दो વગેરે.

રચનામાં વિભિન્ન વિભક્તિઓમાં એકવચન અને બહુવચન સ્વતંત્ર રીતે જળવાઈ રહેલાં હતાં. પરંતુ ઉત્તરોત્તર બહુવચનન રૂપ અદશ્ય થવા લાગ્યાં : જે કાંઈ પ્રત્યય મળ્યા તે એકવચન અને બહુવચનમાં સરખી રીતે લાગવા લાગ્યા. થોડાં જ વર્ષોમાં માત્ર પુરુષવાચક સર્વનામો — 'હું તું'ના અપવાદે–બહુવચન સદંતર વિલુપ્ત થઈ ગયું. હા, બચ્યું, પણ કયાં ?— નાન્યતર જાતિના વિકારક કે સબળ અંગની પહેલી વિભક્તિમાં આં તરીકે; જેમકે છોકરું, પણ છોકરાં. નાન્યતર પહેલી બીજી બહુવચનના आनि પ્રત્યયનો आइं દ્વારા મળેલો આ વિકાસ પછી તો નાન્યતર જાતિના વિકારક કે સબળ અંગમાં બધી વિભક્તિઓમાં વ્યાપક બની ગયો અન્યત્ર, આસપાસના સાહચર્યથી બહુવચન સ્પષ્ટ થતું ન હોય ત્યાં 'સમાસબહુલ' સ્થિતિનો 'ઓ' પ્રત્યય ઊભો થયો, જે પહેલીના બહુવચનમાં જ નહિ બધાં બહુવચનોમાં પ્રયુક્ત થયો સાહિત્યની ભાષામાં એ કૃત્રિમતા એટલે સુધી વધી કે સાહચર્યથી બહુવચન સ્પષ્ટ થતુ હોય તેવા પ્રસંગોમાં પણ 'ઓ' ઉમેરી બહુવચન સાધવામાં આવે છે. નાન્યતર જાતિના 'આં' પછી પણ 'ઓ' આમ સાહિત્યની ભાષામાં પ્રયુક્ત થવાનું વૈકલ્પિક લક્ષણ ભણેલાઓને હાથે સ્વીકારાય છે.

આ જાતના ઉમેરણમાં પ્રાંતીયતા કારણભૂત બની છે. દા. ત. સુરતી ભાષામાં આવી રીતે 'ઓ' ઉમેરવાની અને સૌરાષ્ટ્રમાં દક્ષિણ પશ્ચિમે ઉ તો મધ્યમાં અને પૂર્વ તેમજ ઉત્તરના ઉપરના ભાગોમાં ઉં ઉમેરવાનું ત્રણે જાતિમાં બહુ સામાન્ય છે.

આ ओ કે [4]उ – उं આપણને ક્યાંથી મળ્યાં ? અપભ્રંશમાં તો શુદ્ધ રૂપ-રચનાત્મક પરિસ્થિતિ હોવાથી જળવાઈ રહેલી બધી વિભક્તિઓમાં બહુવચનના પ્રત્યયની જરૂર નહોતી. પહેલી વિભક્તિનાં બહુવચનમાં પણ ઘસાયેલાં રૂપ જળ-વાઈ રહેલાં હતાં. આવાં ઘસાયેલાં રૂપોમાં માત્ર નારીજાતિનાં પહેલી વિભ-ક્તિનાં એકવચનનાં રૂપોમાં उ લક્ષણરૂપે વૈકલ્પિક સ્વરૂપમાં પ્રચલિત હતો. આ પણ પ્રાકૃતભૂમિકાના બહુવચનના ओનું હ્રસ્વ રૂપ જ હતું કે જે પ્રાકૃતભૂમિ-કામાં વિકલ્પે લેખનમાં પણ પ્રયુક્ત હતું. આ૦ હેમચંદ્રે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં स्त्रियामुदोतौ वा (.સિહે ૮–૩–૨૭)થી નારીજાતિના શબ્દોમાં આ उ ओ નું વૈકલ્પિક વિધાન કર્યું જ છે. શૌરસેનીમાં પણ આ જ પરિસ્થિતિ હતી ओ-વાળું નારીજાતિનું લઘુપ્રયત્ન યકારવાળું રૂપ અશોકની ધર્મલિપિમાં ગિરનારના અને કાલશીના ૯ મા લેખમાં મળે છે: ગિરનારનું महिलायो અને એને સ્થાને

૪ ડૉ ટેસિટોરી માત્ર સંબોધનમાં ओ બહુવચનમાં વ્યાપક થયો હતો એટલું જ નોંધે છે: જુઓ ખંડ ૬૭.

કાલશીનું अयकजनि(यो)-પાઠાંતર अंविकजनाओ[5] પાલિમાં નારીજાતિ-બહુવચનનાં રૂપ कञ्जायो(=कन्याः), जातियो(=जातयः), कुमारियो (=कुमार्यः), धेनुयो (=धेनवः), सस्सुयो (=श्वश्र्वः). નરજાતિનાં રૂપોમાં अग्गयो(=अग्नयः), भिक्खवो (=भिक्षवः), ऋकारांત નામોમાં सत्थारो (=शास्तारः) पितरो-मातरो (=पितरः मातरः), વ્યંજનાંત નામોમાં राजानो(=राजानः), अत्तानो (=आत्मानः), हत्थिनो (=हस्तिनः)-हत्थी પણ, सीलवन्तो (=शीलवन्तः)-सीलवन्ता પણ, વગેરે.—અત્યંત સ્પષ્ટ છે કે આમાંના कञ्जायो પ્રકારનાં રૂપો સિવાયનાં રૂપ તો તત્સમ રૂપોની સીધી વિકૃતિ છે धेनुयो-सस्सुयो જેવાં રૂપ ઇકારાંતના આભાસસામ્યે છે ઉપયોગી થાય એવુ રૂપ માત્ર આકારાંત શબ્દોનું છે. આમા 'इ'કારાંત નામોના આભાસસામ્યને બદલે વૈદિક રૂપો कन्यासः વગેરે થતાં એનો સીધો વિકાસ છે. ડૉ મેક્ડોનલ જણાવે છે કે લગભગ ૨૦ વાર આ 'आसः' પ્રત્યય ધરાવતાં નારીજાતિ બહુવચનનાં રૂપ ઋગ્વેદમાં પ્રયુક્ત થયેલાં મળે છે; બીજી વિભક્તિના બહુવચનમાં એવાં ૧૬૦ થી વધુ રૂપ મળે છે.[6] પાલિનું कञ्जायो, અશોકની ધર્મલિપિમાંનુ महिळायो, પ્રાકૃતનું सालाओ એ कन्यासः महिलासः અને शालासःનો સીધો અવતાર છે. આમાં य् છે તે લઘુપ્રયત્ન 'य्' બે સ્વરોની સંધિ ટાળવાને પ્રયુક્ત થતો હતો अवर्णो यश्रुतिः (સિ.હે. ૮-૧-૧૮૦) એ આવા પ્રકારનું જ વિધાન છે. મહારાષ્ટ્રી અને શૌરસેની પ્રાકૃતમાં નારીજાતિમાં એ મર્યાદિત ओ-उ આવ્યા, અપભ્રંશમાં 'उ' આવ્યો — તે જ उ મધ્ય. ગુજ. દ્વારા વ્યાપક બની हु-तुं-कोण-कयुं-शु અને અનિશ્ચિત સર્વનામો સિવાયનાં સર્વનામો અને નામોમા પ્રયુક્ત થયો. મધ્યકાલીન સાહિત્યમાં એનું પ્રાચુર્ય નથી, એનું કારણ એક અત્યંત સ્પષ્ટ છે : સાહચર્યથી બહુવચન સ્પષ્ટ હોય તો પ્રયોજાતું નહિ.

'ओ'માં[7] ઉચ્ચારણલાઘવ છે; એ હ્રસ્વ વિવૃત સ્વરૂપમાં જ આપણને મળ્યો છે. સૌરાષ્ટ્રમાં આ હ્રસ્વતા આજે પણ જીવંત છે, અને બધા જ પ્રકારનાં નામિકી બહુવચનોમાં વિભક્તિપ્રત્યયો અનુગો કે નામયોગીઓની પૂર્વે પણ પ્રયુક્ત થાય છે; એટલું જ નહિ, પણ પહેલી વિભક્તિનાં નામોની પૂર્વે વિકારક

---

૫ લુડર્સ · Aśoka Text & Glossary : Part I : પૃ. ૧૬-૧૭ અને Part II : પૃ ૧૨૨ અને ૬૪

૬. મેક્ડોનલ : Vedic Grammar : પૃ. ૨૬૬-૬૭

૭ વ્રજ હિંદી વગેરેમાં બહુવચનમાં 'ओं' સાનુનાસિક પ્રયુક્ત થાય છે. બંનેનું મૂળ એક જ છે.

કે સબળ અંગનાં વિશેષણોને પણ લાગે છે: सारियु छोकरियु વગેરે. સરખાવો સુરતી: सारिओ छोडिओ.

બહુવચનનો આ उ આટલો વ્યાપક છતાં સૌરાષ્ટ્રમાં आ–जे–ते–प આ સર્વનામોને કદી 'उ' લાગતો નથી; એનાં आ–जि–ति–इ રૂપ જ પ્રચારમાં છે. 'પેલા'ને સ્થાને આવતા 'ओल्युं'નું ओलिउ કે ओलियु, કે ओल्याउ અવશ્ય પ્રયુક્ત થાય છે, कोण–कयुं–सुं (=શું) તેમજ અનિશ્ચિત સર્વનામોમાં સર્વથા પ્રયુક્ત નથી થતો.

જાતિ અને વચનની આ સ્પષ્ટતા પછી હવે નામિકી વિભક્તિઓ જોઈએ.

## ૩. વિભક્તિઓ

રૂપરચનાની ખરેખરી નિબિડતા વિભક્તિઓમાં છે. ભારત–યુરોપીય ભાષાપ્રકારમાં નામિકી સાત વિભક્તિઓ અને ૮મું સંબોધન એ ભાષાકીય એક વિશિષ્ટ લાક્ષણિકતા છે. શબ્દાંગના અંત્ય સ્વર કે વ્યંજનને લક્ષ્યમાં રાખી અનેક પ્રકારનાં રૂપાખ્યાન આપણને વૈદિકી ભાષામાં મળે છે; સ્લાવભાષાપ્રકારમાં તો અદ્યાપિપર્યંત ઘણીખરી વિભક્તિઓ સચવાઈ રહી છે; બાકી મોટા ભાગની ભારત–યુરોપીય ભાષાઓએ તાત્ત્વિક રીતે વિભક્તિઓ ગુમાવી જ છે. નવ્ય ભારત–આર્ય ભાષાઓમાં કવચિત્ વિભક્તિઓ સચવાઈ રહી છે, પરંતુ એ શોભાવત્ થઈ પડી છે, અને મોટે ભાગે વિભક્તિઓના અર્થ બનાવવાનું કામ નામયોગીઓએ ઉપાડી લીધું છે. આમ રૂપઘટનાત્મક [inflecting] ભાષાસ્વરૂપમાંથી વિભક્તિઓના વિષયમાં લગભગ સમાસબહુલ [agglutinating] ભાષાસ્વરૂપના જેવી પરિસ્થિતિ ઊભી થઈ છે.[૮]

વિભક્તિઓમાં સંબોધનવિભક્તિ રૂપરચનાની દૃષ્ટિએ માત્ર એકવચનમાં પ્રથમા વિભક્તિથી જુદી પડતી. સામાન્ય રીતે મૂળ શબ્દ જ તદ્દત્ સ્વરૂપમાં કે થોડી આંગિક વિકૃતિથી સંબોધનનું એકવચન બનતો; બાકી દ્વિવચન બહુવચન પ્રથમાનાં જ દ્વિવચન બહુવચન જેવાં જ હતાં. એટલે વિભક્તિવિચારમાં સંબોધનનું સ્થાન ગૌણ છે. ભારત–આર્ય ભાષાવિકાસમાં આમ સાત વિભક્તિઓ આપણી સામે આવી, જેનો નવ્ય–ભારત–આર્ય ભાષાભૂમિકાના આરંભ સુધીમાં હ્રાસ હ્રાસ અને હ્રાસ જ થતો જોવામાં આવ્યો છે. બધી વિભક્તિઓ—એનાં વિભિન્ન

૮. આ વિષયમાં અંગ્રેજી તો સમાસબહુલતા તરફ સાવ ઢળી ગઈ છે. છઠ્ઠી વિભક્તિનો 's પણ ભાષામાંથી લુપ્ત થવાની અણી ઉપર હોય એવી રીતે જ અત્યંત સ્વલ્પતાથી જળવાઈ રહ્યો છે. લેટિન ગ્રીક ટયુટોનિક પ્રકારની બધી ભાષાઓમાં આજે આ પરિસ્થિતિ છે; તો ફારસીની પણ એ જ પરિસ્થિતિ છે.

વચનો સાથે વેદમાં અને પછીના સંસ્કૃત સાહિત્યમાં વિપુલતાથી મળે છે. આમ નાન્યતરજાતિનાં રૂપાખ્યાનોમાં પ્રથમા અને દ્વિતીયા વિભક્તિ વચ્ચે કશો જ ભેદ રહ્યો નહોતો. નર-નારીના શબ્દોમાં પણ સ્વરાંત શબ્દોને બાદ કરિયે તો પ્રથમા દ્વિતીયાના એકવચન સિવાયનાં રૂપ પ્રથમા દ્વિતીયાનાં સરખાં જ મળતાં હતાં. સ્વરાંત શબ્દોમાં પણ ઋકારાંત સિવાયના ધાત્વંત શબ્દોમાં આવી જ પરિસ્થિતિ હતી. પાલિ, અશોકની ધર્મલિપિ અને પ્રાકૃતોમાં વિભક્તિઓનો હ્રાસ વધતો ચાલે છે, શબ્દાંત પ્રમાણે વૈદિક ભાષા અને સંસ્કૃતમાં વચનરૂપોની જે અનેકવિધતા હતી તે પણ ઘસાતી ચાલે છે. પાલિમાં જ કેટલાએક-ખાસ કરી અ સિવાયના સ્વરાંત નરનારીજાતિના શબ્દોમાં એકવાક્યતા વચન-રૂપોની સ્થપાયેલી મળે છે: ૩જી-૫ મી વિભક્તિની એકરૂપતા તો એવી જ ૪ થી-૬ ઠ્ઠી વિભક્તિની એકરૂપતા ત્યાં અનુભવાય છે. પાલિ અને અશોકની ધર્મલિપિમાં ચોથી વિભક્તિનાં એકવચનનાં રૂપે સચવાયેલાં છે, પણ અર્થની દૃષ્ટિએ ચોથી-છઠ્ઠી વિભક્તિ વચ્ચે કશો જ ભેદ રહ્યો નહોતો. અને પ્રચલિત પ્રાકૃતોમાં તો ચોથી વિભક્તિ સદંતર લુપ્ત થઈ ગઇ હતી. પાલિમાં હજી શબ્દાંતને લક્ષ્યમાં રાખી રૂપોની થોડી પણ વિવિધતા બચી હતી તે પ્રાકૃતોમાં લગભગ ઘસાઈ અપભ્રંશ ભૂમિકામાં થોડા જ અપવાદે એકરૂપતા તરફ ઢળી ગયેલી જોવા મળે છે, અપભ્રંશમાં પ્રથમા દ્વિતીયા વિભક્તિ વચ્ચે કશો જ ભેદ નથી મળતો; સંસ્કૃતમાંની નાન્યતર જાતિની આ બે વિભક્તિઓ જેવી જ પરિસ્થિતિ વ્યાપક બની ચૂકી હતી. તૃતીયા વિભક્તિના બહુવચનમાં પ્રાકૃતે મૂળના પ્રત્યયોને વિકૃત સ્વરૂપમાં સાચવ્યા હતા, અપભ્રંશે સાતમીના બહુવચનનો પ્રત્યય પણ ગુમાવ્યો; પ્રાકૃતમાં તૃતીયાના પ્રત્યયથી સપ્તમીવિભક્તિના એકવચનમાં કેટલાક શબ્દોમાં પ્રત્યયભેદ હતોઃ પાલિથી મળેલા સ્મિ – મ્મિનો અવશેષ રહેલો-એ પણ નષ્ટ થયો ને અપભ્રંશમાં તૃતીયા સપ્તમી વિભક્તિ પણ એકરૂપ થવા આવી; પ્રત્યયની દૃષ્ટિએ કશો જ તાત્ત્વિક ભેદ ન રહ્યો. ચતુર્થી તો પ્રાકૃતથી જ ગઇ હતી; અપભ્રંશે વિશેષમાં પંચમી વિભક્તિ, સ્વલ્પ અપવાદે, ગુમાવી. જ્યાં બહુવચનનાં રૂપોમાં કાંઇ બચ્યું તે પછી બહુવચન સાથે એકરૂપ જ થઇ ગયું. અપભ્રંશમાંથી નવ્ય ભારત-આર્ય ભૂમિકામાં આવતાં પ્રત્યયોની દૃષ્ટિએ તૃતીયા સપ્તમીમાં ए અને પછીમાં ह બચ્યા. આ ह પણ મધ્ય. ગુજરાતી ભૂમિકામાં આપણે ગુમાવ્યો. આજે આપણી પ્રત્યય-મૂડીમાં કાંઇ પણ બચ્યું હોય તો આ તૃતીયા સપ્તમીનો સોગંદ ખાવા એક માત્ર ए: घोड़े हणहणाट कर्यो અને सवार घोड़े चडयोमां આ एનાં આપણને દર્શન થાય છે. આમાંનો સપ્તમી વિભક્તિ પૂરતો ए તો આંખે ચડી ચૂક્યો છે ને પ્રચારમાંથી લુપ્ત થવા લાગ્યો છે: सवार घोड़े चडयो ને બદલે હવે सवार

ઘોડા ઉપર ચડયો કહેવાનું આપણે વધુ પસંદ કરિયે છિયે. સપ્તમીના પ્રત્યયમાં 'અંદરનો' જે અર્થ હતો તે તો મધ્ય ગુજ.ના અંત સાથે જ આપણે સદંતર ગુમાવ્યો હતો અને એને સ્થાને માંહિ – માંહાં આપણે સમાદત કર્યો હતો. અર્વાચીન ગુજરાતી ભૂમિકામાં આ અર્થમાં તો માત્ર માં અનુગ જ આપણે પ્રયોજિયે છિયે; મરાઠી બંગાળી વ્રજ હિંદી પંજાબી વગેરેમાં પણ આ માંહિનાં જ જુદં જુદાં સ્વરૂપ પ્રયોજાય છે.

ગુજરાતી ભાષામાં વિભક્તિકાર્ય, ઉપર ખ્યાલ દોર્યો તે પ્રમાણે, ત્રણ રીતે થાય છેઃ ૧. પ્રત્યયથી, ૨. અનુગોથી અને ૩. નામયોગીઓથી. આ ત્રણેની લાક્ષણિકતા છેઃ

૧. પ્રાચીન કાળ સુધી જતાં પણ જેને માટે કોઈ શબ્દસ્વરૂપ જોવા નથી જ મળતું તે પ્રત્યય. તૃતીયા વિભક્તિના એકવચનના इन કે एनના इण – एण દ્વારા एं થઈ इं – इ સ્વરૂપે મળેલો તૃતીયાનો इ કે ए (નિરનુનાસિક તેમજ સાનુનાસિક) તેમજ સપ્તમી એકવચન અકારાંત નામોને લગતા इના ए રૂપમાં વિકાસ દ્વારા પ્રાકૃતમાં ए દ્વારા અપભ્રંશમાં इ થઈ આપણને મળેલા इ કે ए (નિરનુનાસિક તેમજ સાનુનાસિક) – આ એક જ નામિકી વિભક્તિઓનો પ્રત્યય આપણી પાસે છે.

૨. જેને વિકાસની ભૂમિકામાં પ્રવેશ પામતાં પૂર્વે સ્વતંત્ર શબ્દ છે; ઘસાતાં ઘસાતાં એ શબ્દમાંથી ઊતરી આવી પ્રત્યયની ગરજ સારી આપે છે તે અનુગ=પાછળ આવી રહેનાર પ્રતીક ગુજરાતી ભાષામાં નામિકી વિભક્તિઓમાં તૃતીયા – પંચમીનો થી, ચતુર્થીનો ને, ષષ્ઠીનો નું – નો – ની – ના – નાં, સપ્તમીનો માં એ આ પ્રકારમાં આવે છે. આનાં મૂળ આપણે અહીં જરા વિચારી લઈયે.

[૯]<u>થી</u> — આજે શિષ્ટ ગુજરાતીમાં અવિકારી કે નિર્બળ અંગ તરીકે સ્વીકૃત થઈ ચૂકેલા આ અનુગનું મધ્ય ગુજ દ્વારા મળેલું વિકારી કે સબળ અંગ થું સૌરાષ્ટ્રમાં

૯. સંસ્કૃત ઉપરથી ઊતરી આવેલા–અથવા એ પ્રકારના કર્મણિ ભૂતકૃદંતના યોગમાં તૃતીયા વિભક્તિ કર્ત્રર્થે આવે છે ત્યાં તૃતીયામાં 'ए' પ્રત્યયવાળાં જ રૂપ પ્રયોજાય છે. સાધિત કર્મણિ પ્રયોગ હોય—માર્યું નહિ પણ મરાયું—આવાં રૂપોમાં થી જ પ્રયોજાય છે. ઉપરાંત બધે સ્થળે ए અને થીનો વિકલ્પ પ્રચલિત છે, જેમાં મોટે ભાગે થીને હાલ મહત્ત્વ મળે છે.

પાંચમી વિભક્તિના અર્થમાં તો 'થી' જ પ્રયુક્ત થાય છે ડૉ ટેસ્સિટોરી આના મૂળમાં રહેલ 'थउ' ની વ્યુત્પત્તિ हतउ અથવા थयउ માં જુએ છે. એમને મળેલા એક ઉદાહરણ थाइ (–થી)થી સમર્થન મળતું હોવા છતાં રાજસ્થાનીમાં हतो નો थो એવો જે વિકાસ છે તેના આભાસસામ્યે 'थउ'ને हतउ સાથે સંબદ્ધ માને છે. અપ. होन्तउ નો

આજે પણ પ્રચલિત છેઃ ગામથો આવ્યો, ગામથી આવી, ગામથું આવ્યું. થી ને 'થઈ' અવ્યયરૂપ કૃદંતની સાથે એકરૂપ માનવા લાલચ થાય; પણ જૂના સમયમાં વિકારી કે સબળ અંગ વ્યાપક હોઈને स्था ધાતુના કોઈ અંત્ય રૂપ સાથે સંબંધ સ્વીકારવા જવું વધુ યોગ્ય છે. એ રૂપ स्थितः છે. स्थितः > પ્રા. थिओ > અપ. थिउ > ગુજ. थो; स्थिता > પ્રા. थिआ > અપ. थिअ > ગુજ. थी; स्थितम् > પ્રા. थिअं > અપ. थिउं > ગુજ. थुं. આ એનો સ્વાભાવિક ક્રમ છે.

થીને બદલે ભટ્ટભાષા — પૌરાણિક પદ્ધતિનાં વ્યાખ્યાનો — માં થકી રૂપ પ્રયુક્ત થાય છે. આ પણ મૂળ વિકારક थकुं - थकी - थको વગેરે છે. આના મૂળમાં પણ स्था ધાતુ જ છે; પણ પ્રાકૃતમાં વિશિષ્ટતાથી थक्क પણ એનું એક વૈકલ્પિક રૂપ ठा ની સાથોસાથ પ્રયોજાયું છે. આ. હેમચંદ્ર સ્થાના આદેશ તરીકે स्थष्ठा - थक्क - चिट्ठ - निरप्पाः (સિ. હે. ૮-૪-૧૬) એ સૂત્રમાં ठा थक्क चिट्ठ અને निरप्प આપે છે, જેમાં સ્થાના અવતાર ठा અને थक्क છે, તો तिष्ठનો માગધીના સાહચર્યે चिट्ठ છે; निरप्प સ્વતંત્ર કોઈ રૂપ છે. थक्कનો એક અર્થ 'થાકવું' પણ છે — જે પણ વિકાસ તો સ્થાનો છે. પ્રાકૃતમાં स्थितના અર્થમાં ભૂતકૃદંત थक्क અને 'थाकेला'ના અર્થમાં थक्किअ છે; દેશ્ય તરીકે 'थाकेला'ના અર્થમાં પણ थक्क સ્વરૂપ પ્રયુક્ત થતું હતું.[10] 'નીચે જવા'ના અર્થમાં फक्क અને थक्क એ દેશ્ય ધાતુ પણ છે. આ પણ અર્થવિકાસ જ 'थक्क'નો છે. फक्क સ્વતંત્ર દેશ્ય ધાતુ છે. અંત્ય-સ્વરભારવાળું थक्किअ[11] અંગ આપણા 'थकुं'નું મૂળ છે. 'क्' બેવડો હોવાને કારણે બચી ગયો છે.

મોટે ભાગે જૂની કવિતામાં જ थकुं વિકારક રૂપ મર્યાદિત રહ્યું છેઃ જૂ. ગુજ.માં ભાલણ જેવાના હાથે વપરાયુ છે.[12]

<u>ने</u> — માત્ર સંપ્રદાનઅર્થે ચોથી વિભક્તિમાં આવેલો આ ने અનુગ પછી

---

અર્થ હોવાથી એમણે પોતાની માન્યતાને સમર્થન મળતું માન્યું છે. थकउ થકોના વિષયમાં મધ્ય. ગુજ.ના थकउ (थकु थाकउ थिकउ थिकु)ને थाकिउ–थाकना ભૂતકૃદંતમાંથી માન્યું છે. પિશલે સં. स्थक्यते એવું જે સ્વીકાર્યું છે તેના ઉપરથી थक्क મૂળ એમણે સ્વીકાર્યું છે. જુઓ ખંડ ૭૨–(૪) थको એમને મતે *थकिई ('थकिउ' દ્વારા) આવ્યું છે.

૧૦. पाईअसद्दमहण्णवो : પૃ ૫૪૯–૫૦

૧૧. ડૉ દવેએ 'थकउ' વર્ત. કૃદંતનું રૂપ નોંધ્યું છે, તેમાં 'थी'નો અર્થ છે. મધ્ય–ગુજ.મા थिकी–थकी બેઉ પ્રયોજાયા છે. જુઓ દવેઃ પૃ. ૧૪૯. આદિશ્રુતિમાં 'इ' પછીના 'ई'ને કારણે જ પ્રવિષ્ટ થયો છે; મૂળના स्थित સાથે સંબંધ રહ્યો નથી.

૧૨. કાદંબરી : कर्ण थकी कतारी मुदा (૧૩-૨૩૩)

વિભક્તિના नुं + સપ્તમીના इના મિશ્રણથી થયેલું અનુગરૂપ છે.[13] દ્વિતીયા વિભક્તિનો અર્થ આપવા કવચિત્ આ ने પ્રયોજાય છે. "हुं रोटली खाई जउं छुं" પણ કર્મ ચેતન માનવ હોય તો "हुं रामशंकरने खाई जउं छुं;" પરંતુ આવા સંજોગ બહુ જ ઓછાં સકર્મક ક્રિયાપદોમાં બને છે. દ્વિકર્મક ક્રિયાપદોના યોગમાં તો પ્રધાન કર્મ દ્વિતીયામાં પ્રત્યય રહિત, અને ગૌણ કર્મ ચતુર્થીના ભાવમાં 'ने' સાથે પ્રયુક્ત થાય છે.

માત્ર સાર્વનામિક मने – तने अमने – तमने આ રૂપો ચતુર્થી તેમજ દ્વિતીયાના અર્થ બંનેમાં સર્વસામાન્ય છે. માત્ર આના આભાસસામ્યે કહેવું હોય તો કહી શકાય કે— પ્રત્યયની જરૂર પડે ત્યારે 'ने' દ્વિતીયા વિભક્તિના 'અનુગ'નું કામ સારી આપે છે.

नुं— સર્વસામાન્ય ભાષામાં ષષ્ઠી વિભક્તિનો અનુગ 'नुं' વિકારક કે સબળ છે. આમ છતાં જૂની કવિતામાં—તેમ નવી કવિતામાં પણ કવચિત્ 'तणुं' અને केरुं બેઉ વિકારક કે સબળ પ્રયોજાય છે. અહીં આ ત્રણેનો વિચાર કરિયે.

મધ્ય ગુજ માં नउं નો આરંભ થયો છે ચતુર્થી વિભક્તિમાં સ્વીકારાયેલા અનુગ ने અને આના વચ્ચે સંબંધ છે જ. એ બે પૃથક્ કોઈપણ રીતે સાબિત કરી શકાતા નથી. મતભેદ માત્ર એટલો છે કે नउं માંથી ने આવ્યો કે नइं-માંથી 'नुं.' સામાન્ય મંતવ્ય એવું છે કે 'नु'નો જ તૃતીયા કે સપ્તમીના इ દ્વારા 'ने' વિકાસ છે. ડો. ટેસ્સિટોરી આથી ઊલટું માને છે એઓ नइमांथी नउनो પ્રચાર સ્વીકારે છે.[14] नइं એક અનુગ મધ્ય. ગુજ.માં ષષ્ઠીનો હતો તેમાં इं સપ્તમીનો અવશેષ છે એમ એમણે બતાવ્યું છે. એ સામે આપણને વાંધો નથી; વાંધો એ જ છે કે ષષ્ઠીમાં 'नइ' પ્રયુક્ત થયું નથી. એમણે "ए भगवन्त-नइ तेरमउ भव" એક ઉદાહરણ નોંધ્યું છે ત્યાં એઓ 'नइ' શુદ્ધ ષષ્ઠીનો અનુગ સ્વીકારે છે. આ ઉદાહરણનું સ્વરૂપ જોતાં તો એ "कृष्णने घणा दीकरा" એવા અર્વાચીન પ્રયોગનું જૂનું ઉદાહરણ છે.

---

૧૩. મારવાડીમાં नै (= ने) – नैं (= नें) છે. વસ્તુસ્થિતિએ બંને વચ્ચે કશો ભેદ નથી. ગુજરાતીમાં ઉચ્ચારણ અર્ધવિવૃત છે; પ્રાંતીય લેખે સાનુનાસિકતા પણ છે.

આ અનુગ અને બીજાં નામયોગીઓ વિશે ડૉ. ટેસ્સિટોરી સ્પષ્ટ અભિપ્રાય આપે છે કે "Most of the postpositions of the dative are by origin nouns in the locative." જુઓ ખંડ ૭૧મો. પણ ડૉ. ટેસ્સિટોરી આ અનુગને कन्हइंનો સીધો વિકાસ માને છે; नुं સાથે સંબંધનો નિષેધ કરે છે.

૧૪. ડૉ. ટેસ્સિટોરી: જુઓ ખંડ ૭૩ – (૫).

આમાં તો સપ્તમીના इ નો પ્રયોગ છે, જેણે ચતુર્થીનો સંબંધવાચક અર્થ અર્વાચીન ગુજરાતીને આપ્યો છે. એટલે 'नइ'માંથી 'नउ' થવાને બદલે 'नउ' માંથી 'नइ'ની શકયતા વધુ પ્રબળ અને તર્કશુદ્ધ છે.

પરંતુ આ અનુગોમાંનું 'न' અંગ આવ્યું કયાંથી ? સ્વ. રમણભાઈ નીલકંઠ અને નરસિંહરાવ 'तण'માં મૂળ જુએ છે,[૧૫] ડૉ. ટેસ્સિટોરી નામયોગી कन्हइ (અપ. कण्णहिं > *कर्णस्मिन्)માં જુએ છે;[૧૬] તો ડૉ. ત્ર્યંબકલાલ દવે જુલુસ બ્લોકને અનુસરી સં. नयेन સાથે સંબંધ બતાવે છે.[૧૭] 'तण'માં પડેલા એકવડા णકારનો न् થવાની કોઈપણ પ્રક્રિયા ક્રમિક ભાષાવિકાસમાં નથી, તેથી ડૉ. ટેસ્સિટોરી અને બ્લૉક સ્પષ્ટ રીતે 'तण'નો છેદ ઉડાડી નાખે છે.[૧૮] तणेण અપભ્રંશમાં હતું તેનો तणउं દ્વારા तणुं કવિતામાં પ્રયુક્ત થયેલો મળ્યો જ છે; આમાં સ્વાભાવિક ण જ છે એ લક્ષ્યમાં રાખવા જેવી વસ્તુ છે.

ત્યારે આપણી સામે ટેસ્સિટોરી અને બ્લૉક એ એનાં મંતવ્ય બાકી રહે છે. આમાં બ્લૉકનો 'नय' પ્રમાણશુદ્ધ નથી; એનો પ્રયોગ કોઈ જાણીતો નથી. ડૉ. ટેસ્સિટોરીએ પ્રયોગમાં વ્યાપક રહેલા कन्हइનો હવાલો આપ્યો છે. આજે ગુજરાતીમાં પણ નજીકના અર્થમાં 'कने' સચવાઈ રહેલો છે. મધ્યવર્તી 'क्'ના લોપે 'अन'–અંગથી આ 'नुं' વિકારક ઊતરી આવ્યાની સંભાવના તેથી વધુ પ્રમાણશુદ્ધ છે. આપણે ત્યાં कन्हे અને कने બંને પ્રકારનાં ઉચ્ચારણ વ્યાપક છે. શબ્દમાં મહાપ્રાણ ઉચ્ચારણ માટે ડૉ. ટેસ્સિટોરીએ *कर्णस्मिन् > कण्णहिं સ્વીકાર્યું છે; મહાપ્રાણ ઉચ્ચારણ ન જોઈતું હોય તો *कण्णइ સ્વીકાર્ય બને. જો કે મધ્ય.ગુજ.માં મહાપ્રાણ છે જ; અને આજે સૌરાષ્ટ્રમાં નિર્મહાપ્રાણ પ્રાંતીય લેખે છે. આગળ વધી कणे પણ વૈકલ્પિક ઉચ્ચારણ છે—જે ખૂબ મોડાનો વિકાસ છે.

'नुं'ના વિકાસમાં બીજા બે શબ્દની સંભાવના છે, તે जन्य અને ज्ञ; આમાંથી –ज्ञ > –ण्ण– > –न्न > –न જ્ઞાનવાચક અર્થ ષષ્ઠીનો મેળવવો મુશ્કેલ

૧૫ જુઓ મનોમુકુર ભાગ ૧ લો : પૃ. ૫૪૮. બીમ્સ અને ગ્રિઅર્સન પણ આમ માને છે. ડૉ. ભાંડારકર तनक સ્વીકારે છે ( પૃ. ૨૬૧ ).

૧૬. ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૭૧–( ૧ )

૧૭ ડૉ. દવે : પૃ. ૫૭–૫૮ બ્લૉકે मराठी भाषेंचा विकासમાં ખંડ ૨૦૧માં ચર્ચા કરી છે. જુઓ પૃ ૨૪૫–૪૬ અને नय='मार्ग' તરફ ઝોક આપ્યો છે.

૧૮. ડૉ. ટેસ્સિટોરી : જુઓ ખંડ ૭૩ – (૫); બ્લૉક : પૃ ૨૪૬. સ્વ. કમળાશંકર ડૉ. ટેસ્સિટોરીના મતનું ખંડન કરી तणનો પક્ષ સાબિત માને છે. ( જુઓ બૃ વ્યા. પૃ. ૧૩૦ ); પણ 'ण' નો 'न' ન થઈ શકે એ વસ્તુ એમના ધ્યાન બહાર જ રહી છે.

છે; પણ–जन्य > जण्ण – > – अण्ण – > – अन्न – > – न શક્ય છે. ડૉ. ટેસ્સિટોરીએ આપેલાં ઉદાહરણ—

ऊन्हाला – नउ चउथउ मसवाड
तेहनी पुत्री
ऊजेणी – नउ मारीय राजा
वड – ना कोटर – मांहि
दिहाडा – नइं विपइं
म्लेच्छ – ना लाप

સંસ્કૃતમાં जन्यનો એક અર્થ 'relating to–ની સાથે સંબદ્ધ, ને લગતું' એવો થાય છે. ઉપરનાં છયે ઉદાહરણમાં આ અર્થ સ્પષ્ટ છે. આમ છતાં 'जन्य' ના આવા પારંપરિક પ્રયોગની ખાતરી ન થાય ત્યાંસુધી સ્વીકારી ન શકાય. આ કારણે ડૉ. ટેસ્સિટોરીની વ્યુત્પત્તિ વધુ ગ્રાહ્ય છે. ડૉ. સુનીતિકુમાર ચેટરજીની પણ આ વ્યુત્પત્તિને પુષ્ટિ છે.

માં–સપ્તમી વિભક્તિમાં પ્રયોજાતો આ અનુગ વધુ પ્રમાણમાં વ્યાપક થઈ ચૂક્યો છે સ્વ. રમણભાઈ નીલકંઠ, કેશવ હ ધ્રુવ અને નરસિંહરાવ એ ત્રણે ગુજ.વિદ્વાનો માંનો સં. मध्य શબ્દમાંથી વિકાસ સ્વીકારે .છે. ડૉ. ટેસ્સિટોરીએ મધ્ય. ગુજ.ના मझारि, माझि, मां (म्हां), मांहि (माहि, मांहइ, माहे, महिइ) આ ત્રણ અનુગ–નામયોગી આપ્યા છે. આ ત્રણેના મૂળમાં मध्य શબ્દ છે. मझारि > અર્વા. ગુજ. मझार કે मोझार માત્ર કવિતામાં જ પ્રયુક્ત થયો છે અને સં. मध्यागारे >પ્રા. मज्झआरे >અપ मज्झारि> મધ્ય. ગુજ. मझारि એ રીતે મળ્યો છે. माझि રૂપ આપણે ત્યાં વ્યાપક નથી. મરાઠીમાં વ્યાપક થયેલા આ રૂપનું એકમાત્ર ઉદાહરણ ડૉ. ટેસ્સિટોરીએ आवी घरि मांझि નોંધ્યું છે. અહીં घरिમાં પણ સપ્તમી પ્રત્યય 'इ' છે. આમ પ્રત્યય અને નામયોગી બંને આમાં પ્રયોજાયેલાં છે. આ ઉદાહરણ આપણને માંની સાધનામાં સહાયક થાય એમ છે. સ્વ નરસિંહરાવે मध्य – मज्झ – माझ – माह્ આવો ક્રમિક વિકાસ ઇષ્ટ માન્યો છે. ડૉ. ટેસ્સિટોરી मध्य >मज्झની અપભ્રંશ–પંચમી વિભક્તિના શક્ય-રૂપ मज्झहुं >माझां> माहां >म्हां દ્વારા વ્યુત્પત્તિ સાધે છે. આ અનુગમાં મહાપ્રાણતત્ત્વ સદા રહ્યા કર્યું છે અને મધ્ય. ગુજ.માં मांहि વગેરે રૂપોના વિકાસમાં છેક દયારામ સુધી मांहां એવી જોડણી મળ્યા કરી છે. પ્રશ્ન માત્ર એ રહે છે કે આમાં સાનુનાસિકતા ક્યાંથી આવી. ડૉ ટેસ્સિટોરી मांहिની વ્યુત્પત્તિ અપ. मज्झे >મધ્ય. ગુજ. माझि દ્વારા झ નો ह થયે સાધે છે. આમ સપ્તમીનો इ પ્રત્યય અંદર સંમિલિત હોઈ અપભ્રંશમાંની इની વૈકલ્પિક સાનુનાસિકતા

મળે જ છે. છેલ્લા 'इ' નો मांहे એ વિકસિત રૂપમાં 'ए' થયો છે, मांह्यમાં લઘુપ્રયત્ન ह થયો છે; એની તેથી જ ઉચ્ચારણલોપ તરફ ગતિ હોઈ म्हां અવશિષ્ટ રહે છે. મધ્ય ગુજ.માંથી અર્વાચીન ગુજરાતીમાં આવતાં મહાપ્રાણ જુદો લખાવાની પદ્ધતિને કારણે એ માંહાં લખાયો છે. આ કારણે ડૉ. ટેસ્સિ-ટોરી માંને અપ. પંચમીના मज्झहुंમાંથી સાધવા પ્રયત્ન કરે છે તેની કોઈ આવ-શ્યકતા રહેતી નથી. પંચમીનો આગ્રહ જ રાખવો હોય તો એકવચનના પ્રાકૃત પ્રત્યય म्हां (<સં.स्मात्)થી પણ શકયતા છે. પરંતુ મને અહીં પંચમીના કોઈપણ પ્રત્યયની આવશ્યકતા જણાતી નથી. હિંદીમાં मेँ રૂપ પ્રયોજાય છે; એટલું જ નહિ, ચરોતર અને ઉત્તર ગુજ. તેમજ ગુજરાતની પૂર્વ સરહદે પણ मेँ પ્રયોજાય છે રાજસ્થાનીમાં પણ मेँ છે જ. આ સપ્તમીના मांहिનો જ વિકાસ છે.

આ માંને હવે સં. સર્વનામોના स्मि પ્રત્યય દ્વારા પાલિમાં વ્યાપક થયેલા स्मि – म्हि, પ્રાકૃતના स्मिमांથી સાધવાની જરૂર રહી જ નથી. એક વખતે સ્વ. નરસિંહરાવે આ શકયતા બતાવેલી, પણ પછી એમણે જ એ મત જતો કર્યો છે.

૩. વિભક્તિ પ્રત્યયયો ઘસાઈ જવાને કારણે યા એ પ્રત્યયોથી અર્થની સ્પષ્ટતા અધૂરી રહેતી હતી તે પૂર્ણ કરવાને માટે—નરસિંહરાવ જેને વ્યસ્ત દશા કહે છે–તે–સમાસબહુલ પરિસ્થિતિમાં ભાષાને ખેંચી જતાં નામયોગીઓ પ્રયુક્ત થયાં. જુદી જુદી વિભક્તિઓમાં જુદાં જુદાં નીચેનાં નામયોગીઓ આજે પ્રયુક્ત થાય છે :

> ૩જી વિભક્તિમાં— वडे, वती, साथे, द्वारथे, वेरे, शुं (કવિતામાં), करी
> ૪થી વિભક્તિમાં—माटे, सारु, काजे, वास्ते
> ૫મી વિભક્તિમાં—करतां, पें (કવિતામાં), द्वारा, लीधे
> ૬ઠ્ઠી વિભક્તિમાં—तणु (કવિતામાં), केरुं (કવિતામાં)
> ૭મી વિભક્તિમાં—उपर, माथे, कने, पासे, भणी, गमां सुधी, लगी, विशे

મધ્ય. ગુજ.માં કેટલાંક જુદાં જ નામયોગી પ્રયુક્ત થતાં હતાં; આજે આપણને નવાં પણ આવી મળ્યાં છે. આપણે સાચવી રાખેલાં અને નવા મળેલાં તે વિશે અહીં આવશ્યક માહિતી આપુ છું.[૧૯]

<u>૩ જી વિભક્તિનાં—</u>

(૧) <u>वडे</u>–૩જી વિભક્તિના બધા અર્થ આ નામયોગીથી વ્યક્ત થાય છે. કર્મણિ રચનામાં એ કર્તાનો અર્થ વ્યક્ત કરે છે, તો કરણ અને કારણનો પણ અર્થ એ વ્યક્ત કરે છે. અર્વાચીન ગુજરાતી–પૌરાણિકોની ભાષામાં આનું ખૂબ

૧૯. ડૉ ટેસ્સિટોરી : ખંડ ૭૪–(૫). ઉપરનાં બધાં પણ આ ખંડનાં જ છે.

મહત્ત્વ છે આ શબ્દનો કોઈપણ પ્રાચીન પ્રયોગ જોવામાં નથી આવ્યો. એક દેશ્ય શબ્દ વડ 'દરવાજાનો એક ભાગ' જાણવામાં આવ્યો છે,[૨૦] પરંતુ સંસ્કૃતમાં વૃ ધાતુ ઉપરથી આવેલા ક્રિયાવાચક વૃતિ (સ્ત્રી.) શબ્દનો 'વાડય, આડ દીવાલ, ખાનું' એવો અર્થ 'આડય'નો અર્થ ધરાવનારો છે; તેથી 'દરવાજાનો એક ભાગ' એ એનો વિકસિત અર્થ સ્વાભાવિક રીતે જ મૂર્ત થાય; તો વડ એ સં. વૃત ભૂતકૃદંત ઉપરથી પાલિ–વત–અર્ધમાગધી–વડ એ રૂપમાં આવી રહે. આમ થતાં એનો 'દરવાજો' એવો અર્થ–આપણે આજે દ્વારા નામયોગી પ્રયોજિયે છિયે તેવો લોકભાષામાં સચવાઈ રહ્યો હોય તે "વડઇ દ્વારા વડેમાં મૂર્ત થતાં એમાંથી તૃતીયા વિભક્તિનો અર્થ સાચવવાની શક્તિ 'વડે'એ પ્રાપ્ત કરી હોય. વૃદ્ધ >વડ્ડ> વડ આવો કોઈ વિકાસ આમાં શક્ય નથી.

(૨) વતી–[૨૧]આમાં 'કર્તા'નો અર્થ સ્પષ્ટ નથી, 'કરણ' અને 'કારણ'નો અર્થ એ વ્યક્ત કરી શકે છે: 'છરી વતી દૂધીનું દીંટું કાપ્યું' રમણભાઈનો આ પ્રયોગ સ્પષ્ટ છે. છતાં 'મારા વતી આ કામ નહિ થાય' એવો કર્તૃગર્ભ પ્રયોગ પણ ક્વચિત્ થાય છે. 'વતી'નો અર્થ 'બદલે' પણ થાય છે: 'મારા વતી એને આપજો.' પણ આ પ્રયોગ બહુ પ્રચલિત નથી.

આ વતીનું મૂળ પણ અસ્પષ્ટ છે. સં. 'વૃત્તિ–વાડય'નો પ્રાકૃતમાં વઇ થાય છે તેમ વત્તિ પણ નોંધાયેલો છે.[૨૨] પણ દ્વિશ્રુતિમધ્યગત ત્ ૨૦૦૦ વર્ષ સચવાઈ રહે એ શક્ય નથી લાગતું, એટલે બેવડા ત્ત વાળો કોઈ શબ્દ આના મૂળમાં હોવાની શક્યતા વિશેષ છે. 'દેશીનામમાલા'માં સીમાવાચક એક દેશી શબ્દ વત્તિ નોંધાયેલો છે.[૨૩] આનો સંબંધ સં. વૃત્ ધાતુ ઉપરથી થયેલા ક્રિયાવાચક નામ વૃત્તિ–ગોળાકાર ઘાટ–અને તેથી દ્વૈતીયિક અર્થ 'સીમા' શક્ય; એમાંથી 'દ્વાર' અર્થ વિકસિત થતાં વૃત્તિકા >વત્તિઆ> વત્તિઅ >વતી આવી શકે.

(૩) સાથે–સં. સહાર્થવાચક 'સાર્થ–પુ. ટોળું'ની તૃતીયા વિભક્તિના એકવચન સાર્થકેન >પ્રા. સત્થપણ >અપ. સત્થઇં >મધ્ય. ગુજ. સાથઇં >સાથે આ વિકાસ છે.[૨૪] મધ્ય. ગુજ.માં સાથિ સાથિં સાથઇં વગેરે રૂપ નોંધાયેલાં છે જ.

---

૨૦. દેશીનામમાલા: ૭–૮૨

૨૧. સ્વ. કમળાશંકરે વતે નોંધ્યો છે અને એનું મૂળ સં. વાર્ત સુખમાં જોયું છે: પ્રા વટ્ટ–વત્ત (જુઓ બૃ. વ્યા. પૃ. ૨૬૩)

૨૨. પાઇઅસદ્દમહણ્ણવો: પૃ. ૯૨૪

૨૩. દેશીનામમાલા: ૭–૩૧.

૨૪. ડૉ. ટેસિટોરી તૃતીયા અને સપ્તમીની–બેઉની શક્યતા આપી તૃતીયા વિભક્તિ તરફ વધુ જોક આપે છે. એમણે ચમ્પક શ્રેષ્ઠિકથાનકમાં આવતો તસ્યાઃ સાર્થેન પ્રયોગ નોંધી આ પ્રયોગની પ્રાચીનતા બતાવી છે. જુઓ ખંડ ૭૦–(૪).

(૪) દ્વારવે-[બેઉ સ્વર ઉપર ભાર]—અને લઘુપ્રયત્ન યશ્રુતિ. આ સામાન્ય રીતે સૌરાષ્ટ્રમાં મર્યાદિત છે. આ અર્થમાં જોડ્યે પણ પ્રયોજાય છે. દ્વારવ એટલે પંક્તિ, અને જોડ્ય એટલે જોડકું, એની સપ્તમીનાં એકવચનનાં રૂપ છે.

(૫) વેરે-[બેઉ સ્વર ઉપર ભાર]—'સાથે'ના અર્થમાં માત્ર 'લગ્ન'ના અર્થમાંજ પ્રયોજાય છે. નાકરે જૂની ગુજરાતીમાં 'विहिरि' પ્રયોજ્યો છે. આનું મૂળ સ્પષ્ટ નથી.

(૬) શું-સં. સહાર્થક सहितम्‌માંથી પ્રા. सहिअं> અપ. सहिउं> મધ્ય. ગુજ. सिउं >स्यूं દ્વારા તાલવ્ય ઉચ્ચારણે 'શું' આવી રહ્યું છે. મધ્ય. ગુજ.માં सिउं स्युं सउं सूं सुं આવાં રૂપ પ્રયુક્ત થયાં છે. આ. હેમચંદ્રે किलाथवा-दिवा-सह-नहेः किर-अहवइ-दिवे-सहुं-नाहिं (સિ હૈ. ૮-૪-૪૧૯) એ સૂત્રમાં सहના આદેશ તરીકે सहुं નોંધ્યો છે. પિશલ साकम्‌માંથી વ્યુત્પન્ન કરી[૨૫] ह્ નો પ્રક્ષેપ માને છે, જેનું ડૉ. ટેસ્સિટોરી અનુસરણ સ્વીકારે છે. ડૉ. ટેસ્સિટોરી ગુરુસ્વરવાળી શ્રુતિ પહેલાં અનો इ થવાનું વિધાન કરે છે. મને તો सह+इतના સ્વાભાવિક વિકાસે 'इ' જણાય છે; બેશક, અપભ્રંશમાં सहु-सहुं જ છે. 'सह' મોજૂદ હોઈ 'साकम्' સાથે સંબંધ જોડવા જવાની આવશ્યકતા તો નથી જ.

વ્રજ હિંદી વગેરેમાં से એ આ सहનો જ વિકાસ છે. મારવાડીમાં सूं-ऊं જ પ્રયોગ ચાલુ છે. ગુજરાતીમાં ઘસાઈ ગયો છે. અને માત્ર જૂની કવિતામાં, તો કવચિત જ નવી કવિતામાં, પ્રયોજાય છે.

(૭) કરી-કરણ અને કારણના અર્થમાં વપરાતું આ નામયોગી મધ્ય. ગુજ.માં વિપુલતાથી પ્રયુક્ત થતું. આજે એનો પ્રયોગ ખૂબ ઘસાઈ ગયો છે. એની વિશેષતા એ છે કે એ પોતાની પૂર્વના શબ્દમાં તૃતીયાના एની અપેક્ષા રાખે છે: छरीए करी शाक समार्युं વગેરે. ડો. ટેસ્સિટોરીએ બતાવ્યું છે તે પ્રમાણે[૨૬] આ ભૂતકૃદંત करिउनो सति સપ્તમીનો करिइ એવો જે પ્રયોગ તેનું સંક્ષિપ્ત રૂપ છે. એ માટે એમણે किसइ कर्मि करी मज्झ-रहइ प फल हूयं- આ અવતરણ આપ્યું છે. આટલા જૂના સમયમાં સતિ સપ્તમીનો પ્રયોગ ઘસાઈ કરી રૂપ સ્થાપિત થઈ જાય એમ માનવું મને વધારે પડતું લાગે છે; તેથી જ સં. कृत्वाના સમાંતર *कर्य રૂપનું શૌ. દ્વારા મળેલા અપભ્રંશ-માં સામાન્ય करिअ દ્વારા મળેલું करी અવ્યરૂપ કૃદંતજ સ્વીકારવું વધુ વાજબી છે. करीની

૨૫. પિશલ : પૃ. ૧૪૯; ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૭૦-(૫) અને ખંડ ૨-(૧)

૨૬. ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૭૦-(૧)

પૂર્વના શબ્દોમાં પ્રત્યય તૃતીયાનો કરણ-કારણ અર્થે જ સ્પષ્ટ વ્યક્ત છે; ત્યાં સપ્તમીના પ્રત્યયની કોઈ શક્યતા નથી.

૪ થી વિભક્તિનાં—

(૧) માટે-ડૉ. ટેસ્સિટોરી નરસિંહરાવ વગેરે સં. निमित्तकेन ઉપરથી પ્રા. णिमित्तेण >અપ णिमित्तें - णिमित्तइं પછી આદિ અસ્વરિત णि ના લોપે *मित्तइं - मत्तइं દ્વારા जेत्तुल - तेत्तुल વગેરેમાં થયા પ્રમાણે त् નો ट् થયે *मट्टइं-માંથી माटइं - माटैं - માટેનો વિકાસ માને છે. ડૉ. ટેસ્સિટોરીને माटइं અને निमित्तइंના સમાંતર પ્રયોગ મળ્યા હોવાથી એઓ निमित्तમાંથી माटइं સાધવા ઉદ્યુક્ત થયા છે.[૨૭] સ્વ. કમળાશંકરે અને સ્વ. કે. હ. ધ્રુવે સં. मात्रा (પૈસા) પરથી જૂ.ગુ. माटइ - माटि સાધ્યું છે અને સ્વ. કમળાશંકરે ઉત્કલીમાં પ્રયુક્ત થતા मात्रकेના આ જ અર્થ સાથે સામ્ય બતાવ્યું છે. મને 'સં. मात्रा (પૈસો) એ શબ્દ લેવાની અપેક્ષા જણાતી નથી; ગીતાનો 'निमित्तमात्रं भव सव्यसाचिन्' એ પ્રયોગ આપણને અહીં મદદગાર થાય એમ છે. मात्र લો કે मात्रा-સમાસમાં 'मात्र' બને છે; એ તાદર્થ્યનો અર્થ સાધી આપે છે. निमित्तમાં त्त નો ट થવાને કોઈ સાધક વસ્તુ નથી તેથી ડૉ. ટેસ્સિટોરીને जेत्तुल - तेत्तुलનું આભાસ-સામ્ય શોધવું પડે છે, ત્યારે मात्रમાં તો र् મૂર્ધન્ય છે જ તેથી ट् થવાને પ્રબળ કારણ છે. સ્વ. નરસિંહરાવને કોઈ ઉદાહરણ નથી મળ્યું માટે निमित्तનો પક્ષ સ્વીકારે છે; હું ઉપરનું ગીતાનું વાક્ય જ આપું છું, જે સંસ્કૃતયુગમાં 'તાદર્થ્ય'ના ભાવનું મૂળ સૂચવે છે. मात्रा નહિ પણ मात्र >પ્રા. मत्त - *मट्ट-માંથી તૃતીયાના इ થી *मट्टइं >જૂ. ગુ. माटइं સ્વાભાવિક રીતે આવે છે. मात्रा - मात्रનો વિકાસ मत्त - मेत्त એમ બેઉ રીતે નોંધાયેલો છે.[૨૮]

(૨) સારુ-ગુજરાતી ભાષાનો 'તાદર્થ્ય'માં આગવો પ્રયોગ છે. સૌરાષ્ટ્રમાં દરિયાકાંઠે 'साटु' પ્રયોજાય છે. સારુનું મૂળ સ્વ. કમળાશંકરે सारकंમાં જોયું છે.[૨૯] આનો કોઈ પારંપરિક પ્રયોગ મળ્યો નથી. साटुं-બદલો, साटे-બદલે-ના આભાસસામ્યે સૌરાષ્ટ્રમાં 'साटु' તાદર્થ્યે પ્રયુક્ત થયો જણાય છે. ગુજ. सारुं ઉદ્ગારવાચક અવ્યય 'सारुं' વિશેષણથી મળ્યો છે તેની પાછળ सारुं એવી પણ જોડણી આની ક્વચિત્ કરવામાં આવતી.

---

૨૭. બૃ. વ્યા. પૃ. ૨૬૩; ને કે. હ. ધ્રુવ : કાદંબરી : પૃ. ૨૭૦

૨૮. પાઇઅસદ્દમહણ્ણવો : પૃ. ૮૩૧ : वयणमत्तमिट्ठाणं અને मोअणमेत्तं

૨૯. બૃ. વ્યા. પૃ. ૨૬૩

(૩) काजे–સં. कार्येण > પ્રા. कज्जेण > અપ. कज्जें – कज्जइंनो મધ્ય. ગુજ. काजइं દ્વારા મળેલો આ વ્યાપક પ્રયોગ છે. આમાં काज નામ જ છે. લાઘવથી પહેલાંનો 'ने' અનુગ 'नउ + इ' તરીકે મળેલો વિકલ્પે લુપ્ત થતાં આ નામયોગી તરીકેનો પ્રયોગ પ્રચલિત થયો સ્વીકારાયો છે.

(૪) वास्ते–આ શબ્દ ફારસી દ્વારા મળ્યો છે.

૫ મી વિભક્તિનાં—

(૧) करतां–જ્યારે માત્ર તુલનાનો પ્રસંગ હોય છે ત્યારે करतुं વર્તમાન કૃદંતનું સપ્તમ્યંત અવ્યયરૂપ 'करतां' પ્રયોજાય છે.

(૨) पें–ડૉ. ટેસ્સિટોરી સં. पक्षे ઉપરથી અપ. पक्खे – पक्खि દ્વારા पाखि થઈ पाहिंની સાધના કરે છે. એ पाहिंનો હાલ માત્ર કવિતામાં જળવાયેલો અવશેષ पें માત્ર તુલનાના પ્રસંગમાં જ પ્રયોજાય છે.

(૩) द्वारा–સં. માં નારીજાતિનો द्वार्–બારણું, સાધન એ અર્થમાં છે તેની તૃતીયા–એકવચનનું આ રૂપ સં. તત્સમ નામયોગી તરીકે આપણે ત્યાં પ્રયુક્ત થાય છે. અંગ્રેજી throughનો ભાવ આમાં સચવાયો છે. આ જ અર્થમાં અરબી मारिफतमांથી આવેલો मारफत નામયોગી પણ આપણે પ્રયોજિયે છિયે.

(૪) लीधे–મધ્ય. ગુજ.માં कीधउंના આભાસસામ્યે दा અને ला ધાતુનાં ભૂતકૃદંત दीधउं – लीधउं મળ્યાં છે. આમાંના लीधउंના સતિસપ્તમીના પ્રયોગનો આ અવશેષ છે; તેથી જ लीधे પહેલાં नउ + इ નો 'ने' અનિવાર્ય છે. સ્વ. કમળાશંકરે "लब्ध्वा; અપ. लहिअ; હિંદીમાં लिये" એવો ખ્યાલ આપ્યો છે.[૩૦] लब्ध्वा અવ્યયરૂપ કૃદંતને બદલે लब्ध ભૂતકૃદંત તરફ નજર જાય; પણ એનું રૂપ लाधुं આપણને મળ્યું છે. હિંદીમાં लिये તો 'माटे'ના અર્થમાં છે; એ વિકાસ અપ. लहिअ સાથે સંગત છે; આ लीधे સાથેનહિ. लीधेમાં કરણ અને અને કારણનો અર્થ વિકસ્યો છે.

૬ ઠ્ઠી વિભક્તિનાં—

(૧) तणुं–સં. માં કોઈ પ્રયોગ જાણીતો નથી. अद्यतन सनातन વગેરે શબ્દોમાંના तन–કાળવાચક પ્રત્યય સાથે જોડવાનો પ્રયત્ન છે. બીમ્સ ભાંડારકર વગેરેની આ માન્યતાને ડૉ. ટેસ્સિટોરીએ તોડી आत्मनकः ઉપરથી अप्पणउ થઈ આદિશ્રુતના લોપે અને प्पનો त्त થયે સાધના આપી છે. પ્રાકૃતમાં अप्पण – अत्तण એ બેઉ રૂપ પ્રયુક્ત થાય છે. અપભ્રંશમાં तणउं પછી વિભક્તિ સાથે

૩૦. બૃ. વ્યા. પૃ. ૨૬૨.

इमु कुलु तुह तणउं (સિ. હૈ. ૮-૪-૩૬૧માં) તો સ્વતંત્ર નામયોગી તરીકે તાદર્થ્યે तणेण (તૃતીયા એકવચનના રૂપમાં) "तादर्थ्ये केहिं - तेहिं - रेसि - रेसिं - तणेणाः (સિં. હૈ. ૮-૪-૪૨૫)" એ સૂત્રથી નિર્દિષ્ટ છે. 'સંબંધ'ના અર્થમાં तणअ વિશેષણ પ્રાકૃતમાં 'દેશ્ય' તરીકે પ્રયુક્ત છે.[31] આટલો વહેલો પ્રયોગ आत्मनः ના अत्तणं દ્વારા શક્ય જણાતો નથી. તેથી જ अद्यतन सनातन વગેરે શબ્દોના આભાસસામ્યે સ્વતંત્ર રીતે સં. तन् ધાતુનો જ આ કોઈ વિકાસ જણાય છે.

આજે આ માત્ર કવિતામાં જ પ્રયુક્ત થાય છે; જીવંત ભાષામાં એનું કોઈ સ્થાન આજે નથી.

(૨) केरु-'तणुं'ની માફક આજે માત્ર કવિતામાં જ પ્રયુક્ત થતું આ નામયોગી પણ આ. હેમચંદ્રના સમય જેટલું જૂનું છે; એમની પૂર્વે પણ અપભ્રંશમાં 'ભવિસ્સત્તકહા' વગેરેમાં પ્રયુક્ત થયેલું છે. હિંદી વગેરેમાં ઊતરી આવેલો का - के તેમજ ગુજ.માં સચવાયેલો केरु એ બેઉ સં. कृ ધાતુના જ અવશેષ છે: का ને कृत દ્વારા અને केरु ને कार्य દ્વારા સાધવામાં આવ્યા છે. સં. कार्य >પ્રા. कारिअ - केरिअ રૂપ પિશલે સાધેલ છે.[32] केर केरअ केरिआ શબ્દો સ્વતંત્ર રીતે તેમજ अम्हकेर परकेर એ વગેરે રૂપમાં છેક 'મૃચ્છકટિક'ના સમય જેટલો જૂનો પ્રયોગ છે—જ્યાં અર્થ 'સંબંધ'નો વિકસિત થયેલો પણ દેખાય છે. कार्यનો करिअ જેવો વિકાર સં. आश्चर्य >પ્રા. अच्छेरअ, સં. पर्यन्त >પ્રા. पेरन्त, સં. ब्रह्मचर्य >પ્રા. बम्भचेर વગેરે જેવો ખૂબ જૂનો છે. આ. હેમચંદ્રે आश्चर्य - ब्रह्मचर्यમાં આ વિકાર નોંધ્યો છે;[33] केरनो નોંધ્યો નથી; પણ 'केर' એમનાં સંખ્યાબંધ ઉદાહરણોમાં સંબંધના આદેશ તરીકે પ્રયુક્ત છે.

૭ મી વિભક્તિનાં—

(1) उपर—સં. માં उपरि[34] પરંતુ અપભ્રંશમાં उप्परि એમ બેવડા प्प-વાળું રૂપ શરૂમાં મધ્ય. ગુજ.માં उप्परि - उप्पिरि એ રીતે પ્રયુક્ત થતું હતું, જેના ઉપરથી હિંદીમાં દીર્ઘ ऊકારથી ऊपर લખાય છે. આપણે ત્યાં પણ છેક દયારામ સુધી ऊ દીર્ઘ લખાતો હતો. આજે प ઉપરના વજનને લીધે उ હ્રસ્વ ઉચ્ચરિત

૩૧. પાઈઅસદ્દમહણ્ણવો, પૃ ૨૬૫

૩૨. પિશલ : પૃ. ૧૩૦

૩૩. સિ. હૈ. ૮-૧-૫૮, ૫૯

૩૪. પં. બેચરદાસજીએ ऊर्ध्व ઉપરથી उप्प-એવું પ્રાકૃત અંગ ઉતારવા પ્રયત્ન કર્યો છે: उब्भ=उप्प એમ.

થાય છે તેથી उ હ્રસ્વ લખાય એ અસ્વાભાવિક નથી; પણ એટલું સ્પષ્ટ સમઝવું જોઈયે કે સં. उपरि નો એ સીધો અર્વાચીન તદ્ભવ નથી. આ. હેમચંદ્રે सायर उप्परि तणु धरइ (સિ. હૈ. ૮-૪-૩૩૪) એવું ઉદાહરણ નોંધ્યુ છે ત્યાં એ સામાન્ય અવ્યય જ છે, નામયોગી નથી; પણ પછીથી મધ્ય. ગુજ.માં ષષ્ઠી સાથે પ્રયુક્ત થતો અર્વાચીન ગુજ.માંથી સાતમી વિભક્તિનો 'અંદર નહિ' એવા અર્થે નવો પ્રયુક્ત છે. આમાં સાતમીનો પ્રત્યય આભાસસામ્યે સ્વીકારાયો હોઈ फलाणानी उपर અને નવીનતર પ્રયોગમાં फलाणाना उपर આવા પ્રયોગ પણ नी-ना ના લોપ સાથે પ્રચલિત છે.

(૨) <u>माथे</u>-વસ્તુસ્થિતિએ તો સં. मस्तके > मत्थए > અપ. मत्थइं > મધ્ય. ગુજ. माथइं ઉપરથી 'माथुं'ના સપ્તમી એકવચનનું આ રૂપ જ છે; પણ નામયોગી જેવો એનો ઉપયોગ વચ્ચેના नी-नेना લોપે પણ ચાલુ છે; બેશક, સૌરાષ્ટ્રમાં જ આ વ્યાપક છે.

(૩) <u>कने</u>-મધ્યકાલીન ગુજરાતીમાં कन्हइं રૂપ ખૂબ વ્યાપક હતું અને ડૉ. ટેસ્સિટોરીના જણાવ્યા પ્રમાણે તૃતીયા પંચમી અને સાતમી વિભક્તિના નામયોગી તરીકે એ પ્રયુક્ત થતું હતું.[૩૫] कने पासे नजीक વગેરે સમાનાર્થક હોઈ આજે સપ્તમીના અર્થમાં જ આપણે સ્વીકારિયે છિયે. ડૉ. ટ્રમ્પે સિંધી વ્યાકરણ (પૃ. ૪૦૧)માં જણાવ્યા પ્રમાણે ડૉ. ટેસ્સિટોરીએ कर्ण શબ્દના સં. कर्णके ને સ્થાને સાર્વનામિક स्मिन् પ્રત્યયના યોગે कर्णस्मिन् દ્વારા कण्णहिं અપભ્રંશમાં થાય તે ઉપરથી कन्हइની સાધના કરી છે.

આપણે ત્યાં ત્યાં-कणे अहीं-कणे જેવામાં વપરાતો कणे એ कनेનો જ પ્રાંતીય વિકાસ છે.

(૪) <u>पासे</u>-સં. पार्श्वके > પ્રા. पस्सए > અપ. पस्सइं > મધ્ય. ગુજ. पासइं દ્વારા पासें-पासे મળ્યો છે. મધ્ય. ગુજ.માં પાંચમી અને સપ્તમીના અર્થમાં પ્રયોજાતો ડૉ. ટેસ્સિટોરીએ નોંધ્યો છે. ડૉ. ટેસ્સિટોરી લાવે છે તેમ એને[૩૬] पार्श्वस्मिन्માંથી લાવવાની ખાસ આવશ્યકતા નથી.[૩૭]

(૫) <u>भणी</u>-મધ્ય. ગુજ.માં ચતુર્થીના અર્થમાં 'तादर्थ्ये' પ્રયોગ સામાન્ય હતો, જેનો અર્થ 'એને ઉદ્દેશી' થતો. એમાંથી જ 'ના તરફ'નો અર્થ વિક-

૩૫ ડૉ ટેસ્સિટોરી : ખંડ ૬૮

૩૬. એજન : ખંડ ૬૮

૩૭. એજન : ખંડ ૭૪-(૩)

સિત થયો છે. તરફ, બાજૂ-નુ આ શબ્દોએ આજે 'ભણી'ને લગભગ લુપ્ત કરી નાખ્યો છે. બીજી બાજુ ઉ. ગુજરાત વગેરે સ્થળોએ જૂનો ગમાં વ્યાપક છે. આ ભણી નામયોગી સં ભણિત ભૂતકૃદંત–'ને લક્ષ્ય કરી'–એ અર્થમાં પ્રા. भणिअं–અપ भणिउ દ્વારા મધ્ય. ગુજ.માં આવી રહ્યો છે. એને ડૉ. ટેસ્સિટોરીની જેમ સં. भणिते ભૂતકૃદંતમાંથી ૭મી એ વ. કરી લાવવાની આવશ્યકતા નથી;[૩૮] એમને भणिइ જેવાં સતિ સપ્તમીના જેવાં લાગતાં રૂપ ક્વચિત્ મળવાથી આ મત તરફ આદર જણાય છે. મધ્ય ગુજ.માં 'ભણી' સપ્તમીના અર્થમાં પણ પ્રયુક્ત છે—જે આજ દિવસ સુધી વ્યાપકતા ધારણ કરી પ્રયુક્ત થયા કર્યો છે.

(૬) ગમાં–તળ ગુજરાતના પ્રાંતીય પ્રયોગ તરીકે વ્યાપક આ ગમાંમાં સપ્તમીનો માં પડ્યો છે. ગમ પણ પ્રયોજાય છે જ, જેમાં इ લુપ્ત થયો છે. સં. ग्रामे > પ્રા. *गामे > અપ. *गामि > મધ્ય. ગુજ. गमिनुं આ શક્ય રૂપ આપણને આવી મળ્યું છે. 'ગામ'ના અર્થમાંથી 'તરફ'નો અર્થ વિકસ્યો છે.

(૭) સુધી–સં. માં सविध વિશેષણ 'નજીકનું'ના અર્થમાં છે. માત્રામાનના સિદ્ધાંતથી *सविद्ध થયા પછી જ *सविद्धके > પ્રા. *सउद्धए > અપ. *सउद्धइं > દ્વારા સુધી આવી શકે. નરસિંહરાવે સુધીમં ऊ દીર્ઘ સ્વીકારેલો; ઉચ્ચારણ-લાઘવથી હ્રસ્વ જ આવે છે. 'सुध्धां' અવ્યય આપણે ત્યાં પ્રયુક્ત થાય છે, જેમાં સં. सार्धम्નો અર્થ છે; सुध्धांत પણ આપણે પ્રયોજિયે છિયે–એ પણ એનો જ વિકાસ છે; એ બેઉને 'સુધી' સાથે કશો સંબંધ નથી[૩૯]

(૮) લગી–મધ્ય. ગુજ.માં આ નામયોગી પંચમીના અર્થમાં પ્રયુક્ત થતો હતો. સં. लग्न-क ભૂતકૃદંત ઉપરથી પ્રા. लग्गअं > અપ. लग्गउं દ્વારા વિકાસ છે. એમાં पासे-कन्ने-ની જેમ જ સપ્તમીનો इ ઉમેરાયો છે ને લગી રૂપ વ્યાપક બન્યું છે. મધ્ય. ગુજ.માં लगइ-लगि રૂપ પ્રયુક્ત થયેલ છે.
સુધી અને લગીના અર્થમાં સં. पर्यन्त શબ્દ પણ આપણે પ્રયોજિયે છિયે.

(૯) વિશે–'અંદર'નો અર્થ બતાવવા 'માં' જેમ પ્રયોજાય છે તેમ ની-નેની સાથે કે એકલો વિશે પણ પ્રયોજાય છે. મધ્ય. ગુજ.માં विषि શબ્દ સં. विषयના સંક્ષેપ તરીકે જોડણીમાં 'ष'થી પણ ઉચ્ચારણમાં 'ख'થી વ્યાપક હતો; એણે જોડણીમાં विषे=विखे એક બાજુ ચાલુ રાખ્યો તો બીજી બાજુ ઉચ્ચારણમાં विसे ચાલુ રાખ્યો. તળગુજરાતમાં તાલવ્ય સ્વરના યોગે ઉચ્ચારણ

૩૮. ડૉ. ટેસ્સિટોરી: ખંડ ૭૧–(૪)

૩૯. સ્વ. કમળાશંકરે सावधिमांथी સંભાવના માની ડૉ. હોર્નલનો મત પણ નોંધ્યો છે–જેમના મતે समाधा ધાતુ પરથી सवॅद्ध–सऊॅद्ध રૂપ આ શબ્દ તેમજ सुध्धांना મૂળમાં ઇષ્ટ ગણ્યું છે.

તાલવ્ય ण્વાળું આવી રહ્યું—તે આ વિશે. આજે ચિપેમાં વિકલ્પે મૂર્ધન્ય ष લખાય છે, પણ આ મૂર્ધન્ય ઉચ્ચારણ અ-ગુજરાતી છે.

અર્વાચીન ગુજરાતીમાં આ રીતે ત્રણ પ્રકારથી–એકમેકને પુષ્ટિ આપનારા—થી સંસ્કૃતની વિભક્તિઓની પૂરણી કરી લેવામાં આવી છે. આ વિવેચન ઉપરથી સ્પષ્ટ થશે કે આપણી પાસે તૃતીયા-સપ્તમીનો ए માત્ર અવશિષ્ટ છે. વિકારક અંગોમાં નર.માં ઓ, નારી.માં ઈ, નાન્યતરમાં ઉં પ્રથમા-દ્વિતીયા વિભક્તિના એકવચનનાં રૂપ છે, જેના વિકાસ વિશે આ પછી યથાસ્થાન વિસ્તાર આવશે જ. બહુવચનનો ઓ તેમજ વિભક્તિઓના અનુગો અને નામયોગીઓ શબ્દાંગને લાગલા જ લાગે છે. વિકારક અંગોમાં શબ્દાંગ 'આ'થી તૈયાર થાય છે એ વિશે પણ યથાસ્થાને વિસ્તાર આવશે જ.

આ પ્રમાણે વિભક્તિકાર્યનો ખ્યાલ મેળવ્યા પછી જૂનામાં જૂનાં સ્વરૂપોને સાચવતાં સાર્વનામિક રૂપોનો ખ્યાલ મેળવિયે.

## ૪. સર્વનામો

વ્યાકરણોમાં સર્વનામોના હાલ પુરુષવાચક દર્શક પ્રશ્નાર્થ અનિશ્ચિત સાપેક્ષ અને અન્યોન્યવાચક એવા પ્રકાર અંગ્રેજી વ્યાકરણની દૃષ્ટિએ પાડેલા જોવામાં આવે છે. રૂપાખ્યાનોની દૃષ્ટિએ વિચાર કરતાં (૧) પુરુષવાચક હું-તું, (૨) દર્શક તે-આ-ए-ओ, પ્રશ્નાર્થ અંગ क-(कोण), સાપેક્ષ जे, (૩) પ્રશ્નાર્થ कयुं-शुं, અનિશ્ચિત कशुं, (૪) અનિશ્ચિત कोई-कांई-कंई-कँ અને (૫) પ્રકીર્ણ आप-आपणे-पोते-पेलुं-ओल्युं-सौ-सहु આવા પાંચ પ્રકાર આપણને આવી મળ્યા છે. આ પ્રકારો પ્રમાણે પાર્થક્યથી આપણે સાર્વનામિક રૂપરચના વિચારિયે.

<u>(૧) હું અને તું :—</u>

આ બંને અનુક્રમે પહેલા પુરુષનાં અને બીજા પુરુષનાં એકવચનનાં રૂપ છે. સંસ્કૃતમાં આ સર્વનામો માટે અનુક્રમે એકવચનમાં म અને त्व, તથા બહુવચનમાં अस्म અને युष्म અંગ મળે છે દ્વિવચનમાં અનુક્રમે आव અને युव અંગ હતાં તે-પ્રાકૃત ભાષાઓમાં દ્વિવચનનો નાશ થવાથી આપણને આવી મળ્યાં નથી.

<u>હું અને એકવચનનાં રૂપ</u>

સ્વ. નરસિંહરાવે બતાવ્યા પ્રમાણે સં. अहम्ના વ્યત્યયથી हअम् થઈ પ્રા. માં हअं, અપ. हउं દ્વારા हूँ થઈ हुं આવ્યો છે, પરંતુ ડૉ. ટેસ્સિટોરીએ સં. अहकम् લીધો છે તે વધુ તર્કશુદ્ધ છે. અસ્વરિત શ્રુતિનો લોપ થતાં अ

ગયો છે. આના સમર્થનમાં પ્રાકૃતમાં हक-પ્રકૃતિવાળાં માગધી हगे વગેરે રૂપો મૂકી શકાય. શૌરસેની રૂપ *हगं-સ્વરભાર અંતે જતાં થયું હશે-જેનું સમાંતર રૂપ માગધીમાં हगे છે.[४०] બાકી हके જેવાં રૂપ પણ પ્રયુક્ત છે. અસ્વરિત अ ભારત-યુરોપીય હ્રસ્વ ए માંથી ઊતરી આવ્યો છે, કેમકે ગ્રીક અને લૅટિનમાં एगो રૂપ મળે છે-જે ભારત-યુરોપીય *एघो જેવા રૂપનો જ વિકાસ છે. 'घ'નો અલ્પપ્રાણ ગ્રીક-લૅટિનમાં થયો છે તો વૈદિક ભૂમિકામાં આવતાં સુધીમાં દ્વિશ્રુતિમધ્યગત વર્ગીયતા-પ્રાકૃતની લાક્ષણિકતાની રીતે લુપ્ત થતાં अहम् રૂપ આવી રહ્યું સંભવે છે.

પરંતુ મોટો પ્રશ્ન તો એ છે કે अहम्‌ના મૂળમાં સંભવિત મનાતું *एघोम् રૂપ ઊભું થયું ક્યાંથી ? એકવચનનાં બધાં રૂપાખ્યાનોમાં म અંગ જ છે, કે જેવું બીજા પુરુષના એકવચનમાં પ્રથમા-વિભક્તિથી લઈ સપ્તમી સુધી સર્વત્ર त्व અંગ છે. એ લક્ષ્યમાં રાખવા જેવી વસ્તુ છે કે ક્રિયાપદોનાં રૂપાખ્યાનોમાં પણ પહેલા પુરુષમાં-પરસ્મૈપદી પ્રત્યયોમાં સામાન્ય રીતે म અંગ જોવામાં આવે છે : मि, अम्, (આજ્ઞાર્થમાં વિકસિત आनि, તો પરોક્ષભૂતકાળમાં માત્ર 'अ' બચ્યું છે.) આત્મનેપદમાં સામાન્ય રીતે इ ए ऐ એ ત્રણેય 'इ'ના વિકાસનાં છે, જે પણ म અંગનીજ વિકૃતિઓ છે. વળી આ म પ્રકૃતિ એટલી સ્વાભાવિક છે કે બાળકો-લગભગ બધી ભારત-યુરોપીય ભાષાઓમાં પ્રથમ તો પહેલી વિભક્તિના એકવચનમાં म પ્રકૃતિને જ પસંદ કરે છે.[४१] સાર્વનામિક રૂપાખ્યાનો-માં अहम् वयम् त्वम् यूयम् अयम् इयम् इदम् આ બધાંમાં નરજાતિ-એક-વચન-બહુવચનમાં પણ 'अम्' પ્રત્યય જોવામાં આવે છે. પ્રાચીનતમ પ્રથમા એકવચન છે એટલે *एघोम्‌માં ओम्‌ની તો મુશ્કેલી નથી; પણ પૂર્વનું एघ् અંગ મૂંઝવણમાં મૂકતું લાગે છે.

મને લાગે છે કે આ એકવચનનું પ્રાચીન રૂપ સ્વાનુકારી ઉદ્‌ગારમાંથી ઊભું થયું છે અને કંઠમાંથી ગર્વથી વ્યક્ત થતા અવાજનું પ્રતિનિધિત્વ આપે છે. આમ છતાં સરલતા તો સ્વાભાવિક 'म' અંગમાં જ છે અને તેથી ભારત-યુરોપીય તેમજ સેમિટિક પ્રકારની અને બીજી પણ જગતની ભાષાઓમાં म અંગ વ્યાપક રહ્યું છે. આપણે ત્યાં ભારતવર્ષમાં પણ, ગુજરાતીને બાદ કરિયે તો, પ્રથમા વિભક્તિના એકવચનમાં પણ 'म' અંગ જોર પકડી ગયું છે, મારવાડી मूं કે વ્રજ-હિંદી मैं એનાં પરિણામ છે.

૪૦. પિશલ : ખંડ ૪૧૭

૪૧. કાલ્ડવેલ : Comp. Gram. of the Dravidian : પ ૩૭૬-૭૭

આપણા ક્ષેત્ર માટે એટલે ઊંડા જવાની જરૂર નથી જ; પરંતુ શબ્દના ઉચ્ચારમાં રહેલું ભારતત્ત્વ અંત તરફ પ્રથમથી જ જોર પકડતું રહ્યું છે, જેણે વૈદિક સંસ્કૃત अहम्‌ને સ્થાને પણ अहकम्‌ની અપેક્ષા રાખી. પાલિમાં જો કે अहम् જ વ્યાપક છે, છતાં અશોકની ધર્મલિપિમાં हम् સાથોસાથ हकम् રૂપ પણ પ્રયોજાયેલું જ છે વ્યાપક રીતે.[૪૨] આ પ્રકૃતિનો વિકાસ શૌરસેની દ્વારા-યા એના આભાસસામ્યે માગધીમાં हगे રૂપમાં છે. મહારાષ્ટ્રી પ્રાકૃતનું हगं રૂપ શૌરસેનીના શક્ય *हगंનો જ વિકાસ છે જેણે અપ. हउं દ્વારા મધ્ય. ગુજ.માં हउं-हूं દ્વારા હું ગુજરાતીમાં આપ્યો છે.

શિષ્ટોમાં નહિ પણ ગ્રામીણોમાં સૌરાષ્ટ્રમાં આ હું પ્રકૃતિના એકવચનમાં રૂપાખ્યાન પ્રચલિત છે. હુંને હુંપ-હુંયે હુંથી હુંનું હુંમાં. નામયોગીઓ સાથે પણ હું પ્રયોજાય છે.

<u>मने</u>-પ્રાંતીય मुने (તળગુજરાતમાં મહાપ્રાણ ઉચ્ચારણ સાથે) બીજી અને ૪ થી વિભક્તિના એકવચનનું રૂપ વ્યાપક રીતે પ્રયુક્ત થાય છે. નામોના વિષયમાં સકર્મક ક્રિયાપદો પોતાના મુખ્ય કર્મને 'ने' ન ઇચ્છતાં હોય ત્યાં પણ આ રૂપમાં તો 'ने' અપેક્ષિત રહે છે: *छोकरो रोटली खाय छे*, પણ *मृत्यु मने खाय छे*.[૪૩] એ રૂપના મૂળ તરફ જતાં मुने-मुहने-मुहुनइ (દીર્ઘ ઊવાળાં मूंहि-मूंहनइ વગેરે પણ લખાયેલાં છે) આવો ક્રમ જોવા મળે છે. અપભ્રંશમાં તો દ્વિતીયા વિભક્તિમાં પણ हउं જ પ્રયુક્ત થતું, પણ પછી વિભક્તિમાં-પંચમીમાં પણ मह्‌ અને मज्झु રૂપ પ્રયુક્ત થયાં મળે છે. આ બેઉ રૂપ સં. ચતુર્થી એકવચનના मह्यम्‌નો જ વિકાસ. પ્રાકૃતમાં ह्यનો ज्झ સ્વાભાવિક હતો-दह्यते>दज्झइ>दाझे એ વગેરે જાણીતાં રૂપ છે. બેશક, આના મૂળમાં મહાપ્રાણ વ્યંજનની શક્યતા છે; અને त्व અંગના-બીજા પુરુષના સર્વનામમાં પંચમી-ષષ્ઠીમાં મળતાં तुज्झ-तुघ्रती સરખામણી કરતાં 'घ्र' આપણું ધ્યાન ખેંચે છે જ. આના આભાસસામ્યે *मुघ्र રૂપની સંભાવના ખરી. એ ખરું કે આ 'घ्र'નું મૂળ જાણવામાં આવ્યું નથી. तुघ्र ઉપરથી થયેલું तुह्‌ રૂપ 'ભવિસ્સત્તકહા'માં (૧૦-૨૦-૯) પ્રયુક્ત થયું છે. બેશક, પ્રાકૃતમાં પણ मह-मज्झ तुह-तुज्झ ઉપરાંત तुम्मे[૪૪] એ વૈકલ્પિક રૂપ એવાં બીજાં રૂપો સાથે હતાં જ. तुह्र એણે तुज्झ

૪૨. વુલ્નર : As'oka Text & Glossary : Part II : પૃ. ૧૪૮

૪૩. સજીવ પ્રાણીઓના વિષયમાં 'ने'ની અપેક્ષા રહે છે; આ વસ્તુ હવે પછી આગળ યથાસ્થાન સૂચવાશે.

૪૪. વેદ અને સંસ્કૃતમાં ચતુર્થી એકવચનમાં तुभ्यम् રૂપ પ્રયુક્ત થતું તેનો આ तुब्भ વિકાસ છે; જ્યારે मह्यम् છેક વેદકાળમાં પણ પ્રાકૃત લાક્ષણિકતાવાળું જ સ્વીકારાઈ ગયેલું છે.

આપ્યું તો એના આભાસસામ્યે मज्झ મળ્યું. तुज्झने બદલે तुह्म આપ્યું તેના આભાસસામ્યે પાછળથી मह्मनुं मुह्म થયું. એને મધ્ય. ગુજ.માં नह्म લાગ્યો તેણે છેક આજ સુધીમાં મહાપ્રાણિત મને રૂપ લાવી આપ્યું.[૪૫]

મારું-(તળગુજરાતમાં મહાપ્રાણ ઉચ્ચારણ સાથે) ષષ્ઠી વિભક્તિના એકવચનમાં તેમજ મારે મારાથી મારામાં વગેરે રૂપો અને નામયોગીઓ પહેલાં અંગરૂપ મારા-આપતું આ રૂપ म्हार-અંગના રૂપમાં युष्मदादेरीयस्य डारः (સિ. હૈ. ૮-૪-૪૩૪) એ સૂત્રથી નોંધાયેલુ છે. युष्मदीय अस्मदीय त्वदीय मदीय આ શબ્દોમાંના 'ईय'નો 'आर' આદેશ હોવાનું આ. હેમચંદ્ર સૂચવે છે. એ રીતે तुम्हार-अम्हार-तुहार-महार-અંગ મળ્યાં છે. અપભ્રંશમાં આ 'आर' ક્યાંથી મળ્યો? ડૉ. પિશલ સં. कार्यना સહકારી *कारનો નિર્દેશ કરે છે.[૪૬] कार्यनो केर તો પ્રાકૃતમાં વ્યાપક હતો અને तुम्हकेर अम्हकेर રૂપ વ્યાપક હતાં;[૪૭] જોકે એકવચનનાં રૂપ પ્રાકૃતમાં નથી તે અપભ્રંશમાં 'आर'ના રૂપમાં જાણીતાં થયાં છે. महारउंનો વિકાસ જ મધ્ય. ગુજ.માં माहारउं દ્વારા माहारूं થઈ મહાપ્રાણિત સ્વરવાળા મારું રૂપમાં પરિણત થયો છે. હિંદીમાં मेरा અંગ અને ઉત્તર ગુજરાતનું मोरुं રૂપ ઉચ્ચારણવિકલ્પે મળ્યાં છે.

ચતુર્થી એકવચનમાં કરણ અને સંબંધના અર્થનું મારે રૂપ પ્રયોજાય છે. ડૉ. ટેસ્સિટોરી આમાં સપ્તમીના इ પ્રત્યયને જુએ છે;[૪૮] શક્યતા તૃતીયાની છે.

મારે ઘોડે ઘાસ ખાધુ અને મારે ગાડે ચડી બેસોમાં તો મારુંના મારા અંગમાં અનુક્રમે તૃતીયા અને સપ્તમીનો પ્રત્યય અર્વાચીન વિકારક અંગની કોટિએ જ છે; એ પેલું મારે-ચતુર્થી વિભક્તિના અર્થનું રૂપ નથી.

કવિતામાં 'મારું' અર્થમાં मुज-मुझ मज-मझ પ્રયુક્ત થતાં રહ્યાં છે. અપભ્રંશમાં मज्झु હતું તેનો આ વિકાસ છે. પછી તો ગ્રામીણોમાં જેમ હુંનાં રૂપ થાય છે તેમ જ આનાં રૂપાખ્યાનમાં દ્વિતીયાથી સપ્તમી સુધીના અનુગો અને નામયોગીથી થાય છે;[××] પણ આ માત્ર કવિતામાં જ; આજે એનો જીવંત ભાષામાં પ્રયોગ નથી જ રહ્યો.

---

૪૫. સૌરાષ્ટ્રની પશ્ચિમે મેર લોકોની બોલીમાં મણે-તુણે વગેરે રૂપ પ્રયોજાય છે તેમાં 'ન્'-નો 'ણ્' વંશગત અસરનો છે.

૪૬. ખંડ ૪૩૪ મો

૪૭. इदमर्थस्य केरः (સિ. હૈ. ૮-૧-૧૪૭)

૪૮. ખંડ ૮૩

×× જુઓ ગૂ. વ્યા. પૃ. ૧૬૪

## अमे અને બહુવચનનાં રૂપ

પ્રથમા વિભક્તિના અને તૃતીયા વિભક્તિના બહુવચનમાં ગુજરાતીમાં મહાપ્રાણ સ્વરવાળું अमे રૂપ (સૌરાષ્ટ્રમાં અંત્યસ્વરમાં સાનુનાસિક ઉચ્ચારણ) અંતે હ્રસ્વ વિવૃત પથી પ્રયુક્ત થાય છે. આના મૂળમાં अम्हइ-अम्हइं રૂપ રહ્યું છે. અપભ્રંશમાં આ રૂપ પ્રથમા-દ્વિતીયામાં પ્રયુક્ત થતું, તૃતીયામાં તો अम्हेहिं એવું રૂપ થતું.[૪૯] મધ્ય. ગુજ.માં આવતાં પ્રથમા-તૃતીયામાં अम्हइ-अम्हइं રૂપ આવી રહ્યું, જ્યારે દ્વિતીયા-ચતુર્થીના અર્થમાં अम्हनइ-इं રૂપ શરૂ થયું.

ભારત યુરોપીય ભાષાઓમાં એકવચનમાં म અંગનાં રૂપ પ્રથમ પુરુષ માટે મળે છે તે પ્રમાણે બહુવચનમાં अस्म અંગનાં રૂપ થતાં હતાં. વેદમાં તેમજ સંસ્કૃતમાં પ્રથમા વિભક્તિના બહુવચનમાં, આમ છતાં, वयम् રૂપ પ્રયુક્ત થતું. એ એક ભારે આશ્ચર્ય છે કે ભારત-આર્ય પ્રકારની ભાષાઓમાં આ वयम् રૂપ ન આવતાં[૫૦] યુરોપની ભાષાઓમાં જ સચવાઈ રહ્યું છે, જ્યારે આપણે ત્યાં છેક વેદમાં પણ નહિ પ્રયુક્ત થયેલુ-પ્રથમા બહુવચનમાં-માત્ર અપવાદે ચતુર્થી વિભક્તિમાં—સપ્તમી વિભક્તિમાં વપરાયેલું अस्मे[૫૧] રૂપ આપણા પ્રથમા બહુવચનના મૂળ રૂપ તરીકે ઊતરી આવ્યું. આ રૂપનું ભારત-યુરોપીય શક્ય રૂપ અનુનાસિક સ્વરવાળું *न्स्मे રૂપ સ્વીકારવામાં આવ્યું છે.[૫૨] આ પાછલા પ્રકારનું રૂપ પણ યુરોપમાં આપણી જેમ જ બીજી વિભક્તિઓમાં પ્રચલિત હતાં. अस्मे [illegible] પ્રથમા બહુવચનમાં अम्हे પ્રાકૃતોમાં વ્યાપક હતું; અપભ્રંશમાં પ્રાકૃત [illegible] अम्हे ઉપરાંત अम्हइं રૂપ પ્રચલિત થયું એ નવો વિકાસ છે; કેમકે [illegible] अम्हे > अम्हि દ્વારા अम એવું સંપૂર્ણ રૂપ એક માત્ર જ [illegible] 'अइं'થી એનો વ્યાપક વિકલ્પ થયો છે. પ્રથમામાં આ अइं કે इं [illegible] સં. आनि પ્રત્યયના પ્રાકૃત आइं-अइंનો અવશેષ [illegible] નથી. સૌરાષ્ટ્રમાં વપરાતું अमी રૂપ अमे જ છે; પરંતુ [illegible] રૂપ પણ [illegible] છે, પ્રાકૃતમાં अम्हो પણ પ્રયુક્ત [illegible] अम्हो દ્વારા તે આપણને મળ્યું છે.

---

तुने-तुहुने-तुहुनइ (દીર્ઘ ऊ વાળાં तूंह्नि-तूह्नइ વગેરે પણ લખાયેલાં મળે છે) આવો ક્રમ છે मुहुनइ માટે પછીના અપભ્રંશકાલીન महुની જરૂર હતી, પણ तुहुनइમાં તો પ્રથમા વિભક્તિનું જે तुहुं અપભ્રંશમાં હતું તે જ કામમાં આવ્યું જણાય છે; અથવા તો એમ કહી શકાય કે मुहुના આભાસસામ્યે तुहु-અંગ આવ્યું.[૫૬] બેશક, પ્રાકૃતમાં तुह અંગ રૂપ તરીકે પ્રથમા-પંચમી-ષષ્ઠી-સપ્તમીમાં એકસરખી રીતે પ્રયોજાયેલું છે; मह અંગની પણ આ જ સ્થિતિ હતી-એ પ્રથમા સિવાય પ્રયુક્ત થતું.

તારું-(તળગુજરાતમાં મહાપ્રાણ ઉચ્ચારણ સાથે) આના મૂળમાં પણ तुह અંગ પડ્યું છે. મહારની જેમ तुहार અંગ અપભ્રંશમાં વ્યાપક હતું. એમાં 'आर' એ कार અનુગનો અવશેષ છે-જેનો સંબંધ कार्य સાથે છે. અપભ્રંશ પછીની ભૂમિકામાં तहारउं-ताहारउं આવો વિકાસ છે જેણે મહાપ્રાણિત तारुं આપ્યું; મારવાડીને સ્પષ્ટ थारू. तारे ताराथी तारामां તેમજ तारे સ્વતંત્ર રીતે પણ मार-અંગની જેમ જ પ્રયુક્ત થાય છે.

કવિતામાં 'तारुं' અર્થમાં સં. તત્સમ तव રૂપ, ઉપરાંત અપભ્રંશમાંથી ઊતરી આવેલું तुझ-तुज રૂપ પણ પ્રયુક્ત થાય છે

તમે અને બહુવચનનાં રૂપ

પ્રથમા વિભક્તિના અને તૃતીયા વિભક્તિના બહુવચનમાં મહાપ્રાણ સ્વર વાળું तमे રૂપ (સૌરાષ્ટ્રમાં અંત્યસ્વરમાં સાનુનાસિક ઉચ્ચારણ) અંતે હ્રસ્વ વિવૃત ए થી પ્રયુક્ત થાય છે. આના મૂળમાં तुम्हइ-तुम्हइं રૂપ રહ્યું છે અપભ્રંશમાં આ રૂપ પ્રથમા-દ્વિતીયામાં પ્રયુક્ત થતું હતું. તૃતીયામાં તો तुम्हेहिं રૂપ પ્રયુક્ત થતું[૫૭] મધ્ય. ગુજરાતીમાં આવતાં પ્રથમા-તૃતીયામાં तुम्हइ-तुम्हइं રૂપ આવી રહ્યું-જેનો વિકાસ अमेના આભાસસામ્યે तमेमां પરિણત થયો; દ્વિતીયામાં તો तुम्हनइ દ્વારા तमने રૂપ જ મળ્યું.

પ્રાકૃતમાં तुम्हं સાથોસાથ-ષષ્ઠીમાં तुमो અંગ મળે છે; પ્રથમામાં अम्होની માફક પ્રયુક્ત ન જ થતું; પણ મધ્ય. ગુજ.માં अम्हो પ્રાકૃતના આભાસસામ્યે આવી મળેલું तह्म्यो-तम्यो રૂપ પ્રયુક્ત થતું હતું તેણે આપણને तमो (સમહાપ્રાણ) રૂપ આપ્યું જેનાં अमो જેમ બધી વિભક્તિનાં રૂપ બને છે. ઉપરાંત

---

૫૬. तुष्मम्માંથી લેવા દિલ લલચાય, ને એ પ્રમાણે કેટલાકોએ માન્યું છે; પણ એનું રૂપ तुज्झ વધુ સ્વાભાવિક છે.

૫૭. जस्-शसोस्तुम्हे-तुम्हइं (સિ. હૈ ૮-૪-૩૬૯) અને भिसा तुम्हेहिं (૩૭૧)

अमने-अस्मेना અવશિષ્ટ अम्ह અંગનાં અપભ્રંશ દ્વારા મળેલા अम्हनां જ પછી मुहुनइ माहारउंની જેમ રૂપાખ્યાન આપણને આવી મળ્યાં છે. ઉચ્ચારણમાં મહાપ્રાણ સ્વર તેમજ અંતે હ્રસ્વ વિવૃત ઘમાં અનુનાસિકતા પ્રાંતભેદે આ રૂપમાં વ્યાપક છે.

अमारुं-अमारे, અને अमार અંગ મારું - મારે અને માર અંગ જેમ જ મળ્યાં છે.

વધારાના અંગ તરીકે अम-अमो પણ વ્યાપક છે જેને પ્રત્યયો-અનુગો-નામયોગીઓ લાગ્યે (૬ઠ્ઠી ના અપવાદે) રૂપો પ્રચારમાં છે.

તું અને એકવચનનાં રૂપ

એકવચનમાં त्व કે तुव અંગનાં બધાં રૂપ ભારત-યુરોપીય ભાષાપ્રકારમાં વ્યાપક હતાં. त्वम् કે तुवम् પ્રાચીનમાં પ્રાચીન રૂપ છે. *तु અને *तू બંને ભારત-યુરોપીય શક્ય રૂપ સ્વીકારવામાં આવ્યાં છે.[૫૩] પાલિમાં त्वम्-तुवम्[૫૪] બંને રૂપ ઉચ્ચારભેદે યા લેખનભેદે સ્વીકારાયેલાં છે, પ્રાકૃતોમાં તત્સમ ઉપરાંત तुमं तुं तं, ઢાક્કીમાં तुहं અને અપભ્રંશમાં तुहुं રૂપ છે આ પાછલાં બેઉ રૂપોમાં ह્ પ્રવેશ પામી ગયો છે, જે પહેલા પુરુષના हअंના આભાસસામ્યનું પરિણામ છે; એટલે કે સં. त्वकम्‌ના *तुअं પછીનો એ વિકાસ છે. આ. હેમચંદ્રે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં જે तुहं સ્વીકાર્યો છે તે અનુસ્વાર રહિત છે;[૫૫] પણ અપભ્રંશમાં તો युष्मदः सौ तुहुं (સિ. હૈ. ૮-૪-૩૬૮) થી સાનુનાસિક तुहुं સ્વીકાર્યો છે. આનો પછીનો વિકાસ 'ભરતેશ્વરબાહુબલિ રાસ'માં तू-तूंय એવો મળે છે. 'તું'માં આપણે મહાપ્રાણતા ગુમાવી છે, પણ મારવાડીમાં तुं તેમજ બીજાં રૂપોમાં પણ हની છાયા થૂં થારું વગેરેમાં સચવાઈ રહી છે. મઝા એ છે કે પ્રથમ પુરુષમાં વ્રજ-હિંદી વગેરેમાં मैं તૃતીયાનું રૂપ પ્રથમામાં પ્રયુક્ત થાય છે, જ્યારે तू ના વિષયમાં વ્રજ-હિંદીમાં પ્રથમા વિભક્તિમાં પણ तू જ વપરાય છે. ગુજ.માં ગ્રામીણોમાં 'તું'નાં વિભક્તિરૂપ સ્વતંત્ર પણ 'હું'ની જેમ જ થાય છે.

तने-પ્રાંતીય तुने (તળગુજરાતમાં મહાપ્રાણ ઉચ્ચારણ સાથે) બીજી અને ૪ થી વિભક્તિના એકવચનનું રૂપ વ્યાપક રીતે પ્રયુક્ત થાય છે, मनेની જેમ જ.

---

૫૩. રાઈટ : Comp. Gram. of the Greek Lang. : પૃ ૨૩૮

૫૪. ગાઇગર : Pali Lit. & Lang. : પૃ. ૧૪૨

૫૫. युष्मदस्तं तुव तुहं तुम थिना ( સિ. હૈ. ૮-૩-૯૦ )

तुने-तुहुने-तुहुनइ (દીર્ઘ ऊવાળાં तूंहि-तूंहनइ વગેરે પણ લખાયેલાં મળે છે) આવો ક્રમ છે मुहुनइ માટે પછીના અપભ્રંશકાલીન महुની જરૂર હતી, પણ तुहुनइમાં તો પ્રથમા વિભક્તિનું જે तुहुं અપભ્રંશમાં હતું તે જ કામમાં આવ્યું જણાય છે; અથવા તો એમ કહી શકાય કે मुहुના આભાસસામ્યે तुहु-અંગ આવ્યું.[૫૬] બેશક, પ્રાકૃતમાં तुह અંગ રૂપ તરીકે પ્રથમા-પંચમી-ષષ્ઠી-સપ્તમીમાં એકસરખી રીતે પ્રયોજાયેલું છે; मह અંગની પણ આ જ સ્થિતિ હતી-એ પ્રથમા સિવાય પ્રયુક્ત થતું.

તારું-(તળગુજરાતમાં મહાપ્રાણ ઉચ્ચારણ સાથે) આના મૂળમાં પણ तुह અંગ પડ્યું છે. महारની જેમ तुहार અંગ અપભ્રંશમાં વ્યાપક હતું. એમાં 'आर' એ कार અનુગનો અવશેષ છે-જેનો સંબંધ कार्य સાથે છે. અપભ્રંશ પછીની ભૂમિકામાં तहारउं-ताहारउं આવો વિકાસ છે જેણે મહાપ્રાણિત તારું આપ્યું; મારવાડીને સ્પષ્ટ थारू. तारे ताराथी तारामां તેમજ तारे સ્વતંત્ર રીતે પણ मार-અંગની જેમ જ પ્રયુક્ત થાય છે.

કવિતામાં 'तारुं' અર્થમાં સં. તત્સમ तव રૂપ, ઉપરાંત અપભ્રંશમાંથી ઊતરી આવેલું तुझ-तुज्ज રૂપ પણ પ્રયુક્ત થાય છે.

તમે અને બહુવચનનાં રૂપ

પ્રથમા વિભક્તિના અને તૃતીયા વિભક્તિના બહુવચનમાં મહાપ્રાણ સ્વરવાળું तमे રૂપ (સૌરાષ્ટ્રમાં અંત્યસ્વરમાં સાનુનાસિક ઉચ્ચારણ) અંતે હ્રસ્વ વિવૃત પથી પ્રયુક્ત થાય છે. આના મૂળમાં तुम्हइ-तुम्हइं રૂપ રહ્યું છે અપભ્રંશમાં આ રૂપ પ્રથમા-દ્વિતીયામાં પ્રયુક્ત થતું હતું. તૃતીયામાં તો तुम्हेहिं રૂપ પ્રયુક્ત થતું[૫૭] મધ્ય. ગુજરાતીમાં આવતાં પ્રથમા-તૃતીયામાં तुम्हइ-तुम्हइं રૂપ આવી રહ્યું-જેનો વિકાસ अमेના આભાસસામ્યે तमेमां પરિણત થયો; દ્વિતીયામાં તો तुम्हनइ દ્વારા तमने રૂપ જ મળ્યું.

પ્રાકૃતમાં तुम्हं સાથોસાથ-ષષ્ઠીમાં तुमो અંગ મળે છે; પ્રથમામાં अम्होની માફક પ્રયુક્ત ન જ થતું; પણ મધ્ય. ગુજ.માં अम्हो પ્રાકૃતના આભાસસામ્યે આવી મળેલું तह्म्यो-तम्यो રૂપ પ્રયુક્ત થતું હતું તેણે આપણને तमो (સમહાપ્રાણ) રૂપ આપ્યું જેનાં अमो જેમ બધી વિભક્તિનાં રૂપ બને છે. ઉપરાંત

૫૬. तुझम्માંથી લેવા દિલ લલચાય, ને એ પ્રમાણે કેટલાકોએ માન્યું છે; પણ એનું રૂપ तुज्ज વધુ સ્વાભાવિક છે.

૫૭. जस्-शसोस्तुम्हे-तुम्हइं (સિ. હે ૮-૪-૩૬૯) અને भिसा तुम्हेहिं (૩૭૧)

તુમ્હ અંગનો અવશેષ તમ તો છે જ, જે પ્રત્યયો અનુગો અને નામયોગીઓ પૂર્વે અમની જેમ જ પ્રયુક્ત થાય છે .પછીમાં અમની માફક એકલું પણ પ્રયુક્ત થાય છે.

છેક પાલિથી પ્રથમા બહુવચનમાં તુમ્હે રૂપ[૫૮] પ્રયોજાતું મળે છે. સંસ્કૃતમાં ત્યાં यूयम् છે જે ભારત-યુરોપીય ભાષાપ્રકારમાં ચાલ્યું ગયું છે. પાલિ અને અશોકની ધર્મલિપિમાં वयमનું मयम् જેવું રૂપ પ્રયુક્ત થતું, પણ 'यूयम्'નો કોઈ અવશેષ જોવામાં આવતો નથી. અશોકની ધર્મલિપિમાં तुम्हे નથી, પણ तुफे પ્રયોજાયું છે.[૫૯] આ નિરનુનાસિક સાથોસાથ અઘોષવિકાર છે.

ભારત-યુરોપીય સંભવિત રૂપ *जूस् છે. સંસ્કૃતમાં यूसम् દ્વારા वयम्ના આભાસસામ્યે यूयम् આવ્યું છે.[૬૦] વેદમાં युष्म અંગનાં अस्म અંગ માફક બીજાં રૂપ બને છે, પણ કયાંય *तुष्म જેવું અંગ જોવામાં નથી આવ્યું; છતાં ભારત-આર્ય પ્રકારની ભાષાઓમાં સર્વત્ર *तुष्म અંગ જ અપેક્ષિત છે. આ રૂપમાંથી तुम्ह तुब्म-तुप्फ વગેરે ઉચ્ચારણભેદ મળ્યા છે; तुम પણ પ્રાકૃતમાં પ્રચલિત હતું મહાપ્રાણ ઉચ્ચારણ રહિત; આ અંગો એકવચન તેમજ બહુવચનમાં પણ પ્રયોજાતાં. પણ મૂળમાં બહુવચનનું જ અંગ હતું એ સ્પષ્ટ છે. આનો સંબંધ સપ્તમીના વૈદિક રૂપ युष्मे સાથે શકય છે, પણ यનો त् કેવી રીતે આવી ગયો?

આપણે જોયું છે કે પ્રથમ પુરુષના એકવચનમાં અંગ म હતું, જ્યારે બહુવચનમાં અંગ अस्म રહ્યું; દ્વિતીય પુરુષમાં એકવચનમાં અંગ त्व કે तुच હતું, પણ જુદી જ રીતે બહુવચનમાં युष्म અંગ મળ્યું—જેના મૂળમાં *जूस् અંગ ભારત-યુરોપીય ભાષાપ્રકારમાં શકય છે. બંને સર્વનામો વચ્ચે ભેદ સ્પષ્ટ છે; એક જ પ્રક્રિયાએ એકવચનના અંગમાંથી બહુવચનનાં અંગ ઊભાં નથી થયાં. પ્રથમમાં પ્રક્રિયા પ્રાચીન સચવાઈ રહી છે અને अस्ना રૂપમાં, કોઈ અતિ પ્રાચીનકાળનો—ભાષા જ્યારે હજી **પૂર્વંગ-પ્રધાન સમાસબહુલ** (Prefix-agglutinating) પ્રકારની હશે ત્યારે જે કોઈ પૂર્વંગ લાગ્યો હશે સ્વરાત્મક ન્સ્નું પણ કોઈ જૂનું રૂપ તેમાંથી અવતરેલા રૂપમાં–કોઈ પૂર્વંગ બહુવચન બતાવી રહ્યો છે. દ્વિતીય પુરુષમાં જુદી જ પરિસ્થિતિ છે: એકવચનમાં જુદું અંગ–બહુવચનમાં જુદું અંગ. આ જુદી પ્રક્રિયાએ જુદાપણું જાળવી રાખ્યું, અને તેથી ભારત-આર્ય પ્રકારમાં વિકસેલી પ્રાકૃત ભાષાઓમાં એકવચનનું तु અંગ—સંભવતઃ કોઈ આભાસસામ્યે य् બહુવચનમાં કોઈ ઉચ્ચારણમાર્દવના સ્વરૂપે હશે ને કોઈ વ્યંજનના લોપે જાણે કે ઊભો થયો હશે તે ભ્રાંતિએ—લોકોનું લોગો અને

૫૮. ગાઈગર : Pali Lit. & Lang. : પૃ. ૧૪૨
૫૯. વુલ્નર : As'oka Text & Glossary : પ્રસ્તાવના, xxxii
૬૦. રાઈટ : Comp. Gram. of the Greek Lang. : પૃ. ૨૩૯

લોઓ-લોયો થયા બાદ જૂની અર્ધમાગધીમાં લોતો રૂપ ઊલટ પક્ષે દાખલ થયું એવી ભ્રાંતિએ-સ્થાન પામી ગયું હોય. બહુવચનમાં તુ અંગ પડ્યું છે એ સ્પષ્ટ છે. 'યુ' ટક્યો હોય તો 'જુ'ના રૂપમાં આવ્યો હોત-પણ એવી પરિસ્થિતિ એકવચનના અઘોષ તકારે થવા દીધી નહિ.[૬૧] આજે સમગ્ર નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં 'तुम्ह'નો જ વિકાસ બહુવચનમાં નિરપવાદ છે અને મધ્યકાલીન પ્રાકૃતો દ્વારા સૌ સૌને મળ્યો છે જ. વ્રજ-હિંદી વગેરેએ तुम શબ્દ્યો તો બંગાળીએ तुमि, તો મરાઠીએ तुम्हीं.

સૌરાષ્ટ્રના આભીરોમાં अमी-तमी રૂપ अमे तमेનો જ સંક્ષેપ છે.

तमने-तुम्हने મધ્ય. ગુજ.માં नइ અનુગ દ્વારા મળતા तुम्हनइ-तम्हनइ દ્વારા अमनेની જેમ જ મહાપ્રાણ સ્વરવાળું तमने રૂપ મળ્યું છે. અંતે સૌરાષ્ટ્રમાં સાનુનાસિકતા અને સર્વત્ર હ્રસ્વ વિવૃત ए છે.

तमारुं-तमारे અને तमार અંગ तारुं तारे અને तार અંગ જેમ જ મળ્યાં છે. વધારામાં तम तमो પણ વ્યાપક છે જેને પ્રત્યયો-અનુગો-નામયોગીઓ લાગી (૬ ઠ્ઠી ને અપવાદે) રૂપો પ્રચારમાં છે.

ત્રીજા પુરુષના સર્વનામ તરીકે ते પ્રયુક્ત થાય છે તેની પ્રક્રિયા અને દર્શક સર્વનામો ए-आ, સંબંધી સર્વનામ जे, પ્રશ્નાર્થક અંગ के એ સૌની પ્રક્રિયા સામાન્ય રીતે સરખી છે, તેથી નીચે એકી સાથે જ એનો ખ્યાલ આપું છું

(૨) ते-आ-ए-ओ के जे:

तद् इदम् एतद् अदस् किम् અને यद्नां सः अयम् एषः असौ कः અને यः રૂપ હતાં. તેનાં પાલિમાં सो अयं एसो असु-अमु को અને यो રૂપ હતાં. અશોકની ધર્મલિપિમાં આમાંથી से अयं-अयो-इम અને ये-ए રૂપ तद् इदम् यद्ના એકવચને પ્રયુક્ત થયેલાં મળે છે. પ્રાકૃત સામાન્યમાં તો પછી सो अयं एसो असो-अमुगो को અને जो પ્રથમા વિભક્તિ-નરજાતિનાં રૂપ હતાં. અપ-

૬૧. કાલ્ડવેલ એના Comp Gram. of Dravidian Languagesમાં જણાવે છે કે આ રૂપોમાં રહેલા 'म्'માં દ્રાવિડી અસર છે. દ્રાવિડી ભાષામાં પુરુષવાચક સર્વનામોના બહુવચનમાં 'म' હતો તે ભારત-યુરોપીય ભાષાપ્રકારમાં હતો. પણ એનું પણ મૂળ જૂના स्म માં છે. પહેલા પુરુષના એકવચનનાં રૂપ म-તો બહુવચનમાં स्म બહુવચનનો મળતા મ્‌ના સરલીકરણથી अस्मे; એ જ પ્રમાણે બીજા પુરુષમાં એકવચનમાં तु તો બહુવચનમાં 'त्व'-ના સરલીકરણથી युस्मे=युष्मे. એટલે કે સબળ રૂપ तुष्मे જ હતું-જે પ્રાકૃતો દ્વારા આવી મળ્યું છે (જુઓ પૃ. ૪૧૨).

ભ્રંશમાં सु-सो आइ पहो-पइ ओइ काइं-कवण (સં. कः पुनः-પ્રા. कउणो ઉપરથી) અને जु-जो રૂપ વપરાતાં હતાં. મધ્ય ગુજ.માં सु રૂપ વપરાયુ છે, પરંતુ બાકી તો હવે पह સર્વનામરૂપના આભાસસામ્યે तेह અંગ જ વ્યાપક થઈ ચૂકયુ હતું. पह-तेह-जेह ત્રણેનાં એકસરખાં રૂપ વ્યાપક થઈ ચૂકયાં હતાં. લેખનમાં पहे तेहे-जेहे એમ हे જુદો છતાં ઉચ્ચારણ એકસ્વરાત્મક મહાપ્રાણ-સ્વરનું હતું. आइमांथी આ અંગ સ્થાપિત થઈ ચૂકયું હતું, ओइनुं ओ થાય, પણ એ ભાષામાં પ્રયુક્ત થયેલુ નથી–માત્ર લોકબોલીમાં સૌરાષ્ટ્રના ઉત્તર ભાગમાં જ આજે એ જળવાઈ રહેલુ છે, કચ્છમાં પણ છે મધ્ય ગુજમાં હોવા છતાં પ્રશ્નાર્થક काइं આપણે ગુમાવ્યુ છે. આપણને મળેલુ कांई તો અનિશ્ચિતાર્થ છે, કે જેવું સં. कोपि>પ્રા. कोवि દ્વારા મળેલુ कोई માત્ર રહ્યું. कोण અપ कवणनुं कउण દ્વારા. કવિતામાં કવચિત્ પ્રશ્નાર્થે को વપરાય છે–જેને પ્રાકૃત તત્સમ જ ગણી શકાય. कोण એમ પ્રાણીઓને માટે જ સ્વીકાર્ય બન્યુ. ને તેથી નાનાં પ્રાણી–જીવ–જંતુ માટે શું મળ્યુ. આ વિશે પ્રશ્નાર્થમાં 'शु' નીચે સ્પષ્ટતા થશે; પ્રકાર બતાવવા कयुं ઊભુ થયુ છે આ किम्ना पह-અંગના આભાસસામ્યે ઊભા થયેલા केह-किह[૧૨] અંગનો વિકારક વિકાસ છે. એનાં સ્વતંત્ર રૂપ 'शुं'નાં રૂપોની માફક થાય છે.

તે-પ-જે મહાપ્રાણ સ્વર સાથે ખૂબ વ્યાપક હતાં; એકવચન અને બહુ વચનમાં સરખાં રૂપ સામાન્ય રીતે થતાં; તેથી જ तेहनइ-पहनइ-जेहनइ દ્વારા तेने-पने-जेने રૂપ 'ने' અનુગથી તો तेहमांहि-पहमांहि-जेहमांहि દ્વારા तेमां-पमां-जेमां એ મહાપ્રાણ સ્વરવાળાં રૂપ આપણને મળ્યાં છે; જ્યારે तेहनउं-पहनउं-जेहनउंमांथी એવાં મહાપ્રાણિત સ્વરવાળાં तेनुं-पनुं-जेनु.

પ્રા. तेण-पपण-जेण રૂપ તૃતીયા એકવચનમાં હતાં. મધ્ય. ગુજ.માં આવતાં આ રૂપોનાં જ इं લાગી तेणइं-पणइं-जेणइ રૂપ પ્રચલિત બન્યાં. એથી જ આ રૂપોમાં સ્વર મહાપ્રાણિત ઉચ્ચરિત થતો નથી.

ષષ્ઠી એકવચનનાં जस्सु-तस्सु ઉપરથી जास-तास દ્વારા जस-तसमांथी માત્ર तस રૂપ આજે કવચિત્ કવિતામાં પ્રયુક્ત થાય છે.

इदम्નો અપભ્રંશમાં आइ જાણીતો હતો આ आइमांथी आ બચ્યો. એણે आणे आने आनुं आमां રૂપ આપ્યાં છે (ઉચ્ચારણમાં મહાપ્રાણતા આગંતુક છે.)

अदस्ના ओइ દ્વારા મળેલા ओना પણ ओणे ओने ओनुं ओमां પ્રાંતીય સ્વરૂપમાં પ્રચલિત છે.

૧૨ किमो हिहे वा ( सि है ૮-૪-૩૫૬ ) એ સૂત્રમાં પચમી એકવચનમાં हे નો નિર્દેશ છે – એની વ્યાપકતા આમાં સભવે

બહુવચન

તે-આ-પ-જે એ ચાર સર્વનામોનું બહુવચન આજે ગુજરાતીમાં પ્રયુક્ત થાય છે. મધ્ય. ગુજ.માં તેમજ અર્વાચીન ભૂમિકામાં છેક દયારામ સુધી પણ એનાં બહુવચન જાણીતાં નથી. આવશ્યકતા પ્રમાણે 'ઓ' પ્રત્યય શિષ્ટ ભાષામાં જ પ્રયુક્ત કરવામાં આવે છે; બાકી સામાન્ય બોલચાલમાં ખાસ કયાંય પણ આજે પણ 'ઓ' પ્રત્યય પ્રયુક્ત થતો નથી.

ઓ અને કોણને બહુવચને બધી વિભક્તિઓમાં જુદાં રૂપ નથી જ.

જ્યારે માનનો અર્થ બતાવવાનો હોય છે ત્યારે બહુવચનમાં 'મ' પ્રત્યય ઉમેરવામાં આવે છે, પણ એ પ્રથમાવર્જિત વિભક્તિઓમાં જ. તેમને-આમને-પમને-જેમને, તેમણે-આમણે-પમણે-જેમણે, તેમનું-આમનું-પમનું-જેમનું; થી અને માં સાથે 'ના' મધ્યગ ઉમેરાય છે: તેમનાથી-આમનાથી-પમનાથી-જેમનાથી, તેમનામાં-આમનામાં-પમનામાં-જેમનામાં. નામયોગીઓ સાથે પ્રયુક્ત થતાં 'ના' મધ્યમાં આવશ્યક જ છે. 'તેઓ' સાથે પણ 'ના' મધ્યગ વૈકલ્પિક રીતે પ્રયોજાય છે.

આ બહુવચનોનાં 'મ'વાળાં રૂપ ભાષામાં ગમે તેમ પ્રયોજી શકાતાં નથી; જ્યારે પણ માનનો અર્થ વ્યક્ત કરવાનો હોય ત્યારે જ એ પ્રયુક્ત થાય છે; એ સિવાયનો પ્રયોગ અસ્વાભાવિક છે.

*'મ'વાળાં આ રૂપોમાં તેમજ 'ઓ'વાળાં રૂપોમાં મહાપ્રાણ સ્વર નથી.*

તેણી-પણી-જેણી નારીજાતિનાં રૂપ

તેણિ-પણિ-જેણિને છેડે હ્રસ્વ ઇકાર હોય છે ત્યારે તો એ નર-નાન્યતરનાં તેણઇ-પણઇ-જેણઇનાં મધ્ય. ગુજ.ની ત્રીજી શુદ્ધ ભૂમિકાનાં બીજી મિશ્ર ભૂમિકામાં લખાવાં શરૂ થયેલાં રૂપ છે; પણ મધ્ય. ગુજ.માં તેણી-પણી-જેણી એવાં દીર્ઘાંત રૂપ ક્વચિત્ પ્રયોજાતાં મળ્યાં છે. આ રૂપમાં તૃતીયા વિભક્તિનો અર્થ હોય ત્યારે તો તેણઇ વગેરેનો જ એ વિકાસ છે—નારીજાતિમાં પ્રયુક્ત થવા છતાં. પણ શુદ્ધ નારીજાતિના પ્રથમા એકવચનમાં પણ ક્વચિત્ પ્રયોગ મળ્યો છે. આણે આપણને શિષ્ટ ભાષામાં આજે ન સ્વીકારાયેલાં—આ ત્રણે સર્વનામનાં નારીજાતિનાં અંગ આપ્યાં છે—જે અંગને પ્રત્યયો—અનુગો—નામયોગીઓ લાગી વિભક્તિનાં રૂપાખ્યાન નારીજાતિમાં સાધવામાં આવે છે.

આ રૂપોમાં આવતો ણ્ તૃતીયા વિભક્તિનાં નારીજાતિનાં તેણીए-पणीए-એ રૂપોમાંથી ઊભો થયેલો હોઈ તૃતીયા વિભક્તિના પ્રા. ણનો જ અવશેષ છે.

આજે આપણે આ સર્વનામોમાં આવો નારીજાતિનો ભેદ પ્રયોજતા નથી, પણ એ પ્રયોજાય તો હાનિકારક તો નથી જ.

तेवण-मवण-जेवण

ખાસ કરીને પારસીઓમાં માનાર્થે બહુવચનમાં પ્રથમા વિભક્તિના બહુવચનમાં तेवण-मवण-जेवण રૂપ પ્રયુક્ત થાય છે, પછી પ્રત્યયો–અનુગો–નામયોગીઓ લાગી બીજાં રૂપ પણ બને છે. આમાંના 'वणનો સંબંધ तेमने-मने-आमने-जेमनेમાંના म સાથે છે. મૂળમાં ते पुनः >પ્રા.[63] तेवण જેવું રૂપ હશે? આમ હોય તો એ રૂપોના સંક્ષેપમાંથી 'म'વાળાં માનાર્થક રૂપ આવ્યાં સંભવી શકે.[64] લિખિત પ્રયોગોને અભાવે નિર્ણય ઉપર આવવું મુશ્કેલ છે.

'के'નું રૂપાખ્યાન

किम्નું પ્રથમા એકવચનમાં તો સામાન્ય રીતે कः पुनः ઉપરથી અપ. कवण રૂપ દ્વારા कउण થઈ મળેલું कोण રૂપ ત્રણે જાતિએ ચેતન પ્રાણીઓ માટે પ્રયુક્ત થાય છે; એ સિવાયનાં બાકીનાં રૂપ 'को' અને 'के' એવાં બેઉ અંગથી થાય છે: कोने-केने, कोणे-केणे, कोनुं-केनुं, कोनाथी-केनाथी, कोनामां-केनामां. આ છેલ્લાં બે રૂપયુગ્મોમાં વચ્ચે 'ना'ની અપેક્ષા છે, એટલું જ નહિ, પણ નામયોગીઓ પહેલાં આ 'ना' મધ્યગ જરૂરી બને છે. સ્વ. કમળાશંકરે कोणने-कोणथी-कोणनुं-कोणमां, केणनुं એ રૂપ પણ નોંધ્યાં છે; પણ એ પારસીઓમાં જ પ્રચલિત કહ્યાં છે.

(૩) कयुं-शुं-कशुं:

શિષ્ટ ભાષામાં कयुं અને પ્રાંતિક લેખે લઘુપ્રત્યય इ અને यवाળું कियुं રૂપ શુદ્ધ વિશેષણાત્મક છે. એના મૂળમાં અપભ્રંશમાં પંચમી વિભક્તિમાં किहे રૂપ પ્રચલિત હતું[65] તેના આભાસસામ્યમાંથી *किहउं દ્વારા कियउं શક્ય રૂપ છે. નારીજાતિમાં कई રૂપ સ્વીકારાયું છે. અર્થ પ્રશ્નાર્થે વિભિન્ન વ્યક્તિવાચક સ્પષ્ટ છે. આનું અને कशुंનું વિકારક વિશેષણોની જેમ कयो-कई-कयुं कशो-कशी-कशुं એમ શબ્દાંગ બની રૂપાખ્યાન પ્રચલિત છે.

'शुं' જેવું–એ અર્થમાં મળેલા અનુગની વાત કરતાં, આ પૂર્વે, जइसु-

---

૬૩. નરસિંહરાવ तेओने-जेओने વગેરેમાંના બહુવચનના "ओ" પ્રત્યય ઉપરથી 'व' દ્વારા માને છે. तेउने – तेवँने – तेमने એમ, તો, આવી શકે.

૬૪. બૃ વ્યા : પૃ. ૧૭૩

૬૫. किमो डिहे वा (સિ. હે. ૮–૪–૩૫૬). પાછળથી મધ્ય. ગુજરાતીમાં कीहउं-कीहं એમ દીર્ઘ ई પણ લખાયો છે. ભાલણ : कर्म करयूं ते कीहूं ठाम (કાદં. ૬–૮૩)

तइसु-कइसु વગેરેમાંથી जसुं-तशुं-कशुं વગેરેની સિદ્ધિ બતાવી છે. જીવંત-ભાષામાં कइसिउंનો વિકાસ કશું છે, એ વિશેષણાત્મક છે.

'कशुं'માંથી क મધ્ય. ગુજ.માં જ લુપ્ત થતાં सिउं દ્વારા 'શું' આવી રહ્યો છે. એની પણ વિશેષણાત્મક સ્થિતિનાં शाने-शानुं-शामां (મધ્ય. ગુજ.માં આ રૂપોમાં शाहानइ, शाहानउं, शाहामांहि વગેરે મહાપ્રાણતા હતી જ.)–शाथी વગેરે મહાપ્રાણ સ્વરવાળાં રૂપ ચાલુ જ છે; ઉપરાંત के અંગની જેમ મહાપ્રાણ સ્વરરહિત शेने-शेनुं-शेमां અને બીજા અનુગો અને मांमो પણ 'ना' મધ્યગવાળાં રૂપ शेनामां, शेनाथी, शेना माटे વગેરે પ્રયુક્ત થાય છે. આટલી 'शुं'ની વિશેષતા છે.

મધ્ય. ગુજ.માં તૃતીયામાં शें રૂપ પ્રચલિત હતું તે પણ આજે ક્વચિત્ સચવાઈ પ્રયુક્ત થાય છે.

નારી જાતિમાં शी અંગ વિશેષણ જેમ જ આવી રહ્યું છે.

(૪) <u>कोई-कांई-कंई-कँ :</u>

સં. कोपि>પ્રા. कोवि>અપ. कोवि-कोई આ कोईનો શક્ય વિકાસ છે. આશ્ચર્ય તો એ છે કે આજે જોડણીમાં ई દીર્ઘ લખાય છે, છતાં ઉચ્ચારણ ओई dipthong–સંધિસ્વરાત્મક છે. कांई સંભવતઃ અપ. પ્રશ્નાર્થક काइंનો અવશેષ છે, તેમાં પણ आंई dipthong છે, ई જુદો દીર્ઘ લખાય છે છતાં. એ જ કારણે આની લઘુતાએ कंई-कँ એવાં બે રૂપ આપણે સ્વીકાર્યાં છે.

અર્થની દૃષ્ટિએ कोई ચેતન વ્યક્તિ–ખાસ કરી નરનારી માટે પ્રયોજાય છે, જ્યારે कांई-कंई-कँ અચેતન પદાર્થો માટે–સામાન્ય રીતે નાન્યતર જાતિએ–વ્યાપક છે. किमपितुं कांइ 'મુગ્ધાવબોધ ઔક્તિક' જેટલું જૂનું છે–નાન્યતર જાતિમાં.

क અને पक લાગી कोईक-कोईपक, कांईक-कांईपक, कंईक-कंईपक, कँक-कँपक આવાં સ્વાર્થે–એટલે કે અનિશ્ચિતાર્થે જ રૂપ સધાયાં છે.

(૫) <u>પ્રકીર્ણ સર્વનામો :</u>

<u>आप</u>–સં. आत्मा>પ્રા. अप्पा>અપ. अप्प ઉપરથી મળેલા 'आप'માં 'પોતાપણા'નો જ અર્થ હતો. વ્રજ અને હિંદીમાં આ અર્થ અદ્યાપિ પર્યંત સચવાઈ રહ્યો છે. મધ્ય. ગુજ.માં પણ એ જ અર્થ હતો. પરંતુ વ્રજ–હિંદી વગેરેમાં માનાર્થે 'તમે' ને માટે પણ અર્થ પ્રચલિત થયેલો–એના અનુકરણથી ગુજરાતીમાં પણ માનાર્થે 'તમે'ને માટે 'आप'[૬૬] પ્રચલિત બન્યો. છેક દયારામ

૬૬. આશ્ચર્યની વાત છે કે મધ્ય ભારતની આદિવાસીઓની હો, કોલ, સંતાલી,

સુધી આ પ્રયોગ જાણવામાં નથી. 'આપ' ને સ્વતંત્ર શબ્દ ગણી આપને-આપે-આપથી-આપનું-આપમાં રૂપ થાય છે. થી-માં અને નામયોગીઓ પહેલાં 'ના' પણ મધ્યગ ઉમેરાય છે.

આપણે–આ સામાન્ય રીતે અર્વાચીન ગુજ.નો વ્યાપક પ્રયોગ છે; મધ્ય. ગુજ.માં પ્રથમ-દ્વિતીય બંનેને માટે-તેમજ પ્રથમ માટે પણ આ પ્રયોગ ક્વચિત્ મળે છે.[૬૭] બાકી સામાન્ય રીતે તો જ્યાં જ્યાં સં. आत्मनः >પ્રા. अप्पणो > અપ. अप्पणु અને અંતે સ્વરભાર સાથે अप्पणउं દ્વારા આપણૂં-આપણું પ્રયોજાયેલ છે–તેમાં 'પોતા'નો જ અર્થ છે. આ 'આપણું' ઉપરથી પુરુષવાચક સર્વનામનો પ્રથમ-દ્વિતીય સંયુક્ત પુરુષે પ્રયોગ ઊભો થયો છે. પ્રથમા-તૃતીયામાં આપણે, ષષ્ઠીમાં આપણું, બાકી આપણ અંગને પ્રત્યય-અનુગ-નામયોગી લાગી રૂપો સાધવામાં આવે છે; આ સંયોગોમાં આપણને સિવાયનાં વિકારક અંગ આપણા-પણ પ્રચલિત છે-બલ્કે વધુ વ્યાપક છે. વ્રજ-હિંદીના સંપર્કે માનાર્થે 'તમે' માટે आप આપણે અપનાવ્યો, તો મરાઠીના સંપર્કે આ પ્રથમ-દ્વિતીય પુરુષના સંયુક્તભાવ માટે 'आपणे' અપનાવ્યો હોય એ સંભવિત છે. આશ્ચર્ય તો એ છે કે आपण અંગ મરાઠીમાં પ્રથમ પુરુષ-દ્વિતીય પુરુષમાં પૃથક્ રીતે પણ છે, તો તૃતીય પુરુષ તરીકે પણ છે, જ્યારે આપણે ત્યાં પ્રથમ-દ્વિતીય સંયુક્ત પુરુષના અર્થમાં જ છે.[૬૮]

વ્રજ-હિંદીમાં अपना 'પોતે'ના જ અર્થમાં છે.

પોતે–આ પણ મધ્ય. ગુજ.માંથી આવેલો વિકાસ છે. जाते पंडे એ તૃતીયા વિભક્તિનાં શબ્દરૂપ પણ આ જ અર્થમાં હાલ આપણે પ્રયુક્ત કરિયે

---

ભૂમજી, નૈકૂડે, કુરી બોલીઓમાં અપ્પે અપે(?) અચે-અપે અપ્વ(?) અપે(?) અપે 'તમે' ને માટે સામાન્ય છે. કાલ્ડવેલ : ૪૧૯

૬૭. 'કેમ આ તમારાથી બનશે?' 'ના. આપણાથી નહિ બને'- આવાં સ્થળોમાં 'આપણે' પ્રથમ પુરુષ – એકવચનના ભાવમાં છે – જે સં. आत्मनःનો જ વિકાસ છે. ભાલણની 'કાદંબરી'માં—

"शूं जाणीइ शूइ छि तिहां ? आपण नथी प्रीछतां आंहां" (કડવું ૧૭-૫૫).

"जो जोवा कुतूहल थाइ, तु त्यांहां आपण जईइ" (કડવું ૧૮-૪૬).

૬૮. નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં આ પરિસ્થિતિ માત્ર મરાઠી અને ગુજરાતી ભાષામાં જ છે. આ જ પરિસ્થિતિ ઘણીખરી દ્રવિડી ભાષાઓમાં, મોંગોલ ભાષામાં, ઉત્તર ચીની ભાષામાં પણ છે. અંગ્રેજીમાં તો We એક જ સર્વનામ જરૂર પડતાં 'આપણું'નું કામ સારે છે. દ્રવિડી ભાષાઓને તો જુદાં જ રૂપ બેઉ પ્રકારના બહુવચન માટે છે. કાલ્ડવેલ : પૃ. ૪૧૪

છિયે. સ્વ. કમળાશંકરે 'સં. स्वः-स्पो-पोने तस्‌नुं ते थई स्वतः ઉપરથી 'પોતે' થયું' કહ્યું છે.[૬૯] तस्‌ના 'त्'નું ટકી રહેવું તદ્દન અશક્ય છે એ એમની નજર બહાર જ ગયું છે. એ કરતાં તો ડૉ. ટેસ્સિટોરીએ आपोपनी અપ. अप्पहुअप्पमांथी વ્યુત્પત્તિ સાધી પોત-અંગની પણ એમાંથી જ શકયતા બતાવી છે, 'आ'ના લોપે અને છેલ્લા પૂનો त् થયે,[૭૦] એ ઠીક છે. પોત-અંગનાં રૂપ સામાન્ય રીતે જૂની ગુજરાતીમાં પણ મળે જ છે. એમણે (F. ૪૯૭ માંનું) એક નોંધ્યું છે. आपोपुंની જેમ आफणिये આ રૂપમાં પણ अप्प-અંગ છે, જે દ્વિર્ભાવથી નહિ પણ आत्मनः સાથે સંબદ્ધ છે, आपहणी જેવા રૂપ દ્વારા. आफणीइ જૂ. ગુજ.માં વ્યાપક હતું, પોતાની મેળે એ અર્થમાં. પણ આ રૂપોથી 'पोते'નું સમાધાન મળતું નથી. ડૉ. ત્ર્યંબકલાલ દવેએ आत्म-वत्त्व મૂલની સંભાવના કરી[૭૧] છે અને સો. ટર્નરના 'નેપાળી કોશ'નો હવાલો નોંધ્યો છે. મને એમ લાગે છે કે આમાં आत्मन्‌નું કોઈ રૂપ મૂલમાં છે. એ પછી आत्मात्म- > પ્રા. अप्पोत्त > મધ્ય. ગુજ. पोत-હોય કે, ડૉ. દવે કહે છે તેમ, સં. आत्मवत्त्व- > પ્રા. अप्पउत्त > મધ્ય. ગુજ. *पउत्त-દ્વારા સાધિત હોય આશ્ચર્ય એ છે કે ઉપર આપેલાં આ સહિત ચારે મૂલનો એક પણ સંતોષકારક પ્રયોગ જોવામાં નથી. 'પોત પ્રકાશ્યું' એ રૂઢિપ્રયોગમાં તો સં. તત્સમ 'प्रोत' વસ્ત્રવાચક મૂલ છે અને પછી વસ્ત્રના आत्मत्वने માટે પ્રયોજાય છે; જેમ કે 'સાડીનું પોત ઘટ્ટ છે યા ઝીણું છે.' આ 'पोत' અને 'पोते'ને કશો સંબંધ હોય એમ જણાતું નથી. 'पोते' પ્રથમા એકવચનમાં, પછી पोता-અંગ પ્રયોજાય છે. એના ઉપરથી पोतीकुं વિશેષણ વાપીકું જેમ પ્રયોજાય છે.

<u>પેલું-ઓલ્યું</u>-આ બન્ને સમાનાર્થક દર્શક સર્વનામ પ્રાંતભેદે પ્રયુક્ત થાય છે. તળ-ગુજરાતમાં પેલું તો સૌરાષ્ટ્રમાં ઓલ્યું. ઉત્તરગુજરાતમાં સંબોધને પ્રયોજાતું લ્યા એ 'ઓલ્યા'નું જ સંક્ષિપ્ત રૂપ છે, ओला-अल्या-દ્વારા મળેલું. સૌરાષ્ટ્રમાં નાગરોમાં મોટા પુત્રને માતા 'ઓલ્યા' કહીને બોલાવે છે. આ બન્ને સર્વનામ પણ મધ્ય. ગુજ.માં જાણીતાં નથી. આમાંથી સો. ત્ર્યંબકલાલ દવે પેલુંની વ્યુત્પત્તિ 'ફેંકવા'ના અર્થમાં પ્રાકૃતમાં જાણીતા पेल्ल ધાતુમાં જુએ છે.

૬૯. ૧ વ્યા. : પૃ. ૧૭૭. મૂળ ટેલરે આ स्वतः આપેલું અને બીમ્સે એને વધાવી લીધેલું જુઓ બીમ્સ : ખંડ ૨ જો, પૃ. ૩૪૩.

૭૦. ખંડ ૯૨મો. आपणपउं રૂ મધ્ય. ગુજરાતીમાં પ્રયુક્ત થતું દેખાતો त्व પ્રત્યયનો त થઈ છેઉ આવી રહ્યો છે; अप्पहु-अप्पमां आत्म+आत्म જ છે, એ એક લક્ષ્યમાં ગમ્યતો

૭૧. ડૉ. દવે : A study of the Guj. Lang. : પૃ. ૧૬૩ : તે [illegible] પોતઃ નથી ( પૃ. ૧૦૬-૯. પ્ર. પંક્તિ ૪૬૮-) [illegible] પણ આ શબ્દ પ્રયોજ્યો છે

'કાંકરા ફેંકવાના અંતર પૂરતું' એ પેલ્લગ–એના ઉપરથી પછી 'એય સામે (Yonder)' એ અર્થમાં પેલડ=પેલો. ડૉ. ટેસિટોરીએ पर અને अवरને इल्ल લગાડી परिल्ल-अवरिल्ल ઉપરથી 'र्'ના લોપે पइल्ल-ओइल्ल દ્વારા પેલું-ઓલ્યુંની શકયતા આપી છે.[૭૨] ડૉ. બીમ્સ परिलो >परला અને उरला સાથે સંબંધ બતાવે છે.[૭૩] परला–પેલી બાજુ, उरला–આ બાજુ. પરંતુ આપણે ત્યાં તો પેલું અને ઓલ્યુંના અર્થમાં ભેદ નથી. ઓલ્યું માટે તો અપભ્રંશમાં अद्सूનો જે ओइ થાય છે તે જ મને તો इल्ल દ્વારા "ओइल्लिउं થઈ ઊતર્યું" લાગે છે ગુજરાતીમાં પણે-પેણે-પેણ 'ત્યાં'ના અર્થમાં તળગુજરાતમાં પ્રયુક્ત થાય છે. આમાં જે 'प' અંગ છે તેનો મને આ 'પેલું'માં સંબંધ જણાય છે. બંને શબ્દોમાં 'प' અંગનો અર્થ 'સામે રહેલુ એ' એવો જ છે: એકમાં णइ દ્વારા સ્થાનનો અર્થ છે તો બીજામાં इल्ल દ્વારા 'સ્થાન ઉપરના પદાર્થને ઉદ્દેશીને રહેલ'નો છે. એક સામ્ય લક્ષ્યમાં રાખવા જેવું છે કે દ્રવિડી ભાષાઓમાં પંચમી અને સપ્તમીના અનુગો તરીકે इन् અને इल् પ્રયુક્ત થાય છે. સંસ્કૃતમાં પણ સર્વનામોમાં तस्मिन् વગેરેમાં આવતા स्मिन्માં इन् પ્રત્યયનું અસ્તિત્વ છે.[૭૪] પણ આપણે इन् માટે એટલા જૂના સામ્યમાં જવું પડે એમ નથી. આપણે त्यारेને બદલે ઉત્તર ગુજરાતમાં પ્રાંતીય રૂપ ताणे પ્રયોજાતું જોઈયે છિયે–આમાં 'णे' કયાંથી આવ્યું? पणे અને ताणे બેઉમાં સપ્તમી વિભક્તિનો અર્થ તો છે જ. વસ્તુસ્થિતિએ पणे અને પેલુંમાં प्रति ઉપસર્ગનું पइ–અંગ હોવાની સંભાવના લાગે છે. प्रतिનાં पडि અને पइ એ બે પ્રકારનાં રૂપ પ્રાકૃતમાં થતાં હતાં.[૭૫] સંભવિત *प्रतीन અને *प्रतील્ર અંગમાંથી આ બેઉ શબ્દોનો વિકાસ તેથી મને શકય લાગે છે.[૭૬] ईन પ્રત્યય प्राचीन અને प्रतीचीनમાં છે તેનું મૂલ–સંભવ છે કે દ્રવિડી હોય. આ પ્રત્યયમાં સ્પષ્ટ સાતમી વિભક્તિનો અર્થ છે. पणेમાં સ્વર મહાપ્રાણ છે તે અપ. ના સપ્તમીના हिं પ્રત્યયનો कन्हेમાં જેવો અવશેષ આવી રહ્યો છે તેવો સંભવિત છે.

---

૭૨. ખંડ ૧૪૪ મો: મુગ્ધાવબોધ ઔક્તિકમાં पइलउ–ओलिउ પ્રયોજાયાં છે.

૭૩. ડૉ. બીમ્સ, ખંડ ૨ જો, પૃ. ૩૪૪. સ્વ. કમળાશંકર "इयत्નું एवड्ड થાય છે તે પરથી अवड्ड–अवल्ल–अउल्ल–ઓલુ–ઓલ્યું ને अवल्ल–वेल्ल–पेल्ल એમ એ રૂપો" આવ્યાનું કહે છે ને ગ્રિયર્સનનો હવાલો આપે છે. બૃ. વ્યા. પૃ ૧૭૦

૭૪. કૉલ્ડવેલ: પૃ ૨૮૫

૭૫. પિશલ: પૃ. ૧૫૮

૭૬. વ્હિટની: પૃ. ૪૬૪

સૌ-सहु-સં. सर्वेनुं सव्व-અંગ દ્વારા વ્રજ-હિંદી વગેરે ઉત્તરની ભાષાઓમાં 'सब' ચાલ્યું ગયું; આપણે ત્યાં તો અપભ્રંશમાં આ. હેમચંદ્રે सर्वस्य साहो वा (સિ હૈ. ૮-૪-૩૬૬) એ સૂત્રથી सर्व શબ્દને સ્થાને પ્રયુક્ત કહેલા साहुનો અવશેષ सहू >सहु >सउ>सौ આમ सहु અને सौ બંનેના રૂપમાં જળવાયેલ છે : એકમાં હશ્રુતિ છે-બીજામાં નથી રહી. વસ્તુસ્થિતિએ सहु પણ स्हौ કે सौः આ દશામાં મહાપ્રાણિત સ્વરથી છે; મહાપ્રાણ પ્રાંતીય લેખે જતાં सौ.

તૃતીયા વિભક્તિમાં सौનું રૂપ सौवे એવું લઘુપ્રયત્ન यूવાળું લક્ષ્યમાં રાખવા જેવું છે. બેશક, ઉકારાંત નામોની જેમ લઘુપ્રયત્ન यूવાળું વૈકલ્પિક सौए રૂપ પણ પ્રચલિત છે.

વ્યુત્પત્તિની દૃષ્ટિએ ડૉ. પિશલને[૭૭] અનુસરી ડૉ. ટેસ્સિટોરી शश्वत्માંથી साहुની ઉત્પત્તિ માને છે. ડૉ. પિશલે રવાળા શબ્દોમાં પૂર્વસવર્ણ થયા બાદ પૂર્વના સ્વરની દીર્ઘતાનાં ઉદાહરણોમાં આને પણ નોંધ્યો છે. પરંતુ 'शश्वत्'માં 'સર્વ'નો અર્થ નથી, જ્યારે અપભ્રંશમાં તેમજ મધ્ય. ગુજ.માં साहु-सहूમાં 'સર્વ'નો જ અર્થ છે; ડૉ. ટેસ્સિટોરી માને છે તેમ અવ્યયાત્મક સ્થિતિ નથી. ગુજ.માં મળેલા 'साव=તદ્દન' એ શબ્દમાં અવ્યયાત્મક સ્થિતિ છે, પણ એ પછી જુદો જ શબ્દ બની ગયો છે, साहु> साउ દ્વારા આવ્યા છતાં. મને તો તેથી सर्वः >પ્રા. सव्वो>અપ. सव्वु >सावु દ્વારા જ 'व' નો 'स्व'ના સાહચર્યે 'ह' થઈ साहु આવ્યો સમજાય છે.

આપણે ત્યાં સૌરાષ્ટ્રમાં-ખાસ કરી સોરઠમાં વાણિયાઓમાં 'सवे जण' પ્રયોગ છે તેમાં सवे સં. सर्वेના અપ.માં सव्वे બાદ મધ્ય. ગુજ.માં सवि પછીનું ફરી इનો ए થયાથી મળેલુ રૂપ સમજાય છે. 'सवे' એકલું વપરાયેલુ જાણવામાં નથી, બેશક, મધ્ય. ગુજ.માં એ પ્રયુક્ત છે જ.

અર્વા. ગુજ.માં 'સર્વ'ના અર્થનાં 'वधुं'-સં. वद्धकम् >પ્રા. वद्धअं > અપ. वद्धउं >મધ્ય. ગુજ. वाधउं-वधउं દ્વારા-ઉ. ગુજ.નું वाधुं અને સર્વસામાન્ય वधुं; ઝાલાવાડમાં सन्धुं-संधुं-સં. संवद्धकम् >પ્રા. संवद्धअं >અપ. संवद्धउं > મધ્ય. ગુજ. समन्धउं> *सन्धउं >सन्धुं-संधुं; सघळुं-સં. सकलकम् >શૌ. सगलअं> અપ. सगलउं >મધ્ય. ગુજ. सघलउं દ્વારા-આમ 'वधुं' 'संधुं-सँघुं' અને 'सघळुं' સ્પષ્ટ વિશેષણાત્મક વિકારક રૂપ છે.

મધ્ય. ગુજ.માં जिको-जेको-जिकांइ વગેરે પ્રયુક્ત થતાં-આજે એ છૂટાં જ વપરાયાં છે. हरकोई हरेक दरेक प्रत्येकમાં 'हर' 'दर' ફારસી દ્વારા મળ્યા

૭૭. પિશલ : પૃ. ૬૦; ટેસ્સિટોરી : ખંડ ૯૬

છે–જે પ્રતિ સંસ્કૃત દ્વારા. આણે અનિશ્ચિત સર્વનામ બનાવ્યાં છે. એવી રીતે હરકોઈ પણ થાય છે.

इतर–अन्य, अन्योन्य, परस्पर–अरसपरस એ વગેરેની સાર્વનામિક કિંમત રહી નથી.

## ૫. વિશેષણો

ગુજરાતી વ્યાકરણોમાં વિશેષણોના ગુણવાચક અને સંખ્યાવાચક એવા બે પ્રકાર અર્થાનુસારી છે, જ્યારે રૂપરચનાની દૃષ્ટિએ પણ બે પ્રકાર છે: એક અવિકારી અંગ અને બીજું વિકારી અંગ. અકારાંત અવિકારી અંગનો અંતનો ભાગ નિર્બળ હોય છે એનું કારણ એ જ છે કે અપભ્રંશ ભૂમિકાથી જ છેલ્લી શ્રુતિ અસ્વરિત થતી રહી છે: સં. कठिनम् >પ્રા. कठिणं >અપ. कठिणु > મધ્ય. ગુજ. कठिण–कठण આ પ્રક્રિયા જોવાથી એની સ્પષ્ટતા થશે. સબળ અંગવાળાં પણ વિશેષણ છે–ખાસ કરીને ઈ ધરાવતાં–તત્સમ તેમજ તદ્ભવ; જેવાં કે सुखी–दखी, अरबी, तुर्की, हिंदी, गुजराती વગેરે. આમાં સ્વરભાર અંતે હોય છે; પણ પછી इ–ईકારાંત નામોની જેવી રૂપસિદ્ધિ આવશ્યકતાનુસાર પામે છે. વિકારી અંગમાં પ્રથમા વિભક્તિનું એકવચન નરજાતિના નામ પૂર્વે ओ, નારીજાતિનું ई, અને નાન્યતરજાતિનું उं થી વ્યક્ત થાય. છે; બાકીની બધી વિભક્તિઓમાં નર–નાન્યતરમાં અંગને છેડે आ અને નારીમાં તો સર્વત્ર ई જોવામાં આવે છે; માત્ર 'इयुं' પ્રત્યયવાળાં વિશેષણોમાં 'इया' અંગાંત નારીજાતિમાં સર્વત્ર પ્રયુક્ત થાય છે; જેમકે सगचडिया युक्ति, सगवडिया युक्तिथी.

વિશેષણોના વિકારક અંગની અપભ્રંશ જેટલી પ્રાચીનતા છે. આ. હેમચંદ્રે સંખ્યાબંધ વિશેષણ વિકારક અંગનાં પણ નોંધ્યાં છે: जीविउ कासु न वल्लहउं (સિ. હૈ. ૮–૪–૩૫૮)–भग्गउं देक्खिवि निअय बलु बलु पसरिअउं परस्सु (૩૫૪) વગેરે. પાછલા ઉદાહરણમાં ભૂતકૃદંતો વિશેષણાત્મક જ છે: भग्गउं–पसरिअउं. વિશેષણોમાં उंનો પ્રવેશ શા માટે થયો, એનું કારણ આ. હેમચંદ્રે कान्तस्यात उं स्यमोः (સિ. હૈ. ૮–૪–૩૫૪) એ સૂત્રથી આપ્યું છે. શબ્દોને અંતે 'क' હોય તો ત્યાં ૧ લી–૨ જી વિભક્તિ એકવચનમાં રૂપ 'उं'વાળું થાય: वल्लहउं< પ્રા. वल्लहअं< સં.–वल्लभकम्. પરંતુ આ 'क' શા માટે ઉમેરાયો? માત્ર ઉક્તિ–વૈચિત્ર્ય તો આમાં નથી જ, કેમકે वल्लहु અને वल्लहउं બેઉ સરખી રીતે ઉચ્ચારાતાં નથી; કોઈ ચોક્કસ બળ આમાં મૂર્ત થાય છે. આદિ શ્રુતિ ઉપર સ્વરભાર સબળ જ રહેતાં वल्लहु રહ્યું છે, પણ સ્વરભાર છેલ્લી શ્રુતિ ઉપર પણ સાચવવા જતાં वल्लहउं કરવું અનિવાર્ય બન્યું છે. वल्लहु માત્ર વાગ્ભાર આપી શકે,

वल्लहउंએ ઘાલું આપ્યું છે. અને અર્વા-ગુજરાતીને બંને સ્વર ઉપર ભારવાળો આ શબ્દ વારસામાં આવ્યો છે. આ વસ્તુ આજે એટલી સ્પષ્ટ થઈ ચૂકી છે કે–નવા વિદ્વાનોમાં આજે હવે આ વિશે મતભેદ નથી. હતો ત્યારે પણ બીમ્સ જેવા માત્ર સ્વરભારને કારણ માનતા, તો નરસિંહરાવ જેવા 'क' પ્રકૃતિને જ મુખ્ય કારણ માનતા. આજે તો क પ્રકૃતિનો પ્રવેશ સ્વરભારને કારણે જ થયો છે એ અતિ સ્પષ્ટ થઈ ચૂકયું છે.

અંત્ય સ્વરમાં સ્વરભારની પ્રબળતાને કારણે પ્રથમા વિભક્તિનાં રૂપો સિવાય-પ્રત્યયો અનુગો નામયોગીઓની પહેલાં કે એવાં નામોની પહેલાં અંગ તરીકે આ વિકારક વિશેષણોમાં अ-अनो आ થઈ આવી રહ્યો છે. વાલ્હા છોકરાને, વાલ્હા માટે. આમાં वल्लहअ-નો વિકાસ છે. વિકારી વિશેષણોના વિષયમાં ખાસ લક્ષ્ય રાખવા જેવું તો એટલું જ છે કે નાન્યતર જાતિમાં જ્યારે એ બહુવચનનાં નામ સાથે પ્રયુક્ત થયાં હોય છે-વાકયમાં એ દૂર રહીને પણ બહુવચનનાં નામોની સાથે સંબદ્ધ હોય છે-ત્યારે બહુવચનનો આં પ્રથમાથી લઈ બધી જ વિભક્તિઓના પ્રયોગમાં ફરજિયાત લે છે. ઘાલ્હાં છોકરાં, વાલ્હાં છોકરાંને, વાલ્હાંનો વિયોગ.

સામાન્ય રીતે વિશેષણ નામોના સંબંધમાં જ વાકયમાં પ્રયુક્ત હોય છે; છતાં કવચિત્ એકલાં પણ પ્રયોજાય છે ત્યારે વિકારક અંગનાં નામોની જેમ જ એનાં રૂપાખ્યાન થાય છે.

અવિકારી અંગનાં વિશેષણો ગુજરાતી તદ્ભવ સ્વરૂપમાં અંતમાં 'अ' સાચવી રાખે છે; એના અંગમાં કોઈ પણ પ્રકારની વિકૃતિ નથી થતી.

ગુણવાચક કે સંખ્યાવાચક હોય, વિશેષણોની ઉપર બતાવ્યા પ્રમાણેની પરિસ્થિતિ છે.

સંખ્યાક્રમવાચક વિશેષણો—

સંખ્યાવાચક વિશેષણોમાં સંખ્યાક્રમવાચક વિશેષણોમાંનું એક પણ વિશેષણ ગુજરાતીમાં વિકારક અંગવાળું નથી આવ્યુ. एक, बे, त्रण-तण (त्रण्य-तण्य), चार, पांच, छ, सात, आठ, नव (तत्सम), दश (तत्सम)-दस, अगियार, बार, तेर, चौद, पंदर, सोळ, सत्तर, अढार-अराढ, ओगणीस-श, वीस-श, एकवीस-श, बावीस-श, त्रेवीस-श, चोवीस-श, पचीस-श—पच्चीस-श, छवीस-श—छव्वीस-श, सतावीस-श—सत्तावीस-श, अठावीस-श—अट्ठावीस -श, ओगणत्री(तो)स-श, त्री(ती)स-श, एकत्रीस-श, बत्रीस-श, तेत्रीस-श, चोत्रीस-श, पांत्रीस-श, छत्रीस-श, सडत्रीस-श—साडत्रीस-श, (-आ)डत्रीस-श, ओगणचाळीस-श, चाळीस-श, एकताळीस-श, बेताळीस-श, त्रेताळीस-श—

तेताळीस-श, चुमाळीस-श—चुंमाळीस-श—चुंवाळीस-श, पिस्ताळीस-श, छेताळीस-श, सडताळीस-श—सुडताळीस-श, अडताळीस-श—उडताळीस-श, ओगणपचास-श, पचास-श, पकावन, बावन, त्रेपन-तेपन, चोपन, पंचावन, छपन-छप्पन, सतावन-सत्तावन, अठावन-अट्ठावन, ओगणसाठ(-ठ्य), साठ(-ठ्य), पकसठ(-ठ्य), बासठ(-ठ्य), त्रेसठ,-ठ्य)—तेसठ(-ठ्य), चोसठ -ठ्य), पांसठ(-ठ्य), छासठ(-ठ्य), सडसठ(-ठ्य), अडसठ(-ठ्य), ओगणोतेर-ओगणोसित्तेर, सित्तेर, पकोतेर, बोतेर-बोत्तेर-बोन्तेर, तोतेर-तोत्तेर-तोन्तेर, चुमोतेर-चुंमोतेर-चुंवोतेर, पंचोतेर, छोतेर-छोत्तेर, सतोतेर-सत्योतेर, अठोतेर-इठोत्तेर-अ(-इ)ठ्योतेर, ओगणापंसी शी—ओगण्याणंसी-शी—अगण्यासी-शी, पंसी-शी, पकासी-शी—पक्यासी-शी, ब्यासी-शी, त्रासी-शी त्र्यासी-शी—त्यासी-शी, चोरासी-शी—चोर्यासी-शी, पंचासी-शी—पंच्यासी-शी, छासी-शी—छ्यासी-शी, सतासी-शी,—सत्तासी-शी—सत्यासी-शी—सत्त्यासी-शी, अठासी-शी—अट्ठासी-शी—अठ्यासी-शी—अट्ठ्यासी-शी, नवासी-शी—नव्यासी-सी—नेव्यासी-शी, नेवु-नेवुं, पकाणु-णुं, बाणु-णुं, त्राणुं—ताणु-णु, चोराणु-णुं, पंचाणु-णुं, छनु-नुं—छन्नु-छन्नुं, सताणु-णुं—सत्ताणु-णुं, अठाणु-णुं—अट्ठाणु-णुं, नवाणु-णुं—नव्वाणु-णुं, અને सो આ પ્રમાણે સો સુધીની સંખ્યા, અને लाख, करोड, अबज સુધીની સંખ્યા સંસ્કૃત પરંપરાની મળી છે. વચ્ચે 'हजार' ફારસી દ્વારા મળેલો શબ્દ છે.

सोळ અને ओगणचाळीसथी उडताळीस સુધીનામાં ळ ન બોલનારા 'ळ' બોલે છે. ઉપર બીજાં વિભિન્ન ઉચ્ચારણ નોંધ્યાં છે. જ્યાં ક્યાંય વ્યંજન બેવડાય છે, તે બધી પ્રાકૃતકાલીન અસર છે; જ્યાં લઘુપ્રયત્ન યશ્રુતિ છે તે સ્વાભાવિક ઉચ્ચારણો છે; स-शनो ઉચ્ચારભેદ પ્રાંતીય છે. नेवुथी नवाणु સુધીમાં અંતે સાનુનાસિકતા પણ છે. પણ આની એ ખૂબી છે કે એ આમ છતાં વિકારક અંગ નથી. સં. नवतिः > પ્રા. नवइ > અપ. नवइ દ્વારા અંતે સ્વરભારથી नेवुं-वु વગેરે રૂપ સાનુનાસિક-નિરનુનાસિક બેઉ પ્રકારનાં છતાં સ્વરૂપે અવિકારક છે.

'सो'નો યોગ बस्सो-त्रणसो-चारसो-पांचसो-सातसो-आठसो-नवसोमां તદ્દન અર્વાચીન પ્રયોગ છે; સ્વાભાવિક તો सो-ના બહુવચનમાં સં. शतानि > પ્રા. सयाइं > અપ. सयइं દ્વારા सें રૂપમાં बस्सें-त्रणसें વગેરેના રૂપમાં છે.

આ પ્રત્યેક શબ્દ-સંખ્યાક્રમવાચક કેવી રીતે ગુજરાતીને મળ્યો છે. એ સ્વરવ્યંજનપ્રક્રિયાનો વિષય હોઈ અહીં વિસ્તાર કર્યો નથી.

**સંખ્યાંશવાચક**—पा अडधुं-अरधुं-अर्धुं पोणुं सवा दोढ અને अढी સામાન્ય છે. ત્રણ પછીથી અર્ધા સાથે 'साडा'-સં સાર્ધક > પ્રા. सड्ढअ અપ. सड्ढअ મધ્ય. ગુજ. साढअ પછી साडअ દ્વારા પ્રયુક્ત થાય છે.

સંખ્યાવાચકનાં સંખ્યાપૂરક-સંખ્યાવૃત્તિવાચક-સંખ્યાસમૂહવાચક એ વગેરે સ્વરૂપોની ચર્ચા વિશેષણોના પ્રત્યયોમાં આ પૂર્વે થઈ ચૂકી છે.

**વિશેષણનું તુલનાત્મક રૂપ**-ઘણું-ઘણેરું વગેરેમાં **પરું** તુલનાત્મકરૂપ બનાવે છે-આ વિશે પણ આ પૂર્વે સ્પષ્ટતા થઈ ચૂકી છે. આ પ્રકારે તુલના બતાવવાનું ઘસાતું જાય છે; હવે તો વધુ કે વધારે શબ્દ વિશેષણની પૂર્વે બનાવી-યા તો કરતાં પણ બતાવી તુલનાત્મકરૂપ અર્થ સાધવામાં આવે છે, જ્યારે શ્રેષ્ઠતાદર્શક રૂપ તો 'સૌથી' એ શબ્દ વિશેષણની પૂર્વે મૂકી સાધવામાં આવે છે.

## ૬. નામ

વિભક્તિઓ કેવી રીતે સાધવામાં આવી છે એ આ પૂર્વે સ્પષ્ટ કરવામાં આવ્યું છે. પ્રત્યયોની દૃષ્ટિએ તો માત્ર પ્રથમા-દ્વિતીયા એક, તૃતીયા-સપ્તમી બે, આમાં પ્રથમા-દ્વિતીયામાં કોઈ પ્રત્યય નથી બચ્યો અને તૃતીયા-સપ્તમીમાં **ए** બચ્યો છે-આમ નામિકી વિભક્તિનાં રૂપરચનાની દૃષ્ટિએ બે જ રૂપ બચ્યાં છે. પાછળથી જરૂર પડતાં પાંચમી વિભક્તિમાં થી, છઠ્ઠીમાં નું (વિકારક), ચોથીમાં ને, અને સાતમીમાં માં આ અનુગ ઉમેરાયા. એથી પણ પૂરું ન પડવાથી પછી નામયોગીઓ પ્રયુક્ત થવા લાગ્યાં. આ વિશે પણ આ પૂર્વે સૂચન આવી ગયું છે.

સ્વરભાર અંત્યસ્વર ઉપર ટકી ન રહેવાને કારણે-અર્વાચીન ગુજ.માં જે નામોને છેડે अ છે તે આવી રહ્યાં છે. મોટા ભાગના શબ્દો સંસ્કૃતમાંથી અકારાંત હતા તે આવ્યા છે ઉપરાંત અંત્ય इ-उ-आ-ई-ऊવાળા પણ મળ્યા છે. સં. अक्षि > અપ. अक्खि > મધ્ય. ગુજ. आंखि > आंख्य, मधु > मध, સં. विद्युत् > પ્રા. विज्जू > અપ. विज्जु > મધ્ય. ગુજ. वीज, સં. खट्वा > પ્રા. खट्टा > અપ. खट्ट > મધ્ય. ગુજ. खाट, સં. जिह्वा > પ્રા. जिब्भा > અપ. जिब्भ > મધ્ય. ગુજ. जीभ, સં. संज्ञा > પ્રા. सन्ना > અપ. सन्न > મધ્ય. ગુજ. सान, સં. संध्या > પ્રા. संझा > અપ. संझ > મધ્ય. ગુજ. सांझ, સં. रण्डा > પ્રા रंडा > અપ. रंड > મધ્ય. ગુજ. रांड, સં. धमनी > પ્રા. धमणी > અપ. धमणि > મધ્ય. ગુજ. धमणि-धमण्य, એ જ પ્રમાણે आग्य-आंच વગેરે જૂના અનેક શબ્દો અને प्रीत्य-गत्य જેવા અનેક શબ્દો આવી રહ્યા છે.

### ૧. નિર્બળ અંગ

નામિકી રૂપરચનાનો વિચાર કરતાં-પ્રત્યયવાળાં તૈયાર વિભક્તિ-રૂપો અને અનુગો તથા નામયોગીઓની પૂર્વે આ પ્રમાણે આવતું વિભક્તિ-અંગ આપણી

નજર સામે ખડાં થાય છે. આપણે નમૂના તરીકે નરજાતિનો માણસ શબ્દ લઈયે. એનાં સ્વાભાવિક શુદ્ધ રૂપ નીચે મુજબનાં મળ્યાં છે :

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્રથમા–દ્વિતીયા | માણસ | માણસ, માણસો |
| તૃતીયા–સપ્તમી | માણસે | માણસે, માણસોએ |
| વિભક્તિ–અંગ | માણસ | માણસ, માણસો |

રૂપાખ્યાનમાં સ્વરભાર અપ્રત્યય દશામાં શબ્દમાં હોય એ રીતે જ સ્વાભાવિક સ્વરૂપમાં હોય છે માણસમાં પ્રાથમિક ભાર માના 'આ' ઉપર અને દ્વૈતીયિક ભાર ણના અ ઉપર છે; વિભક્તિ–અંગમાં પણ આ જ પરિસ્થિતિ છે. પણ સ્વરાદિ પ્રત્યય લાગતાં જ દ્વૈતીયિક કે જે પ્રમાણે આવતો હોય તે તાર્તીયિક વગેરે પણ વિચલિત થઈ પ્રત્યયના સ્વરમાં આવી રહે છે. માણસો, માણસે આમાં ણમાંના 'અ'નો સ્વરભાર ખસી પ્રત્યય ઉપર જતાં અ હ્રસ્વતા પણ ગુમાવી લઘુપ્રયત્ન થઈ જાય છે. માણસોએમાં મા-સો-એના સ્વરોમાં ભાર છે.

વિભક્તિ–અંગને પછી થી, નું, ને, માંથી પાંચમી, છઠ્ઠી, ચોથી અને સાતમીનું વધારાનું રૂપ સાધવામાં આવે છે; તો નામયોગીઓ પણ એ વિભક્તિ–અંગને જ લગાડવામાં આવે છે.

તૃતીયા–સપ્તમીના એમાં અપભ્રંશથી મળેલો સાનુનાસિક ઉચ્ચાર સૌરાષ્ટ્રમાં પ્રયુક્ત થાય છે; તળ-ગુજરાત ને દક્ષિણ ગુજરાતમાં ત્યાં સાનુનાસિકતા નથી. આવી જ સૌરાષ્ટ્રની લાક્ષણિકતા સ્વર પછી જુદા આવતા સ્વરાદિ પ્રત્યયની છે, જ્યાં વચ્ચે યશ્રુતિ ઉમેરાય છે : માણસોયેં આવું ઉચ્ચારણ સૌરાષ્ટ્રમાં શિષ્ટ ગળામાં પણ સ્વાભાવિક છે.

વિભક્તિરૂપોમાં ષષ્ઠીના નુંને સપ્તમીના અને તૃતીયાના નામની પહેલાં એ લગાડવાનું રૂઢ ભાષામાં સામાન્ય છે : મગનને ઘોડે. પરંતુ વિકારક અંગવાળા શબ્દોમાં એ જુદો હોય તો 'નું'નું વિભક્તિ–અંગ 'ના'જ થાય. મગનના ઘોડાએ. હાલ જો કે પ્રથમના દાખલામાં પણ મગનના ઘોડે એવો પ્રયોગ વધતો જાય છે.

એક જૂની પ્રક્રિયા આ વિષયમાં ચાલુ છે તે તો 'નું'ને જૂનો 'ઈ' લાગી ની થવાની કે જેમાં નારી જાતિનો અંશ માત્ર પણ નથી, ખાસ કરી નામયોગીઓના પ્રયોગમાં : ઘોડાની ઉપર-અંદર-માથે. પહેલી સવારે, પહેલી વખતે, આવતી કાલે વગેરે વિશેષણવાળા પ્રયોગમાં પણ આ સાતમીનો ઈ જ પડ્યો છે; ત્યાં ક્યાંય પણ ઉત્તર શબ્દ નારીજાતિનો નથી.

અહીં इ પ્રત્યયને લઘુપ્રયત્ન य् થવાની પ્રક્રિયાને પણ આપણે વિસારી ન શકિયે. ઘેર ગયો અને ગામ ગયો આ બેઉ ઉદાહરણોમાં ઉચ્ચારણ-સ્વાભાવિક રીતે ઘેરય અને ગામ્ય છે. મધ્ય. ગુજ.માં ઘરइ >ઘિરિ અને ગામિ જ સપ્તમ્યંત રૂપ હતાં. 'इ'ને य् લઘુપ્રયત્ન થતાં છેલ્લાં ત્રણસેં વર્ષોમાં ઘેરય જ વ્યાપક હતું. તૃતીયા વિભક્તિમાં પણ ઘેરય આવું જ વ્યાપક હતું.

સ્વ. કમળાશંકર ત્રિવેદીએ ગામ જવુંમાં સં. ગતિવાચક ક્રિયાપદની રીત સ્વીકારી બીજી વિભક્તિ ગણી છે એ માત્ર ભ્રમ છે.

૨. સબળ અંગ

જેમ આપણી પાસે અકારાંત માણસ શબ્દ છે-જેનું સ્વરૂપ અંત્યસ્વરની દૃષ્ટિએ સ્પષ્ટ અવિકારી છે-તેથી ઊલટા, શબ્દાંતે ઓ નરજાતિમાં અને ઉં નાન્યતરજાતિમાં ધરાવતા શબ્દો છે. આપણાં ગુજરાતી વ્યાકરણોમાં આને ઓકારંત અને ઉંકારાંત નામો તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. વસ્તુસ્થિતિએ આ તો અનુક્રમે નર અને નાન્યતર જાતિના બે શબ્દોની પ્રથમા વિભક્તિનાં એકવચનનાં રૂપ જ છે:

નરજાતિ : સં. घोटकः >પ્રા. घोडओ >અપ ઘોડઉ >મધ્ય. ગુજ. ઘોડઉ-ઘોડુ દ્વારા ઘોડો (અંતે અર્ધવિવૃત ઓ)

નાન્યતરજાતિ : સં. पर्णकम् >પ્રા पन्नअं >અપ. पन्नउं >મધ્ય ગુજ. પાનઉં દ્વારા પાનૂં થઈ પાનું

દ્વૈતીયિક કે જે પ્રમાણે આવતો હોય તે સ્વરભાર સ્પષ્ટ રીતે અંત્યસ્વર ઉપર આવી રહ્યો છે.

બહુવચનનાં રૂપ અપભ્રંશમાં જ નરજાતિમાં ઘોડા અને નાન્યતર જાતિમાં पन्नइं-पन्नाइं છે. અપભ્રંશમાંજ અંતે સ્વરભાર ન હોય તેવાં રૂપ નરજાતિમાં પ્રયુક્ત છે; જેમકે निसिया खग्गમાં खग्ग. સં. घोटकाः >પ્રા. ઘોડઆ દ્વારા અપ. ઘોડા, તો સં. खड्गाः >પ્રા. खग्गा દ્વારા અપ. खग्ग.

ગુજ. વ્યાકરણોમાં ઘોડોનું બહુવચન ઘોડા-ઘોડાઓ છે; પણ પહેલી વિભક્તિમાં બહુવચનમાં સ્વાભાવિક ભાષામાં નવી ગુજરાતીમાં ઘોડા અને સૌરાષ્ટ્રમં ઘોડાઉ છે. અપ. पन्नाइंનો વિકાસ ગુજ.માં પાનાં છે. તેથી જ, તળ-ગુજરાતમાં બહુવચનનો જુદો ઓ પ્રયુક્ત થતો નથી; બેશક, સૌરાષ્ટ્રમાં ત્યાં પાનાંઉં પ્રયોજાશે.

આ પ્રકારના શબ્દોમાં અંત્યસ્વર ઉપર સ્વરભાર એટલો પ્રબળ છે કે

નજર સામે ખડાં થાય છે. આપણે નમૂના તરીકે નરજાતિનો માણસ શબ્દ લઈએ. એનાં સ્વાભાવિક શુદ્ધ રૂપ નીચે મુજબનાં મળ્યાં છે :

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્રથમા–દ્વિતીયા | માણસ | માણસ, માણસો |
| તૃતીયા–સપ્તમી | માણસે | માણસે, માણસોએ |
| વિભક્તિ–અંગ | માણસ | માણસ, માણસો |

રૂપાખ્યાનમાં સ્વરભાર અપ્રત્યય દશામાં શબ્દમાં હોય એ રીતે જ સ્વાભાવિક સ્વરૂપમાં હોય છે માણસમાં પ્રાથમિક ભાર માના 'આ' ઉપર અને દ્વૈતીયિક ભાર ણના અ ઉપર છે; વિભક્તિ–અંગમાં પણ આ જ પરિસ્થિતિ છે. પણ સ્વરાદિ પ્રત્યય લાગતાં જ દ્વૈતીયિક કે જે પ્રમાણે આવતો હોય તે તાર્તીયિક વગેરે પણ વિચલિત થઈ પ્રત્યયના સ્વરમાં આવી રહે છે. માણસો, માણસે આમાં ણમાંના 'અ'નો સ્વરભાર ખસી પ્રત્યય ઉપર જતાં અ હ્રસ્વતા પણ ગુમાવી લઘુપ્રયત્ન થઈ જાય છે. માણસોએમાં મા-સો-એના સ્વરોમાં ભાર છે.

વિભક્તિ–અંગને પછી થી, નું, ને, માંથી પાંચમી, છઠ્ઠી, ચોથી અને સાતમીનું વધારાનું રૂપ સાધવામાં આવે છે; તો નામયોગીઓ પણ એ વિભક્તિ–અંગને જ લગાડવામાં આવે છે.

તૃતીયા–સપ્તમીના એમાં અપભ્રંશથી મળેલો સાનુનાસિક ઉચ્ચાર સૌરાષ્ટ્રમાં પ્રયુક્ત થાય છે; તળ–ગુજરાત ને દક્ષિણ ગુજરાતમાં ત્યાં સાનુનાસિકતા નથી. આવી જ સૌરાષ્ટ્રની લાક્ષણિકતા સ્વર પછી જુદા આવતા સ્વરાદિ પ્રત્યયની છે, જ્યાં વચ્ચે યશ્રુતિ ઉમેરાય છે : માણસોયેં આવું ઉચ્ચારણ સૌરાષ્ટ્રમાં શિષ્ટ ગળામાં પણ સ્વાભાવિક છે.

વિભક્તિરૂપોમાં ષષ્ઠીના નુંને સપ્તમીના અને તૃતીયાના નામની પહેલાં એ લગાડવાનું રૂઢ ભાષામાં સામાન્ય છે : મગનને ઘોડે. પરંતુ વિકારક અંગવાળા શબ્દોમાં એ જુદો હોય તો 'નું'નું વિભક્તિ–અંગ 'ના' જ થાય. મગનના ઘોડાએ. હાલ જો કે પ્રથમના દાખલામાં પણ મગનના ઘોડે એવો પ્રયોગ વધતો જાય છે.

એક જૂની પ્રક્રિયા આ વિષયમાં ચાલુ છે તે તો 'નું'ને જૂનો 'ઇ' લાગી ની થવાની કે જેમાં નારી જાતિનો અંશ માત્ર પણ નથી, ખાસ કરી નામયોગીઓના પ્રયોગમાં : ઘોડાની ઉપર-અંદર-માથે. પહેલી સવારે, પહેલી ઘસતે, આવતી કાલે વગેરે વિશેષણવાળા પ્રયોગમાં પણ આ સાતમીનો ઇ જ પડ્યો છે; ત્યાં ક્યાંય પણ ઉત્તર શબ્દ નારીજાતિનો નથી.

અહીં इ પ્રત્યયનો લઘુપ્રયત્ન य् થવાની પ્રક્રિયાને પણ આપણે વિસારી ન શકિયે. ઘેર ગયો અને ગામ ગયો આ બેઉ ઉદાહરણોમાં ઉચ્ચારણ-સ્વાભાવિક રીતે ઘેર્ય અને ગામ્ય છે. મધ્ય. ગુજ માં घइरइ >घिरि અને गामि જ સપ્તમ્યંત રૂપ હતાં. 'इ'નો य् લઘુપ્રયત્ન થતાં છેલ્લાં ત્રણસેં વર્ષોમાં ઘેર્ય જ વ્યાપક હતું. તૃતીયા વિભક્તિમાં પણ પેર્ય આવું જ વ્યાપક હતું.

સ્વ. કમળાશંકર ત્રિવેદીએ ગામ જવુંમાં સં. ગતિવાચક ક્રિયાપદની રીત સ્વીકારી બીજી વિભક્તિ ગણી છે એ માત્ર ભ્રમ છે.

૨. સબળ અંગ

જેમ આપણી પાસે અકારાંત માણસ શબ્દ છે-જેનું સ્વરૂપ અંત્યસ્વરની દૃષ્ટિએ સ્પષ્ટ અવિકારી છે-તેથી ઊલટા, શબ્દાંતે ઓ નરજાતિમાં અને ઉં નાન્યતરજાતિમાં ધરાવતા શબ્દો છે. આપણાં ગુજરાતી વ્યાકરણોમાં આને ઓકારંત અને ઉંકારાંત નામો તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. વસ્તુસ્થિતિએ આ તો અનુક્રમે નર અને નાન્યતર જાતિના બે શબ્દોની પ્રથમા વિભક્તિનાં એકવચનનાં રૂપ જ છે:

નરજાતિ : સં. घोटकः >પ્રા. घोडओ >અપ घोडउ >મધ્ય. ગુજ. घोडउ-घोड દ્વારા घोडो (અંતે અર્ધવિવૃત ओ)

નાન્યતરજાતિ : સં. पर्णकम् >પ્રા पन्नअं >અપ. पन्नउं >મધ્ય ગુજ. पानउं દ્વારા पानूं થઈ पानुं

દ્વૈતીયિક કે જે પ્રમાણે આવતો હોય તે સ્વરભાર સ્પષ્ટ રીતે અંત્યસ્વર ઉપર આવી રહ્યો છે.

બહુવચનનાં રૂપ અપભ્રંશમાં જ નરજાતિમાં घोडा અને નાન્યતર જાતિમાં पन्नइं-पन्नाइं છે. અપભ્રંશમાંજ અંતે સ્વરભાર ન હોય તેવાં રૂપ નરજાતિમાં પ્રયુક્ત છે; જેમકે निसिया खग्गમાં खग्ग. સં. घोटकाः >પ્રા. घोडआ દ્વારા અપ घोडा, તો સં. खड्गाः >પ્રા. खग्गा દ્વારા અપ. खग्ग.

ગુજ. વ્યાકરણોમાં ઘોડોનું બહુવચન ઘોડા-ઘોડાઓ છે; પણ પહેલી વિભક્તિમાં બહુવચનમાં સ્વાભાવિક ભાષામાં નવી ગુજરાતીમાં ઘોડા અને સૌરાષ્ટ્રમં ઘોડાઉ છે. અપ. पन्नाइं નો વિકાસ ગુજ.માં પાનાં છે. તેથી જ તળ-ગુજરાતમાં .બહુવચનનો જુદો ओ પ્રયુક્ત થતો નથી; બેશક, સૌરાષ્ટ્રમાં ત્યાં પાનાંઉં પ્રયોજાશે.

આ પ્રકારના શબ્દોમાં અંત્યસ્વર ઉપર સ્વરભાર એટલો પ્રબળ છે કે

સૌરાષ્ટ્રમાં બહુવચનમાં ત્યાં ત્યાં વપરાતો ઉ સ્વરભારવિહીન છે, એટલું જ નહિ, પૂર્વના સ્વર સાથે સંધિસ્વરાત્મકતા જ અનુભવે છે. આજે કૃત્રિમ રીતે તળ-ગુજરાતમાં જ્યાં જ્યાં ઓ ઉમેરવામાં આવે છે ત્યાં પણ પૂર્વના આ અને આંની બલિષ્ઠતાને કારણે હ્રસ્વ વિવૃત એ ઓકાર તદ્દન લઘુપ્રયત્ન ઉચ્ચરિત થતાં પૂર્વના સ્વર સાથે સંધિ–સ્વરાત્મક–જુદી રીતે કહિયે તો લઘુપ્રયત્ન અવાળા લઘુપ્રયત્ન ઘની સ્થિતિમાં છે. છોકરાઓ અને જાઓના ઉચ્ચાર સરખાવવાથી આની સ્પષ્ટતા થશે. નર અને નાન્યતરજાતિનાં રૂપાખ્યાન હવે જુઓ :

નરજાતિ ઘોડા–અંગ

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્રથમા–દ્વિતીયા | ઘોડો | ઘોડા |
| તૃતીયા–સપ્તમી | ઘોડે–ઘોડાય | ઘોડે–ઘોડાય–ઘોડાઓય |
| વિભક્તિ–અંગ | ઘોડા- | ઘોડા-, ઘોડાઓ- |

નાન્યતરજાતિ પાના–અંગ

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્રથમા–દ્વિતીયા | પાનું | પાનાં |
| તૃતીયા–સપ્તમી | પાને–પાનાય | પાને–પાનાંય |
| વિભક્તિ–અંગ | પાના- | પાનાં- |

એકવચનમાં પણ સાનુનાસિકતા–ખાસ કરી સૌરાષ્ટ્રના આહીરોમાં સાનુ-નાસિકતાનું બધાં ઉચ્ચારણોમાં જોર હોઈ–એના આભાસસામ્યે-ઇષ્ટ માનવામાં આવે છે. પ્રો. ડોલરરાય માંકડને આ–એમના હાલારી ઉચ્ચારણને કારણે–ઇષ્ટ છે. વસ્તુસ્થિતિએ એકવચનમાં નિરનુનાસિકતા અને બહુવચનમાં સાનુનાસિકતા એ જ ઉચ્ચારણ–તારતમ્ય છે.

સ્વરભારની દૃષ્ટિએ વિચાર કરતાં શબ્દાંગને છેડે દ્વૈતીયિક સ્વરભાર આ બેઉ શબ્દોમાં છે. ઘોડાય–ઘોડાઓય એમ શ્રુતિઓ વધે છે ત્યારે અંત્યસ્વર સાથે પ્રત્યયો પણ સ્વરિત જ રહે છે, તેથી ઘોડાયમાં ત્રણે સ્વર સ્વરિત, તો ઘોડાઓયમાં ચારે સ્વર સ્વરિત છે. એ જ સ્થિતિ પાનાંયમાં–અને શિષ્ટો પાનાંઓય પ્રયોજે તો એમાં પણ–છે.

આ જાતના સબળ અંગવાળા શબ્દોમાં તૃતીયા સપ્તમીનાં રૂપોનાં બબ્બે રૂપ થાય છે. સૌરાષ્ટ્રમાં આ બે રૂપો વચ્ચે લાક્ષણિક ઉચ્ચાર–ભેદ સ્ફુટ છે: ઘોડે–પાને એમાં અંત્યસ્વરમાં સાનુનાસિકતા નથી, જ્યારે ઘોડાયેં–પાનાયેં એમાં

લઘુપ્રયત્ન ય્ અને સાનુનાસિકતા બને છે સબળ અંગમાં 'ए' સંમીલિત થાય ત્યારે એમાં સાનુનાસિકતા સર્વથા નથી હોતી : ઘોડે, પાને.

નિર્બળ અંગવાળા माणस શબ્દમાં અને સબળ અંગવાળા घोडा તથા पाना શબ્દનાં રૂપ જોયા પછી હવે શબ્દાંગમાં અંતે બીજા બીજા સ્વર ધરાવતા શબ્દોનાં રૂપ તપાસિયે.

સબળ અંગવાળા ઉપરના જ શબ્દોના પ્રકારનું નારીજાતિનુ અંગ આપણને ई લાગવાથી મળે છે; જેમકે ઘોડી. એની પ્રક્રિયા આ પૂર્વે 'ई' પ્રત્યયવાળા વિકાસમાં સ્પષ્ટ કરી જ છે : સ. घोटिका> પ્રા. घोडिआ > અપ. घोडिअ> મધ્ય. ગુજ. ઘોડી. એ જ અર્વા ગુજ.માં ઊતરી આવ્યું છે. આમ 'ઘોડી' એ પ્રથમા વિભક્તિનું એકવચન છે પ્રાથમિક ભાર 'ઘો'ના 'ओ'માં ને દ્વૈતીયિક ભાર 'ડી'ના 'ई'માં છે. ઉચ્ચારણની દૃષ્ટિએ એ સ્વર હ્રસ્વ છે, છતાં પણ દ્વૈતીયિક સ્વરભાર પોતામાં રાખી રહે છે. પણ જ્યારે સ્વરાદિ પ્રત્યય લાગે છે ત્યારે સ્વરભાર ગુમાવી બેસે છે. જુઓ નીચેનાં રૂપ :

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્રથમા–દ્વિતીયા | घोडी | घोडिओ |
| તૃતીયા–સપ્તમી | घोडिए | घोडिए–घोडिओए |
| વિભક્તિ–અંગ | घोडी– | घोडी–, घोडिओ– |

'ओ' અને 'ए' લાગતાં શબ્દાંગનો ई સ્વરિતતા તો ઠીક, પણ હ્રસ્વતા પણ ગુમાવી લઘુપ્રયત્ન થઈ રહે છે ને પછીના સ્વરમાં લઘુપ્રયત્ન યશ્રુતિ ઉમેરી આપે છે. સૌરાષ્ટ્રમાં તો તેથી જ घोडियु-घोडियुं અને घोडिये ઉચ્ચારણ પણ વ્યાપક છે. ગુજરાતમાં પણ લઘુપ્રયત્ન યશ્રુતિવાળું घोडियो-घोडिये ઉચ્ચારણ સ્વાભાવિક સ્વરૂપમાં સંભળાય છે, જોડણીમાં ભલે ઘોડીઓ–ઘોડીએ લખાય.[૭૮]

इ–ई અંતવાળા શબ્દ

इक અને इका પ્રત્યયો દ્વારા ઊતરી આવેલા દીર્ઘ ઈકારાંત શબ્દો બધા તદ્ભવ છે, જ્યારે હ્રસ્વ इકારાંત તત્સમ શબ્દો આપણે ગુજ.માં પ્રયોજિયે છિયે–નરનારીનાન્યતર જાતિનાં હ્રસ્વ इ દીર્ઘ ई ધરાવતાં આ બધાં જ નામોનાં રૂપાખ્યાન ઉપર પ્રમાણે જ પ્રયુક્ત થાય છે એ ધ્યાનમાં રાખવું કે વિભક્તિઓનો અર્થ આપનારા અનુગો અને નામયોગીઓની પૂર્વે પ્રયોજાતાં શબ્દાંગને અંતેનો

૭૮. ઘો જેવા એકાક્ષરી બધા શબ્દોની સ્થિતિ પણ આની છે. પિયે કહેવું હોય તો પિમાંનો 'इ' સ્વરભાર ગુમાવી હ્રસ્વતા પણ ગુમાવે છે ને લઘુપ્રયત્ન બની રહે છે

સ્વરભાર જળવાઈ રહે છે; એ લુપ્ત નથી થતો. બેશક, પોતાનામાં સ્વરભાર ન હોય તેવા શબ્દો–भाई जमाई जनोई જેવા શબ્દોમાં સંધિસ્વરાત્મક જ પરિસ્થિતિ હોઈ અંતે લખાતા ईने કોઈ સ્વતંત્ર ઉચ્ચારણ છે જ નહિ.

ઉ-ઊ અંતવાળા શબ્દ

નરજાતિનાં લાડસોયાં નામો-સં. कृष्णकः>પ્રા. कन्हओ>અપ. कन्हउ> कांनु, એ પ્રમાણે पानु, लाभु, નારીજાતિનાં એવાં સ્ત્રીઓનાં નામ हसु, जसु, लीलु; ઉપરાંત સં. श्वश्रूका>પ્રા. सस्सुआ >અપ सस्सुअ>મધ્ય. ગુજ. सासू- सासु, સં. वालुका>પ્રા. वालुआ>અપ. वालुअ >અર્વા. ગુજ. वेळु; તો સં. यूका>પ્રા जूआ >અપ जुअ>મધ્ય ગુજ. जू આ રીતે આ પ્રકારના શબ્દ ઊતરી આવ્યા છે

ગુજરાતી જોડણીમાં એકાક્ષરી નિરનુનાસિક उवाળા શબ્દોમાં અંત્ય उ દીર્ઘ સ્વીકારાયો છે. વસ્તુસ્થિતિએ સાનુનાસિક કે નિરનુનાસિક આવા એકાક્ષરી શબ્દોના કે વધુ અક્ષરવાળા શબ્દોના उ હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે, એના ઉપર સ્વરભાર હોય તોયે. સ્વરભાર સાચવતા નથી તેવા-गाउ વગેરે શબ્દોમાં તો आउનું સંધિસ્વરાત્મક જ ઉચ્ચારણ હોઈ उને કોઈ અલગ અસ્તિત્વ જ નથી. સંસ્કૃત કે અરબી–ફારસી પ્રકૃતિના દીર્ઘાંત શબ્દ મળ્યા છે–આપણે वधू बाजू જેવા પ્રયોજિયે છિયે–તે બધાનાં પણ રૂપાખ્યાન અહીં આપવામાં આવે છે તેવાં જ થશે

લાडु શબ્દ (બંને સ્વર ઉપર ભારવાળો)

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્રથમા–દ્વિતીયા | लाडु | लाडु, लाडुओ |
| તૃતીયા–સપ્તમી | लाडुए | लाडुए, लाडुओए |
| વિભક્તિ–અંગ | लाडु–[७९] | लाडु–, लाडुओ– |

અહીં ओ અને ए પ્રત્યય પૂર્વે અંત્ય उ સ્વરભાર ગુમાવી છેક લઘુપ્રયત્ન કોટિમાં આવી પહોંચે છે. આમાં 'ओ' પૂર્વે સૂક્ષ્મ સ્વરૂપમાં वश्रुति આવી રહે છે; જ્યારે एમાં यश्रुति છે. સૌરાષ્ટ્રમાં लाडुयें એવું જ ઉચ્ચારણ વ્યાપક છે. उकारांत શબ્દોને બહુવચનમાં સૌરાષ્ટ્રમાં उ કે उं પ્રત્યય નથી જ લાગતો, તેથી એવાં કોઈ રૂપ કોઈપણ વિભક્તિમાં ત્યાં નથી.

સંખ્યાક્રમવાચક नेवु-वुं, पकाणु-णुं થી नवाणु-णुं સુધીના શબ્દોમાં જરૂર

૭૯. जू જેવા એકાક્ષરી શબ્દોને ओ-ए લાગતાં ऊ હ્રસ્વના ગુમાવી સ્વરભારવિહીન થઈ જાય છે.

પડતાં રૂપાખ્યાન થાય ત્યાં અંતે સાનુનાસિક ઉચ્ચારણ હોય કે ન હોય, રૂપ ઉપર પ્રમાણે થાય છે.

એકારાંત શબ્દ

ચલે-તાલે જેવા અરબી ઉછીકા શબ્દ ૨ મળ્યા છે તેમાં અંતે ए સ્વર છે. આ શબ્દોનાં બહુવચનનાં રૂપ નથી, તેમ તૃતીયા-સપ્તમીના एવાળાં રૂપ પણ નથી; અનુગો અને નામયોગીઓથી જ રૂપો સિદ્ધ થાય છે.

ઓકારાંત શબ્દો

શુદ્ધ ઓકારાંત શબ્દોનું પ્રમાણ આપણે ત્યાં ખૂબ ઓછું છે સં. गोघा > પ્રા. गोहा > અપ. गोह > અર્વાચીન-ગુજ. घो, સં. जलौका > પ્રા जलौआ > અપ. जलोअ > અર્વાચીન-ગુજ. जळो. આમ घो जळो જેવા ઓકારાંત શબ્દ આપણે ત્યાં રૂપસિદ્ધિ પામે છે. આવા શબ્દોનાં બહુવચનનાં રૂપોમાં પ્રત્યય 'ओ' પ્રયુક્ત થતો નથી; સૌરાષ્ટ્રમાં 'उ' કે 'उं' પ્રયુક્ત થતો નથી. તૃતીયા સપ્તમીનો ए લાગે છે; घोए जलोए જેમાં લઘુપ્રયત્ન યશ્રુતિ છે. બાકી અનુગો અને નામયોગીઓ સાથે રૂપસિદ્ધિ છે.

સાર્વનામિક सौનાં રૂપ તેમજ हश्रुतिવાળા वहु જેવા શબ્દો ઉચ્ચારણ वौः જ હોઈ घो જેમ રૂપાખ્યાન પામે છે; આમાંથી वहुનું તો બહુવચન શિષ્ટ ઉચ્ચારમાં वौःओ (वश्रुति સાથે) થાય છે. તૃતીયા-સપ્તમીમાં सौए-वौःए (वश्रुति સાથે); ઉચ્ચારણમાં यश्रुति સર્વત્ર નથી આ ओ-औकारांत શબ્દો પોતામાંનો અંત્ય સ્વરભાર નથી ગુમાવતા.

રૂપરચનાની દૃષ્ટિએ આ પ્રમાણે સર્વનામો વિશેષણો અને નામોની અર્વા. ગુજ.માં ઉચ્ચારણગત સ્વાભાવિકતા સાથે સ્થિતિ છે. આપણે ત્યાં અત્યારે અવ્યયોની સ્થિતિમાં આવી રહેલાં સંખ્યાબંધ રૂપ એવાં પણ છે કે જે તે તેના મૂલ સ્વરૂપમાં કોઈ અને કોઈ વિભક્તિના રૂપમાં પણ હતાં. આવાં તેમજ શુદ્ધ અવ્યયાત્મક દશાનાં અવ્યયોને અહીં જોઇ જવાથી ક્રિયાપદો જ પછી બાકી રહેશે.

## ૭. અવ્યયો

અંગ્રેજી વ્યાકરણને અનુસરીને આપણે અવ્યયોને ચાર વિભાગમાં વિભક્ત કરી નાખ્યાં છે : ૧. કેવળપ્રયોગી, ૨. ક્રિયાવિશેષણ, ૩. નામયોગી, અને ૪. ઉભયાન્વયી. અર્થને તેમજ વાક્યગત પ્રયોગને અનુસરીને થતું આ વિભાગીકરણ આદરણીય અવશ્ય છે.

(૧) કેવળપ્રયોગી અવ્યયો

કેવળપ્રયોગી અવ્યયો વસ્તુસ્થિતિએ વાકયનો ભાગ નથી હોતાં; સામાન્ય રીતે વાકયારંભે, યા કવચિત્ વચ્ચે એકલાં, કેટલીક વાર સંબોધનની સાથે પણ પ્રયુક્ત થાય છે, જ્યાં સર્વત્ર જલકમલવત્ એ વાકયથી અલિપ્ત જ હોય છે. આપણે ત્યાં પ્રયોજાતાં આવાં અવ્યયોમાંનું કોઈ તદ્દન અર્વાચીન છે તો કોઈ છેક વેદકાળ જેટલાં જૂનાં છે.

જૂનામાં જૂનાં વેદકાલીન हये (ઋગ્વેદ) અને है (અથર્વ.) આ બે છે–જેના અવશેષ તરીકે સંસ્કૃત કાળમાં જ हे ઊભું થયું. આ ત્રણે સંબોધનમાં વપરાતાં; તો વચ્ચેનું ખાલી ઉદ્ગાર તરીકે પણ. આ રૂપો રવાનુકારી કરતાં ધ્વનિરૂપ જ છે. अहह अहो એ આપણે ત્યાં આજે પણ ચાલુ છે. એના વિકાસમાં अहाहा, ओहो–અને ધૃણાદર્શક अघघघ,[૮૦] દુઃખદર્શક हाय, સંમતિદર્શક आहा–જેનો વધુ વિકાસ હકારાત્મક हा–આજે આપણે પ્રયોજિયે છિયે–નાના ઊલટા અર્થે.

શોક અને આશ્ચર્ય માટે પ્રયોજાતો अरे પણ સંસ્કૃત કાળનો છે–જેણે रे આપ્યો છે. મૂલમાં શત્રુવાચક अरि શબ્દનું આ સંબોધન છે,[૮૧] પણ પછી એ સામાન્ય રીતે જ પ્રયોજાતો રહ્યો છે. આની સાથે સ્વતંત્ર સરખામણી કરવી હોય તો સમુદ્રમાં ખારવાઓ 'हेलियो' અવાજ કાર્યારંભે કરે છે તેની સાથે થઈ શકે. સં. हे+अरयः નું हेरयो થઈ हेलयो. પતંજલિએ મહાભાષ્યમાં हेलोने हेलयो हेलयो इति कुर्वाणाः બતાવ્યા છે. આ જ हेलयोनું પછી हेलियो પણ થયું અને आरियां પણ થયું. 'आरियां' થવું એટલે નાશ પામવું.

સં. ના अयि–अयेએ આપણને यय અને य આપ્યાં છે–નિર્દેશાત્મક, તો अहोએ ओ આપ્યું છે. દુઃખવાચક ओय પણ આનો વિકાસ લાગે છે. આશ્ચર્યદર્શક वाह—वाह वाह એ નવી વસ્તુ જણાય છે.

અણુગમો દર્શાવનાર धिक् જૂનો સં. છે, તો फट्–फिट्–छट्–छिट्–छी–छिः –થૂંકવાની વૃત્તિ બતાવતો थू આ નવા છે. એવો જ चूप પણ નવો છે—અરબીએ આપેલો શાવાશ પણ નવો છે–આનંદ ને અભિનંદનદર્શક.

<u>भले</u>–સં. भद्रकम् > પ્રા. भल्लअं > અપ. भल्लउंનું તૃતીયા વિભક્તિનું અવ્યયાત્મક રૂપ. આ લાક્ષણિકતા ગુર્જર પ્રજાની ખૂબ જૂની છે. 'भल्लउ'

૮૦. આ રૂપમાં જાણે કે વેદકાલ પૂર્વેની ઉચ્ચારણપ્રક્રિયા ન હોય એવું લાગે છે,

૮૧. વ્હિટની : પૃ. ૪૧૭

શબ્દથી આ પ્રજા વાકયારંભ કરતી એવું ઉદ્યોતનસૂરિએ–'કુવલયમાલા' (સં. ૮૩૫) નામક ગ્રંથમાં ગુજર દેશની ભાષા વિશે ખ્યાલ આપતાં સૂચવ્યું છે.

ઘાણુ–સં. घरम्‌નો જ વિકાસ છે. ક્રિયાવિશેષણ તરીકે આનો પ્રયોગ પ્રમાણમાં જૂનો છે

વિવેકદર્શક જી નવ્ય ભારતઆર્ય ભાષાઓમાં વ્યાપક છે. આનુ મૂલ સં. નાટકોમાં છાશવારે પ્રયોજાતા जयतुમાં છે. जयतु महाराजः, जयतु राज्ञी, जयतु भर्त्ता વગેરેમાંના जयतुનો શૌ. जेदु > પ્રા. जेउ> અપ जिउ દ્વારા જી આવી રહ્યો છે. સં. जीव આજ્ઞાર્થ બીજા પુરુષના એકવચનમાંથી લાવવાનું મન થાય, પણ સં. નાટકોમાં એ વ્યાપક નથી જ, જ્યારે जयतु અત્યંત વ્યાપક છે.

केम, कां આ બે અવ્યયો પ્રશ્નાર્થ–આશ્ચર્ય વગેરે બતાવવા પ્રયોજાય છે. केम વિશે આ પૂર્વે સ્પષ્ટતા થઈ ચૂકી છે. कां રૂપ સં. यावत्-तावत्‌નાં અપ માં जाम ताम થાય છે તેના આભાસસામ્યે શકય *कामમાંથી આવ્યુ છે, જેવું 'हुं तां जईश'માં 'तां' મળ્યુ છે.

સંમતિદર્શક हा અને નિષેધદર્શક नाનો તે તે અર્થે વાકયારંભે સ્વતંત્ર પ્રયોગ છે જ. આમાંના नाનુ મૂળ તો નિષેધવાચક ક્રિયાવિશેષણ સં. नमां છે, જ્યારે हाનું મૂળ સં. अहामांથી સંભવે છે. આવાં જ સંમતિદર્શક हो-हुँ-हुँअँ અને નિષેધદર્શક अँहँ રૂપ છે–જે માત્ર ઉદ્‌ગારાત્મક જ છે.

हाને સ્થાને તળગુજરાતમાં होवे [બંને સ્વર ઉપર ભાર] અને સૌરાષ્ટ્રમાં हा ઉપરાંત होव પણ પ્રયોજાય છે; આ માત્ર हाનો વિકાસ છે.

हा, होहा, होहो, ना આ નારીજાતિનાં નામ તરીકે પણ પ્રયોજાય છે.

(૨) ક્રિયાવિશેષણ અવ્યયો

વાકયમાં ગમે ત્યાં હોય, પણ જેનો સંબંધ ક્રિયાપદ સાથે જ હોય તે ક્રિયાવિશેષણ અવ્યયો છે. આમાં કાળ સ્થળ રીતિ હેતુ નિષેધ પરિણામ વગેરે બતાવવાનું બળ રહેલુ છે.

(૧) કાલવાચક–ज्यारे त्यारे[૮૨] क्यारे અને આના ઉપરથી થયેલાં ज्यारथी त्यारथी[૮૨] क्यारथी જાણીતાં છે. આના ઊગમ વિશે આ પૂર્વે કહેવાઈ ગયુ છે. સં. તત્સમ 'कदा' કવચિત્ પ્રયોજાય છે; પણ આપણે ત્યાં ઊભું થયેલુ તો અનિશ્ચિતાર્થ कदी છે, જેમાં क्यारेकनो અર્થ છે. હિંદીમાં कभी

૮૨ સમગ્ર એકાક્ષરવાળુ अत्यारथी–अत्यारेનુ રૂપ પણ લક્ષ્યમાં લેવુ.

આ અર્થમાં પ્રયુક્ત થાય છે. સ્વ. અંબાલાલ જાની એની દ્વિરુક્તિથી કદીમદી એવો પ્રયોગ કરતા.

સૌરાષ્ટ્રમાં 'અત્યારે'ના અર્થમાં अटाणे પ્રયોજાય છે—જે आ टाणुंનું સપ્તમીનું રૂપ છે. अटाण-અંગથી अटाणमां-अटाणामां-अटाणाथी એવાં રૂપ પણ ત્યાં પ્રયોજાય છે.

કાલવાચક બીજાં નીચેનાં પણ પ્રયોજાય છે:

आज–[અંતે લઘુપ્રયત્ન અકાર, સ્વરભાર આદિશ્રુતિ ઉપર] સં. अद्य> અપ. अज्जु; પણ સ્વરભાર અંતે પણ રહેતાં आजे.

काल–[काल्य લઘુપ્રયત્ન 'य' સાથે–સ્વરભાર આદિશ્રુતિ પર] સં. कल्ये -कल्यम् ઉપરથી અપ. कल्ले દ્વારા મધ્ય. ગુજ. कालि ઉપરથી. અંતે પણ સ્વરભાર સાચવવા પછી काले રૂપ પ્રયોજાય છે.

हजी–[છેલ્લા સ્વર ઉપર ભાર]–સં. अद्यापि> પ્રા. अज्जवि> અપ. अज्जु विનું *अज्जुइ-अज्जइ દ્વારા 'ह'ના પ્રક્ષેપે हजी રૂપ. અપભ્રંશકાલીન ઉકારને કારણે 'हजु' રૂપ પણ પ્રયોજાય છે. આમાં 'ह्' નીચે આવતા 'हवे'ના આભાસસામ્યે પ્રવેશ્યો છે.

अगाउ–[વચ્ચેના સ્વર ઉપર ભાર; आउ સંધિસ્વરાત્મક ઉચ્ચારણ] સં. अग्रतः> પ્રા. अग्गओ> અપ. अग्गउ> હિંદીમાં आगू, પણ ગુજ. માં अगाउ આજે સ્વીકરાયો છે, જે अगउનું શિષ્ટ રૂપ સંભવે છે; જેમકે તળગુજરાતમાં આવા સંયોગોમાં अइ अउ એવાં સંધિસ્વરાત્મક ઉચ્ચારણ છે. સરખાવો भई>भाई, गउ>गाउ, कमउ>कमाउ વગેરે.

झट–[અંતે લઘુપ્રયત્ન અકાર; સ્વરભાર આદિશ્રુતિ ઉપર] સં. झटितिમાંના झट् અંગને જ આપણે પકડી રાખ્યું છે એના દ્વિર્ભાવથી झटपट.

तरत-तुरत-तूर्त–[પ્રથમના બેઉમાં વચ્ચેના 'र'ના 'अ'માં ભાર, છેલ્લો સ્વર લઘુપ્રયત્ન, છેલ્લામાં આદિશ્રુતિ ઉપર ભાર–પણ જોડાક્ષરને બળે છેલ્લો સ્વર अ પૂર્ણ.] સં. त्वर् ધાતુનું ભૂતકૃદંત तूर्ण થાય છે; એનું સંભવિત *तूर्त તત્સમ જણાય છે. એના અર્વાચીન તદ્ભવ–રૂપે तुरत અને तरत વિકાસ શક્ય છે. હિંદીમાં तुरंत છે.

हमणां-हवडां-हवडे–[આદિ અને અંત્યશ્રુતિ ઉપર ભાર; વચ્ચેની શ્રુતિમાં લઘુપ્રયત્ન અકાર] સં. अधुना> પ્રા अहुणाમાં જ સપ્તમીના આંથી અને हની ઉપર તરફની ગતિથી हउणां–અંત્યસ્વર ઉપરના સાનુનાસિક ઉચ્ચારણના બળ

ઉપર उના સંપ્રસારણથી हवणां-हवडां, वूની સાનુનાસિકતાથી हमणां; हवडे એ નવો સસમ્યંત વિકાસ ए પ્રત્યયથી છે. મધ્ય ગુજ. માં हवडां ખૂબ મળે છે. અહીં डનો ण થવાનું વલણ डના મૂર્ધન્યતર ઉચ્ચારણને કારણે છે : મૂર્ધન્યતર ड સાનુનાસિક બોલાતાં णમાં જ પરિણમે.

<u>हवे-हावां</u>–[સ્વરભાર પહેલા શબ્દમાં અંતે, બીજામાં બેઉ ઉપર] हावां અત્યારે પ્રયોજાતું નથી. સ્વ નરસિંહરાવે એમની કવિતામાં ખૂબ પ્રયોગ કર્યો છે. हवेનું જૂની ગુજરાતીમાં વ્યાપક રૂપ हावे છે, हावि રૂપ દ્વારા. સં. अथवा > પ્રા. अहवाનું અપ.માં अहवइ દ્વારા આ રૂપનો વિકાસ થયો છે.[૮૩] મેરની બોલીમાં हेव રૂપ પ્રયોજાય છે, જે જૂ. ગુજ. ના हिवेનો વિકાસ છે.

<u>ओण–होण</u>–[ओ વિવૃત અને સ્વરભારયુક્ત–અંતે લઘુપ્રયત્ન अ; हનું માત્ર સ્વરિત ઉચ્ચારણ જ.] સં. अधुना > પ્રા. अहुणा > અપ. अहुण=હમણાં-માંથી 'આ વર્ષે' એવો વિકસિત અર્થ.

<u>पोर</u>–[સ્વરભાર આદિશ્રુતિ ઉપર; અંત્ય લઘુપ્રયત્ન अ] સં. परुत्–'ગતવર્ષ'–પ્રા. परु દ્વારા સ્વરવ્યત્યયથી *पुर થઇ पोर.

<u>परार</u>–[સ્વરભાર વચ્ચેની શ્રુતિના 'आ' ઉપર] સં. परारि 'ગત બીજા વર્ષ' માટે છે તેનો વિકાસ.

<u>आस्ते</u>–[બંને સ્વર ઉપર ભાર] આ રૂપ ફા. आहिस्तहમાંથી છે.

<u>आ खेले–ओली–खेले</u>–સૌરાષ્ટ્રમાં–ખાસ કરી સોરઠના દક્ષિણ ભાગમાં आ समये-पेले समये એ અર્થમાં આ પ્રયોજાય છે. અહીં खेल=તમાશો–એ જ શબ્દ 'સમય'ના અર્થમાં લાક્ષણિકતાથી પ્રયોજાયો છે. ओलीમાં ओल+इ સપ્તમી પ્રત્યયનો 'ई'માં સંકોચ થયો છે.

અરબી जल्द અને હાલાંનાં जलदी અને हाल રૂપ અપણે ત્યાં 'तरत' અને 'હમણાંના સમયે' એ અર્થમાં અનુક્રમે પ્રયોજાય છે.

(૨) સ્થલવાચક–ज्यां त्यां अहीं अहींयां (=अहियां), क्यां અને 'थी' લગાડી વપરાતાં રૂપ–આ વિશે આ પૂર્વે કહેવાઇ ગયું છે. ઉપરાંત નીચેનાં અવ્યય વ્યાપક છે :

---

૮૩. આ હેમચંદ્રે क्लिायवा–दिवा–सह–नहेः ढिर–अहवइ–दिवे–सहुं–नाहिं (સિ હૈ. ૮–૪–૧૧૯) એ સૂત્રમાં સીધો આદેશ જ अथवाનો अहवइ નોંધ્યો છે, જેમાં સપ્તમીનો इ ઉમેરાયો જ છે. વસ્તુતઃ अथवाનો એ સીધો વિકાસ છે. ટેસિટોરી વગેરેએ જુદી જુદી કલ્પના કરી છે તે નિરર્થક છે.

પહેલાં–[ પેઃલાંઃ દ્વશ્રુતિ માત્ર–બંને શ્રુતિ ઉપર ભાર ] આ પૂર્વે સ્પષ્ટ થઈ ચૂકેલા પહેલુંનું અવ્યયાત્મક સપ્તમ્યંત રૂપ 'આં' પ્રત્યયથી. આ અર્થમાં સં. તત્સમ 'પ્રથમ' પણ પ્રયોજવામાં આવે છે.

પછી–પછે–પછેં [ સ્વરભાર અંત્યસ્વર ઉપર. અંત્ય एं અર્ધવિવૃત ] સં. पश्चात्‌ના પ્રા. पच्छ અંગને અપ. નો इ લાગી[૮૪] पच्छइ દ્વારા पाछइ–पाछइं થઈ पछइ–इंમાંથી પછે–પછેં રૂપ છેક દયારામ સુધી પ્રયોજાયેલ છે. સૌરાષ્ટ્રમાં આ જ રૂપ છે; પછી શિષ્ટોએ સર્વત્ર પછી રૂપ સ્વીકાર્યું છે

આગળ(–ળ્ય)–[ અંતે લઘુપ્રયત્ન યવાળો લઘુપ્રયત્ન य; સ્વરભાર પ્રથમની બે શ્રુતિ ઉપર ] એક બાજુ વિશેષણ આગલું-લ્યું અને બીજી બાજુ અવ્યયાત્મક आगळ (–ळ्य) આમ બેઉ રૂપે આ શબ્દ ગુજ. ભાષાને મળ્યો છે એકમાં ल् સચવાયો છે, બીજામાં ळ् થયો છે. બંને શબ્દો વચ્ચે તેથી સેંકડો વર્ષનું દૂરપણું સ્પષ્ટ છે. બંનેના મૂળમાં દ્રવિડી મૂળનો इल् છે. इल દ્વારા अग्रिलकम्‌ અને इल् દ્વારા अग्रिलकम्‌. એકે પ્રા. अग्गिलअं–अग्गिलिअं દ્વારા અપ.માં अग्गिलिउंથી મધ્ય. ગુજ. માં आगिलिउंથી आगलुं–ल्युं આપ્યું, તો બીજાએ સપ્તમ્યંત પ્રા. अग्गलइ > દ્વારા અપ.માંથી મધ્ય. ગુજ. आगलइ–आगलि દ્વારા आगल्य–आगळ्य થી આગળ આપ્યું. એકવડો ल् હોઈ–આ પાછલા કિસ્સામાં ळ् થયો, પહેલામાં બેવડો ल्ल् હોવાથી આપણને ल् જ આવી રહ્યો.[૮૫]

---

૮૪. આ હેમચંદ્રે पश्चादेवमेवैवेदानीं–प्रत्युतेतसः पच्छइ–एम्वइ–जि–एम्वहिं–पच्चलिउ–एत्तहे ( સિ. હૈ. ૮–૪–૪૨૦ )માં पश्चात्‌નો पच्छइ આદેશ જ નોંધ્યો છે મૂળ રૂપ पश्चके ઉપરથી પ્રા. पच्छए દ્વારા અપ.ને पच्छइ રૂપ મળ્યું છે पश्चात्‌ રૂપ જ पश्चनी પાંચમી વિભક્તિ એકવચનનું રૂપ સં.માં છે पश्चिममां પણ 'पश्च' અંગ જ છે अग्रिममां આ 'इम' પ્રત્યય જ છે, જેમાં અંગ 'अग्र' છે.

૮૫. મને એમ લાગ્યા કર્યું છે કે જિહ્વામૂલીય ळ નું ઉચ્ચારણ અપભ્રંશ-યુગમાં પ્રચલિત હતું : જ્યાં જ્યાં એકવડો ल् લેખનમાં દ્વિશ્રુતિમધ્યગત ( intervocalic ) હતો ત્યાં એનું ઉચ્ચારણ ळ् થતું અને બેવડો ल्ल् હોય ત્યાં દંત્ય ल्. નીચેના ઉદાહરણમાં અંત્યાનુપ્રાસ જોવાથી આનો કાંઈક ખ્યાલ આવી શકશે :

सायरु उप्परि तणु धरइ तलि घल्लइ रयणाइं ।
सामि सुभिच्चु वि परिहरइ सम्मानेइ खलाइं ॥
( સિ. હૈ. ૮–૪–૩૩૪ )

આમાં रयणाइ–खलाइं કરતાં रयणाइ–खळाइ વધુ સ્વાભાવિક છે, તેથી જ तलि અને घल्लइ વચ્ચેના ઉચ્ચારણમાં तळि–घल्लइ વધુ સ્વાભાવિક જણાય છે. હાથપ્રતોમાં લેખનમાં તો છેક દયારામના સમય સુધી ळને બદલે સર્વત્ર ल જ લખાયા કર્યો છે એ તદ્દન જાણીતી વાત છે.

मोरथ–[ પહેલી શ્રુતિ ઉપર ભાર ]–સૌરાષ્ટ્રમાં વ્યાપક આ શબ્દ मुखरे> मुहरे> मुहरइ > मुरइ > मोरि > मोरथ 'આગળ'ના અર્થમાં.

पाछळ( ळय )–[ અંતે લઘુપ્રયત્ન યશ્રુતિ સાથે લઘુપ્રયત્ન અકાર; સ્વરભાર પ્રથમની બે શ્રુતિ ઉપર.] એક બાજુ વિશેષણાત્મક पाछलुं-ल्युं અને બીજી બાજુ અવ્યયાત્મક पाछळ(-ळय) આમ બે રૂપે આ શબ્દ આપણને મળ્યો છે. સં. મૂલના 'पश्च' અંગને इल्ल અને इल्ल દ્વારા મળેલાં पच्छिल्लअ અને पच्छिलअ અંગોનો આ અનુક્રમે વિકાસ आगलुं-ल्युं અને आगळ(-ळय) જેવો જ છે.

ઉપરનો ભેદ ડૉ. ટેસ્સિટોરીને લક્ષ્યમાં હોય એમ લાગે છે, કેમકે એમણે आगलिनुं મૂળ અપ. अग्गिल्ले< સં. अग्रिलेમાં અને पाछलिनुं મૂળ અપ पच्छिल्ले< સં. पश्चिलेમાં જોયું છે બેવડા ल्માંથી એકવડો ल् આવતો હોઈ.[૮૬] બેશક, आगिलउ छेहिलउ धुरिलउ पूर्विलउ बहिरिलउ मांहिलउ विचिलउનાં મૂળ આપતાં પણ અપ. નો બેવડો ल्ल નોંધ્યો છે, જે વસ્તુસ્થિતિએ અપભ્રંશમાં પણ એકવડા ल् રૂપે પણ શક્ય છે. છેક સં. ભૂમિકામાં इल એકવડા लथी સ્વીકારાયો જ હતો. આ. હેમચંદ્રે अग्गलउं ( સિ. હૈ. ૮–૪–૩૪૧ ) નોંધ્યું જ છે, એ લક્ષ્યમાં રાખવા જેવું છે.

पछवाडे–'पाछळ'ના અર્થમાં 'पछवाडे' પણ પ્રાંતીયતાથી પ્રયોજાય છે. સં. *पश्च+पाटक > પ્રા. पच्छवाडअ– > અપ. पच्छवाडअ–માંથી સપ્તમીના પ્રત્યયથી આ રૂપ આવ્યું છે વસ્તુસ્થિતિએ ગુજ માં આવેલા 'पछवाडुं' શબ્દનું આ સપ્તમીનું રૂપ છે.

✓ हेठे-हेठळ(-ळय)–[પ્રથમની ૨ શ્રુતિ ઉપર સ્વરભાર; પાછલા શબ્દમાં છેડે લઘુપ્રયત્ન યશ્રુતિ સાથે લઘુપ્રયત્ન અકાર] સં. अधस्तात्‌નું પ્રા. રૂપ हेट्ठ છે તેનું અપ.માં સપ્તમીનું રૂપ हेट्ठइ દ્વારા આપણને हेठे રૂપ મળ્યું છે. हेट्ठउं વિશેષણાત્મક હતું–તેનું આ રૂપ આપણે ત્યાં ऊंचे-नीचे જેમ અવ્યયાત્મક બન્યું છે. हेट्ठ અંગને इल દ્વારા हेट्ठिलइथी हेठळ(-ळय) આવ્યું છે; જ્યારે हेठलुं(-ल्युं) બેવડા इल्लनो–અપ. हेट्ठिल्लअनो વિકાસ છે. એકવડો ल् અહીં પણ ડૉ. ટેસ્સિટોરીની નજર બહાર છે.[૮૭]

✓ ऊंचे–[બંને સ્વર ઉપર ભાર] સં. उच्च વિશેષણનું સાનુનાસિક સ્વરના

૮૬. ડૉ. ટેસ્સિટોરીના આ અને નીચેના પ્રકાર માટે જુઓ અનુક્રમે ખંડ ૧૦૧ –(૩) અને ૧૪૪. એમને અનુસરી ડૉ. દવેની નજરમાંથી પણ આ ભેદ સરી ગયો છે. જુઓ પૃ. ૧૧૮ અને ૧૫૯ ઉપર आगला અને पाछिला શબ્દ

૮૭. ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૧૦૧–(૧)

ઉમેરણે સપ્તમીનું આ રૂપ છે. અપભ્રંશ ભૂમિકા બાદ સાનુનાસિકતા ઉમેરાઈ છે.

નીચે–[બંને સ્વર ઉપર ભાર] સં. उच्चना આભાસસામ્યે निच्च થયા પછી જ આપણને સપ્તમીનું આ રૂપ મળ્યું છે; જો બેવડા च्च ન કરવામાં આવે તો દ્વિશ્રુતિમધ્યગત च् ટકી શકે નહિ. સં. उच्चैस् અને नीचैस् અવ્યયાત્મક રૂપ પણ, વસ્તુસ્થિતિએ, તૃતીયા બહુવચનનાં રૂપ છે, કે જેવું शनैस्. અર્વા. ગુજ.માં ઊંચું-નીચું વિશેષણાત્મક છે જ. પ્રક્રિયા ઉપર મુજબની જ છે. પ્રાકૃતમાં नीच શબ્દનાં नीय-णीय અને णिच्च બંને રૂપ પ્રયોજાયાં છે.[૮૮]

માંહ્ય–[આદિશ્રુતિ ઉપર ભાર; છેડે લઘુપ્રયત્ન યશ્રુતિ સાથે લઘુપ્રયત્ન अ] આ પૂર્વે માં અનુગનો જે વિકાસ છે તે આનો. આમાં મહાપ્રાણ સ્વર સચવાયો છે, સૌરાષ્ટ્રમાં માંય જ ઉચ્ચારણ છે. શિષ્ટોમાં માંહે–બંને સ્વર–ઉપર ભારથી પણ ક્વચિત્ પ્રયુક્ત થાય છે.

વહાર[ય્ય]–[વ્હાર્ય કે વાઃર્ય દ્વિશ્રુત્યાત્મક ઉચ્ચાર મહાપ્રાણ સ્વરથી; ને છેડે લઘુપ્રયત્ન યશ્રુતિ સાથે લઘુપ્રયત્ન અકાર] સં. वहिस् અવ્યય રૂપને સ્થાને પ્રાકૃતમાં वाहिरं રૂપ પ્રયુક્ત થતું હતું.[૮૯] આને સપ્તમી વિભક્તિનો પ્રત્યય લાગી મધ્ય. ગુજ.માં वाहिरि રૂપ પ્રયુક્ત થતું હતું તેમાંથી वाहारि થઈ આ રૂપ મળી આવ્યું છે.

આઘે–[બંને સ્વર ઉપર ભાર]–ગુ.માં આઘું વિશેષણ છે તેની સાતમીનું આ રૂપ છે. આનું જૂનું રૂપ પ્રાકૃતમાં કોઈ જાણવામાં નથી આવ્યું. એનું સંભવિત રૂપ સં. "अग्र+हित=આગળના ભાગમાં મૂકેલું" હોઈ શકે, તો પ્રા. *अग्गहिअं >અપ. *अग्गहिउं >મધ્ય. ગુજ. *आघिउं-आघउं દ્વારા આ રૂપ મળે.

છેટે–[બંને સ્વર ઉપર ભાર] ગુજ.માં છેટું વિશેષણ છે તેની સાતમીનું રૂપ છે. પ્રાકૃત દેશ્ય छेअ શબ્દ 'પ્રાંત–છેડો' એ અર્થમાં છે (દે. ના. ૩–૩૮). આણે આપણને 'છેડો' નામ અને 'छेक=તદ્દન' એ બે શબ્દ આપ્યા છે, જેમાં આગલામાં સ્વાર્થે 'ड' પ્રત્યય છે, તો પાછલામાં પણ 'સ્વાર્થે' क પ્રત્યય છે. છેવાડું-છેવાડું-છેલ્લું આ વિશેષણો પણ આ 'છેઅ'નો વિસ્તાર છે; એવો જ છેટું પણ. 'वृत्त'–રહેલું–એ સં. શબ્દના वट्ट વિકાસે છેટું અને છેવાટું બંને શબ્દ આપ્યા છે. છેવાડું એ છેવાટુંનો વધુ વિકાસ છે. આ રૂપોમાંથી છેટે–છેવાટે–છેવાડે અને છેલ્લે રૂપ અવ્યયાત્મક મળ્યાં છે. પ્રા. દે. છેઅ–સં. છેદ-માંથી શક્ય છે.

અંદર–[પ્રથમની બે શ્રુતિ ઉપર ભાર; અનુસ્વાર 'न्'ના રૂપમાં પૂર્ણ ઉચ્ચરિત

૮૮. પાઈઅ-સદ્દમહણ્ણવો : પૃ. ૪૮૮

૮૯. बहिसो बाहिं-बाहिरौ ( સિ. હે. ૮–૨–૧૪૦ ).

થાય છે, અંતે લઘુપ્રયત્ન અકાર ] આ રૂપ તદ્દન અર્વાચીન છે. સં. अन्तर्‌ની સાથે સંબંધ ધરાવતું આ ફારસી તત્સમ રૂપ છે.

वच्चे-[ બેઉ શ્રુતિ ઉપર ભાર ] સં. वर्त्म- > પ્રા. वच्च- > અપ. वच्च- > સાતમીનુ રૂપ वच्चइ[૯૦] દ્વારા.

पासे नजीक-नजदीक વિશે વિભક્તિના નામયોગીઓમાં સૂચન થઈ ચૂક્યુ છે. दूर એ સં. दूरेનો અર્વાચીન વિકાસ માત્ર છે.

(૩) રીતિવાચક—जेम तेम केम पम आम વિશે આ પૂર્વે કહેવાયું છે. એ સિવાયનાં નીચેનાં છે:

अचानक-' चानक '-' સાવચેતી 'નું નકારાત્મક રૂપ અવ્યયરૂપે છે.

ओचिंतां-સં. अचिन्तित-ના ' अ 'નો ' ओ ' થયે વિકાસ પામેલુ વિશેષણ ओचिंतु-એનું સપ્તમીનું અવ્યયાત્મક ' आं ' પ્રત્યયવાળું રૂપ, જેમાં સતિ સપ્તમીનો અર્થ છે. अचिंतां પણ પ્રયોજાય છે, ओचितां પણ. [ ओचिंतां-अचिंतांમાં છેટલી ૨ શ્રુતિ ઉપર ભાર છે, તો ओचितांમાં પહેલી અને છેલ્લી શ્રુતિ ઉપર ].

भले-वारु વિશે આ પૂર્વે સૂચવાયુ છે. આમાં ક્રિયાવિશેષણ તરીકે 'भले'નો અર્થ 'छो' અને 'वारु'નો અર્થ 'સારુ' છે.

ठीक[૯૧]-[ આદિશ્રુતિ ઉપર ભાર; છેડે લઘુપ્રયત્ન અકાર ] ठीकाठीक પણ વધુ ભાર આપવા પ્રયોજાય છે. અર્થ અનુક્રમે 'સારુ' અને 'ખૂબ સારુ'. સં. स्थितम् > પ્રા. ठिअ > અપ. ठिउंના ठिअ અંગનો સ્વાર્થે 'क' દ્વારા આ વિકાસ સંભવે છે. સં. 'स्थितम्'-ઠીકના અર્થમાં પ્રયોજાય છે.

पकदम-ફારસી यक्दम-એક દમે-એક શ્વાસે.

पकापक-ફારસી यक्-आ-यक्‌નો જ પ્રયોગ છે.

कदाच-[સ્વરભાર મધ્યશ્રુતિ ઉપર; છેલ્લી શ્રુતિમાં લઘુપ્રયત્ન અકાર]. સં. कदाचित्‌નું મધ્ય. ગુજ.મ कदाचि[૯૨] પ્રયોજાયુ તે જ આ છે.

नक्की-नकी-[ પહેલામાં બેઉ સ્વર ઉપર ભાર; બીજામાં છેટલી શ્રુતિ ઉપર ભાર ] પ્રાકૃત-અપભ્રંશમાં કોઈ મૂલ રૂપ આ અર્થમાં પ્રયોજાયુ જાણવામાં નથી.

---

૯૦. वचट, वचलु એમાં આ જ મૂળ છે અપમાં विचि-विच्चइ પણ છે

૯૧. ठेको, ठेकाणु, આ શબ્દોનો પણ આની સાથે જ સબંધ છે

૯૨ જુઓ ભારવુ નળાખ્યાન-' કદાચિ વસિ નૈષધને ' (૯-૨૧).

સંભવિત શબ્દ न्यक्कृत છે; જેના ઉપરથી પ્રા. नक्कि દ્વારા શક્ય સંભાવના છે. મૂળમાં 'અપમાન' 'અનાદર'નો અર્થ હતો તે પલટાઈ 'નિશ્ચયાર્થ' થયો છે.

अवश्य–સં. अवश्यम् ઉપરથી સીધો, તો जरूर बेशक बलवत्त આ અરબી મૂળના શબ્દો મળ્યા છે.

भाग्येज–સં. भाग्यની તૃતીયા ગુજ. વિભક્તિનું રૂપ એકલું તેમજ 'ज' અવ્યય જોડાઈને પણ પ્રયોજાય છે. આ નવો વિકાસ છે.

जचले–[છેલ્લી બે શ્રુતિ ઉપર ભાર] મૂળ અજ્ઞાત છે.

मेळे–मेते–'जाते'ના અર્થમાં આ અવ્યયો પ્રયોજાય છે. मेळे સર્વત્ર વ્યાપક છે, જ્યારે मेते વિશેષતઃ ચરોતરમાં–થોડે અંશે ઉ. ગુજરાતમાં વ્યાપક છે. मेळे 'मेळ'ની તૃતીયાનું અને मेते સંભવતઃ मात्रનો વિકાસ છે.

ઉત્પ્રેક્ષા બતાવવાને जाणे शके અને નિષેધવાચક रखे આપણે ત્યાં ખૂબ વ્યાપક છે. સં. जाने[९३] (હું જાણું), સં. शङ्के (મને શંકા છે)–આ બે શબ્દોએ અનુક્રમે जाणे અને शके રૂપ આપ્યાં છે. મધ્ય. ગુજ.માં जाणे તો ખૂબ જ વ્યાપક છે. ભાલણે 'जाणे' તરીકે આ શબ્દનો સવિશેષ ઉપયોગ કર્યો છે. 'रखे' શબ્દનો સંબંધ સં. रक्ष्यते> પ્રા. रक्खइ> અપ रक्खइ> મધ્ય. ગુજ. राखइ છે; મધ્ય. ગુજ.માં राखे>रखे એ સ્વરૂપમાં પ્રયુક્ત થયો છે; એ મને આજ્ઞાર્થ બીજા પુરુષનું અપ. रक्खेનું જ વિકસિત રૂપ લાગે છે.[९४]

(૩) નિષેધવાચક न नहि नो તત્સમ સંસ્કૃત છે; તો ना વિકસિત છે. આજ્ઞાર્થમાં જ પ્રયોજાતો मा તત્સમ સંસ્કૃત છે, તો मां–म વિકસિત છે.

આમાંના–नहिનો ઉત્પ્રેક્ષાવાચક રચનામાં પણ ઉપયોગ સાર્વત્રિક છે. 'न'ને સ્થળે ઉત્તર ગુજરાતમાં 'ना' પણ પ્રયુક્ત થાય છે. મધ્ય. ગુજ.માં नहि–नहीं પ્રયોજાયો છે.

(૪) પરિણામવાચક अतिशय बहु એ સં. તત્સમ છે, પણ બીજા પણ આપણે ત્યાં પ્રયોજાય છે:

---

૯૩. ડૉ. ટેસ્સિટોરીએ 'जाणे'ને સં. जानाति દ્વારા લાવવા પ્રયાસ કર્યો છે – મને તો એ તત્સમ પ્રયોગ न् ના ण् થી જ મેળવેલો જ લાગે છે. 'ભાલણે કાદંબરી'માં સર્વત્ર जाणे જ પ્રયુક્ત એની હાથપ્રતમાં મળે છે–જો પ્રતના સમય પ્રમાણે તો जाणि રૂપમાં જોઈએ છે. जाणि રૂપ પ્રયોજાયું નથી. ક્વચિત્ जाणीइ પ્રયોજાયું છે – 'जाणे'ના અર્થમાં તે કર્મણિ પ્રયોગ છે.

૯૪. ડૉ. ટેસ્સિટોરી પણ એ જ માન્યતા ધરાવે છે : ખંડ ૧૧૧

લगार–[મધ્યશ્રુતિ ઉપર ભાર] મધ્ય. ગુજ.માં આ બહુ સામાન્ય છે. અપભ્રંશના સમય પછી આ શબ્દ પ્રવેશ પામ્યો છે સં. *लग्नाकार > પ્રા. *लग्गाआर-लग्गार- - અપ *लग्गार > મધ્ય ગુજ. लगार એવો શક્ય વિકાસ છે. लगारेक लगारीक लगीर लगीरेक રૂપો પણ પ્રચારમાં છે, જેમાં સ્વાર્થે एक-ईक-પ્રવેશ પામ્યા છે.

जरा–[છેલ્લા સ્વર ઉપર ભાર]–'અલ્પાંશ' અર્થનો આ શબ્દ પણ અર્વાચીન ગુજરાતીનો જ છે. અને એ અરબી તત્સમ છે, જેના ઉપરથી વિકસીને जराक जरी जरीक जिरीक આવાં રૂપ પણ પ્રચલિત છે.

मांड, मांड मांड–[આદિશ્રુતિમાં ભાર] 'ધીમે ધીમે મુશ્કેલીભરી સ્થિતિથી' આ અર્થમાં વપરાતો આ અવ્યય લિખિત ભાષામાં જોવામાં નથી આવ્યો. અર્વાચીન ગુજરાતીમાં તો એ સર્વત્ર વ્યાપક છે, લેખન અને ભાષામાં. मांडवुं= મૂકવું, ઊભું કરવું વગેરે અર્થનો ધાતુ સં. मण्ड ઉપરથી मण्डयति = શણગારે છે > પ્રા. मंडेइ > અપ. मंडइ > ગુજ. मांडे એ રીતે મળ્યો છે, એનો અવ્યયાત્મક અર્થવિકાસ આ જણાય છે.

(૪) સંમતિદર્શક—

भले–આ પૂર્વે બતાવ્યા પ્રમાણે સં. भद्र > પ્રા. भल्ल દ્વારા મળ્યું છે અને સામાન્ય રીતે સર્વત્ર વ્યાપક છે. ઉપરાત छो તળ ગુજરાતમાં વ્યાપક છે. અપ. अच्छउ–'હો–થાઓ' એ અર્થનું મૂળ अस् ધાતુનું પાલિરૂપ अच्छ–તેનો વિકાસ, તેમાંથી મધ્ય. ગુજ.માં વ્યાપક નથી છતાં छउ દ્વારા મળ્યું છે.

સોરઠમાં 'भले' કે 'छो'ને સ્થાને 'मरच' શબ્દનો પ્રયોગ થાય છે. ગુજરાતમાં 'मेरच्य मुआ' ઉક્તિમાં ઘૃણાવાચક ભાવ છે. આ બેઉ मरच-मेरच्यनुं મૂળ 'मर' ધાત્વંગના આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના મધ્ય ગુજ. मरि= 'તું મર' રૂપમાં છે.

(૭) નામયોગી અવ્યયો—

આ પૂર્વે વિભક્તિના અર્થની પૂરણી કરનારાં મહત્ત્વનાં નામયોગીઓ વિશે સૂચન થઈ ગયું છે; તો ઉપરનાં કેટલાંક ક્રિયાવિશેષણ પણ નામયોગીની ગરજ સારે એવાં છે; જેવાં કે पहेलां पछी आगळ पाछळ हेठे-हेठळ नीचे बहार अंदर वच्चे વગેરે. બાકીનાં નીચેનાં છે:

(૧) 'વિના'ના અર્થનાં–સં. विनामांथी અપ. विणु દ્વારા મળેલ वण (સ્વરભાર આદિશ્રુતિ ઉપર).

સંભવિત શબ્દ न्यक्कृत છે; જેના ઉપરથી પ્રા. नक्किअ દ્વારા શક્ય સંભાવના છે. મૂળમાં 'અપમાન' 'અનાદર'નો અર્થ હતો તે પલટાઈ 'નિશ્ચયાર્થ' થયો છે.

अवश्य–સં. अवश्यम् ઉપરથી સીધો, તો जरूर बेशक अलबत्त આ અરબી મૂળના શબ્દો મળ્યા છે.

भाग्येज–સં. ભાગ્યની તૃતીયા ગુજ. વિભક્તિનું રૂપ એકલુ તેમજ 'ज' અવ્યય જોડાઈને પણ પ્રયોજાય છે. આ નવો વિકાસ છે.

जवल्हे–[છેલ્લી બે શ્રુતિ ઉપર ભાર] મૂળ અજ્ઞાત છે.

मेळे-मेते–'जाते'ના અર્થમાં આ અવ્યયો પ્રયોજાય છે. मेळे સર્વત્ર વ્યાપક છે, જ્યારે मेते વિશેષતઃ ચરોતરમાં–થોડે અંશે ઉ. ગુજરાતમાં વ્યાપક છે. मेळे 'मेळ'ની તૃતીયાનું અને मेते સંભવતઃ मात्रनो વિકાસ છે.

ઉત્પ્રેક્ષા બતાવવાને जाणे शके અને નિષેધવાચક रखे આપણે ત્યાં ખૂબ વ્યાપક છે. સં. जाने[૯૩] (હું જાણું), સં. शङ्के (મને શંકા છે)–આ બે શબ્દોએ અનુક્રમે जाणे અને शके રૂપ આપ્યાં છે. મધ્ય. ગુજ.માં जाणे તો ખૂબ જ વ્યાપક છે. ભાલણે 'जाणे' તરીકે આ શબ્દનો સવિશેષ ઉપયોગ કર્યો છે. 'रखे' શબ્દનો સંબંધ સં. रक्ष्यते> પ્રા. रक्खइ > અપ रक्खइ > મધ્ય. ગુજ. राखइ છે; મધ્ય. ગુજ.માં राखे >रखे એ સ્વરૂપમાં પ્રયુક્ત થયો છે; એ મને આજ્ઞાર્થ બીજા પુરુષનું અપ. रक्खेनुं જ વિકસિત રૂપ લાગે છે.[૯૪]

(૩) નિષેધવાચક न नहि नो તત્સમ સંસ્કૃત છે; તો ના વિકસિત છે. આજ્ઞાર્થમાં જ પ્રયોજાતો मा તત્સમ સંસ્કૃત છે, તો માં–म વિકસિત છે.

આમાંના–नहिनो ઉત્પ્રેક્ષાવાચક રચનામાં પણ ઉપયોગ સાર્વત્રિક છે. 'न'ને સ્થળે ઉત્તર ગુજરાતમાં 'ना' પણ પ્રયુક્ત થાય છે. મધ્ય. ગુજ.માં नहि-नहीं પ્રયોજાયો છે.

(૪) પરિણામવાચક अतिशय बहु એ સં. તત્સમ છે, પણ બીજા પણ આપણે ત્યાં પ્રયોજાય છે:

---

૯૩. ડો. ટેસિટોરીએ 'जाणे'ને સ. जानाति દ્વારા લાવવા પ્રયાસ કર્યો છે – મને તો એ તત્સમ પ્રયોગ न् ना ण् થી જ મેળવેલો જ લાગે છે. 'ભાલણે કાદંબરી'માં સર્વત્ર जाणे જ પ્રયુક્ત એની હાથપ્રતમાં મળે છે–જે પ્રતના સમય પ્રમાણે તો जाणि રૂપમાં જોઈયે છે. जाणि રૂપ પ્રયોજાયું નથી. ક્વચિત્ जाणीइ પ્રયોજ્યુ છે–'जाणे'ના અર્થમાં તે કર્મણિ પ્રયોગ છે.

૯૪. ડો. ટેસિટોરી પણ એ જ માન્યતા ધરાવે છે: ખંડ ૧૧૧

(૪) ઉભયાન્વયી અવ્યયો

વાક્યો તેમજ શબ્દોને જોડનારાં અવ્યયોનો આગળ અને પાછળ બેઉ બાજુ અન્વય હોય છે.

(૧) સમુચ્ચયવાચક—

અને-ને [સ્વરભાર અંત્યશ્રુતિ ઉપર; અર્ધવિવૃત ૫કારમાં સાનુનાસિકતા પણ છે.] સં. अन्यत् > પ્રા अण्णं > અપ अन्नु-પણ પછીથી બહુવચનનો 'इ' લાગી अन्नइ > મધ્ય ગુજ. अनइ દ્વારા અને, અને અસ્વરિત આદિશ્રુતિના લોપે ને. 'इं' પ્રત્યયમાંની વૈકલ્પિક સાનુનાસિકતા સચવાઈ રહી છે.

તથા-શુદ્ધ સં. તત્સમ; છે એણે 'तेम' આપ્યો છે. જુઓ આ પૂર્વે 'तेम'.

તેમજ-જ્યારે બેઉ વાક્યો તેમજ બેઉ શબ્દોની સ્વતંત્ર કિંમત વાક્યો કે વાક્યમાં બતાવવાની હોય છે ત્યારે આ તેમ કે તેમ+જનું રૂપ પ્રયોજાય છે. લેખનની દૃષ્ટિએ એક વસ્તુ ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે કે જ્યારે 'तेवी रीते ज' એવો અર્થ હોય ત્યારે 'ज' અવ્યય 'तेम ज' એમ છૂટો આવે, પણ જો અનેનો અર્થ હોય તો 'तेमज' સાથે લખાય; બેશક, બંનેમાં 'तेम' એક જ પ્રકારના વિકાસમાંથી આવ્યો છે.

(૨) વિષયવાચક—

અથવા અને વા સં. તત્સમ છે. આમાંનો 'वा' બહુ પ્રયોજાતો નથી; યા ફારસી છે. 'या'નુ या+तो રૂપ પણ ગુજ. 'तो'ના વધારાથી પ્રયુક્ત થાય છે.

फां-फांतो-क्यां-क्यां तो-સં. यद् અને तद्નાં घत्वाळां यावत्-तावत्नां અપ માં जाम-ताम રૂપ થાય છે, જેમાંના तामनुं तां રૂપ પ્રચારમાં છે-તેના આભાસસામ્યે किम्ના વિકાસમાં कां રૂપ આવ્યું છે. 'तो' વધારાનું છે. क्यां-क्यां तोમાં ઘૂસેલો य् તો क्यहां-સ્થળવાચક ક્રિયાવિશેષણની સાથેના સામ્યની સંભાવનામાંથી ઊભો થયેલો ઉચ્ચારભેદ માત્ર છે.

ગુજરાતીમાં જે બે વાક્યો કે શબ્દો વચ્ચે આ कां કે कां तो પ્રયુક્ત કરવામાં આવે છે ત્યાં પ્રથમ વાક્ય અને પ્રથમ શબ્દના આરંભમાં પણ વધારામાં પ્રયુક્ત કરવાનો પ્રઘાત છેઃ कां बाबु आवे, कां छगन आवे.

अगर-[મધ્યશ્રુતિ ઉપર ભાર; છેલ્લે લઘુપ્રયત્ન અકાર] ફારસીએ આપ્યો છે.

के-પરંતુ છેલ્લાં ૭૦૦ વર્ષથી બહુ વ્યાપક પ્રયોગવાળો તો 'के' છે. ખૂબ જાણીતો છતાં એનું મૂળ ચોક્કસ રીતે પકડવું હજી પણ મુશ્કેલ જ રહ્યું છે. મધ્ય ગુજ.માં कइं कइ कि એવાં રૂપ મળે છે; એનો ખ્યાલ આપનાર પ્રયોગ

<u>पाखे</u>–[બંને શ્રુતિ ઉપર ભાર] સં. पक्षके >પ્રા. पक्खइ >અપ. पक्खइ દ્વારા મધ્ય. ગુજ. पाखइ-पाखि થઈ મળેલો 'વિના'ના અર્થમાં માત્ર કવિતામાં જ એ સચવાયો છે.

<u>वगर-सिवाय</u> આ અરબી મૂલના છે; તો <u>उपरांत</u>–'એનાથી ઉપર' 'વધારામાં' એ અર્થમાં उपर+आंत મરાઠી પ્રત્યય-સપ્તમીનો–એનો વિકાસ છે. સુધ્ધાં-સુધ્ધાંત આ પૂર્વે બતાવાયા છે તેમાં પણ લગભગ આવો જ અર્થ છે.

<u>दीठ</u>–[સ્વરભાર આદિશ્રુતિ ઉપર; અંતે લઘુપ્રયત્ન અકાર] 'दीठुं' ભૂતકૃદંતનું અવ્યયીભૂત રૂપ.

<u>घोडये</u>–[બંને સ્વર ઉપર ભાર] ખાસ કરી સૌરાષ્ટ્રમાં પેઠેના અર્થમાં પ્રયોજાય છે. સં. घोटकः=ઘોડો–એના ઉપરથી સામ્યના અર્થમાં घोडइ >घोडि થઈ સપ્તમીનો ए લાગ્યો છે.

<u>पेठे</u>–[બંને સ્વર ઉપર ભાર] ક્વચિત્ पठेम પણ પ્રયોજાય છે. સં. पृष्ठके ~ પ્રા. पिट्ठए > અપ पिट्ठइ > મધ્ય ગુજ. पिठइ >पेठे અર્થ 'ની જેમ' થયો–'ને અનુસરીને'ના ભાવમાંથી.

<u>वेंत-वांत</u>–[સ્વરભાર અદિશ્રુતિ ઉપર; અંતે લઘુપ્રયત્ન અકાર] અવ્યયાત્મક બનેલા વર્તમાનકૃદંત સાથે–ऊठतां वेंत-करतां वेंत વગેરે. સં. मात्रना પ્રા. વિકાસ मत्तनो અર્વાચીન અવ્યયાત્મક પ્રયોગ આપણે वेंत-वांतना પ્રયોગની જેમ સં. मात्रनो પણ પ્રયોગ કરિયે છિયે. 'स्मरत मात्र जन-तरुण-ताप हरती करुणाथी'–માં 'स्मरतां वेंत'નો જ અર્થ છે. સંભવ છે કે સં. मात्रना આ પ્રયોગની પાછળ मत्त >मेत्त થઈ वेंत દ્વારા वेंत અને मत्त >मात દ્વારા वांत મળ્યા છે. આ લૌકિક પ્રયોગ ગ્રંથસ્થ જૂના સમયમાં થયો જાણવામાં નથી આવ્યો.

<u>प्रत्ये</u>–[બંને સ્વર ઉપર ભાર] સં. प्रति ઉપસર્ગ મધ્ય. ગુજ. માં પ્રયોજાયો છે. એમાં प्रतिइं જેવું રૂપ પણ યોજાયુ છે. આ છેલ્લા इनो य થયે અર્વાચીન પૂર્ણ યવાળું प्रत्ये રૂપ મળ્યું છે. મધ્ય. ગુજ.માં परति તરીકે પણ આ પ્રયુક્ત છે.

<u>तरफ बाजू-बाजु</u>એ પણ અરબી–ફારસી મૂલના છે; તો <u>मारफत</u> અરબી મૂળનો છે.

સ્થળવાચક ક્રિયાવિશેષણોનાં મોટા ભાગનાં નામયોગી તરીકે પણ પ્રયોજાય છે.

(૪) ઉભયાન્વયી અવ્યયો

વાક્યો તેમજ શબ્દોને જોડનારાં અવ્યયોનો આગળ અને પાછળ બેઉ બાજુ અન્વય હોય છે.

(૧) સમુચ્ચયવાચક—

અને-ને [સ્વરભાર અંત્યશ્રુતિ ઉપર; અર્ધવિવૃત એકારમાં સાનુનાસિકતા પણ છે] સં. अन्यत् > પ્રા अन्नं > અપ अन्नु-પણ પછીથી બહુવચનનો 'इं' લાગી अन्नइं > મધ્ય ગુજ. अनइ દ્વારા अनें, અને અસ્વરિત આદિશ્રુતિના લોપે ને. 'इं' પ્રત્યયમાંની વૈકલ્પિક સાનુનાસિકતા સચવાઈ રહી છે.

तथा-શુદ્ધ સં. તત્સમ; છે એણે 'તેમ' આપ્યો છે. જુઓ આ પૂર્વે 'તેમ'.

तेमज-જ્યારે બેઉ વાક્યો તેમજ બેઉ શબ્દોની સ્વતંત્ર કિંમત વાક્યો કે વાક્યમાં બતાવવાની હોય છે ત્યારે આ તેમ કે તેમ+જનું રૂપ પ્રયોજાય છે. લેખનની દૃષ્ટિએ એક વસ્તુ ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે કે જ્યારે 'तेवी रीते ज' એવો અર્થ હોય ત્યારે 'ज' અવ્યય 'तेम ज' એમ છૂટો આવે, પણ જો અનેનો અર્થ હોય તો 'तेमज' સાથે લખાય; બેશક, બંનેમાં 'तेम' એક જ પ્રકારના વિકાસમાંથી આવ્યો છે.

(૨) વિષયવાચક—

अथवा અને वा સં. તત્સમ છે. આમાનો 'वा' બહુ પ્રયોજાતો નથી; या ફારસી છે. 'या'નુ या+तो રૂપ પણ ગુજ. 'तो'ના વધારાથી પ્રયુક્ત થાય છે.

कां-कांतो-क्यां-क्यां तो-સં. यद् અને तद्नां यत्વાળાં यावत्-तावत्नां અપમાં जाम-ताम રૂપ થાય છે, જેમાંના तामનું तां રૂપ પ્રચારમાં છે-તેના આભાસસામ્યે किम्ના વિકાસમાં कां રૂપ આવ્યું છે. 'तो' વધારાનું છે. क्यां-क्यां तोमां ઘૂસેલો य् તો क्व्हां-સ્થળવાચક ક્રિયાવિશેષણની સાથેના સામ્યની સંભાવનામાંથી ઊભો થયેલો ઉચ્ચારભેદ માત્ર છે.

ગુજરાતીમાં જે બે વાક્યો કે શબ્દો વચ્ચે આ कां કે कां तो પ્રયુક્ત કરવામાં આવે છે ત્યાં પ્રથમ વાક્ય અને પ્રથમ શબ્દના આરંભમાં પણ વધારામાં પ્રયુક્ત કરવાનો પ્રધાન છેઃ कां यादु आवे, कां छगन आवे.

मगर-[મધ્યશ્રુતિ ઉપર ભાર; છેલ્લે લઘુપ્રયત્ન અકાર] ફારસીએ આપ્યો છે.

के-પરંતુ છેલ્લાં ૭૦૦ વર્ષથી બહુ વ્યાપક પ્રયોજનવાળો તો 'के' છે. ખૂબ જાણીતો છતાં એનું મૂળ ચોક્કસ રીતે પકડવું હજી પણ મુશ્કેલ જ રહ્યું છે. મધ્ય ગુજ.માં करं कइ कि એવાં રૂપ મળે છે; એનો ખ્યાલ આપનાર પ્રયોગ

સીધો અપભ્રંશમાં નથી મળતો. આચાર્ય હેમચંદ્રે किम्નો कि પ્રયોગ નોંધ્યો છે,[૯૫] પણ એ પ્રાકૃતનો છે. અપભ્રંશમાં किम्ના काइं અને कवण એ બે આદેશ નોંધવામાં આવ્યા છે.[૯૬] આ. હેમચંદ્રને ઉદાહરણમાં काइंનો અર્થ 'શા માટે' ઇષ્ટ છે : जइ न सु आवइ दूइ घरु काइं अहो-मुहु तुज्झु. અવ્યયાત્મક આ અર્થ પછીથી વિકલ્પવાચક અર્થમાં પરિણમ્યો સંભવે છે. સીધા किम्ના कि પ્રાકૃત રૂપથી તો આનો વિકાસ સુદૂર જણાય છે. આજનું ૫કારનું અર્ધવિવૃત ઉચ્ચારણ એના મૂળમાં अ+इ (આ+ઇના સંક્ષિપ્ત) રૂપાંગની અપેક્ષા રાખે જ છે. સાનુનાસિક ઉચ્ચારણ રહ્યું નથી.

અપેક્ષાપૂરક જેના અર્થનો કે જુદી જ વસ્તુ છે—એ નીચે યથાસ્થાને બતાવવામાં આવશે.

(૩) વિરોધવાચક—

સં. તત્સમ परंतु किंतु तथापि આપણે ત્યાં વ્યાપકતાથી પ્રયોજાય છે. આ ઉપરાંત ગુજ.ના આગવા નીચેના છે :

પણ—[આદિશ્રુતિમાં ભાર] સં. पुनर् > પ્રા. पुणं > અપ. पुणु દ્વારા इકારવાળાં पुणि >पणि દ્વારા पण्य-पण આવ્યો છે. ઠેઠ અપભ્રંશ સુધી તો એ શબ્દ પછી જ આવતો; પાછળથી એ વાક્યારંભે પણ પ્રયુક્ત થાય છે; જોકે પહેલો પ્રયોગ પણ ચાલુ જ છે, જે વિશે વધુ સૂચન નીચે આવશે.

તોપણ—તો+પણનું સંયુક્ત રૂપ. 'तो' માટે વિશેષ નીચે 'तो'માં જુઓ.

તોય—तोहे-तोह्य આ ત્રણે રૂપ પ્રયોજાય છે. સં. ततो हिनुं *तउहि દ્વારા तोहि >तोहे >तोह्य ~तोय રૂપ શક્ય છે.

છતાં-છત્તાં—[પ્રથમ શબ્દમાં છેલ્લે શ્રુતિ ઉપર ભાર, બીજા શબ્દમાં બંને શ્રુતિ ઉપર ભાર]—'છે' ક્રિયાપદના મૂળમાં આવી રહેલા 'छ' ધાતુના વર્તમાન કૃદંતનું આ અવ્યયાત્મક સાતમીનું 'आं' પ્રત્યયવાળું રૂપ છે. त्त બેવડો પાછળથી થડકારને કારણે થયો છે. જૂની ગુજરાતીમાં સતિ સપ્તમીના પ્રયોગની પડછે 'सते'નો ભટ્ટ-ભાષામાં પ્રયોગ હતો. એને સ્થાને અનાદરે ષષ્ઠીના પ્રયોગ જેવો આ પ્રયોગ હશે તે આજે 'વિરોધવાચક' અર્થમાં પરિણત થયો છે.

(૪) સંકેત-શરત-પરિણામવાચક—

શિષ્ટ પ્રયોગે કૃત્રિમ રીતે यदि પ્રયોજાય છે; પણ વ્યાપક તો જોડિયા जो तो છે; આમાંનો.

૯૫. मांतादेवां (સિ હે ૮-૧-૨૯)માં આનું વિધાન છે.

૯૬. સૂત્ર ૮-૪-૩૬૭

જો–સં. यतः >પ્રા. जओ >અપ. जउ દ્વારા આ રૂપ મળેલું છે. સં. यदानुं પણ અપ. લાક્ષણિકતામાં जउ રૂપ થાય; પરંતુ શરતનો અર્થ यतःમાં છે તેથી વધુ સ્વાભાવિક વિકાસ यतःમાંથી છે.

તો–'જો'નો જોડિયો तो એ જ રીતે સં. ततः >પ્રા. तओ >અપ. तउ દ્વારા મધ્ય. ગુજ.માંથી આવ્યો છે.

नहितो–સં. न+हि+ગુજ. तो નો સંયુક્ત પ્રયોગ. नहितु અપ.માં नाहिं રૂપ પ્રયુક્ત થતું-તો મધ્ય. ગુજ.માં नहि-नहीं પણ પ્રયોજાતું. આને જેમ तो લાગી રૂપ થાય છે તેમ तर (< સં. तर्हि) લાગી પણ રૂપ થાય છે, અને नहितर नहींतर–એના ઉપરથી नीकर અને नकर પણ પ્રયુક્ત થાય છે. પાછલાં બેઉ સૌરાષ્ટ્રમાં જ વ્યાપક છે.

अगर जो के अगर जो के–अगर ફારસી 'અથવા'ના અર્થનો છે તેને जो અથવા जो के લગાવી પ્રયોગ.

जो के–'जो'ની સાથે ફારસી केનું જોડાણ.

कारण के–केमके–शाथी जे–આ બધાં જોડાણ રૂપ છે, જેમાં પહેલામાં 'कारण' એકલું પણ પ્રયોજાય છે, નહિ તો ફારસી के સાથે के આમાં જુદો લખાય છે. 'केमके' અથવા केमजे પણ; के આમાં ફારસી અને 'जे' સં. यत् નો जि દ્વારા અવશેષ. शाथी जे માં 'जे' એ જુદો લખાય છે.

ते–'तेथी' 'पटले' આ ત્રણ સમાનાર્થ સરખી રીતે પ્રયુક્ત થાય છે, જેમાં 'पटले' પૂર્વવાક્ય કે વિચારની મતલબ કે પરિણામ બતાવવામાં આવે છે.

अर्थात्–સં. તત્સમ પંચમ્યંત રૂપ 'पटले'ના અર્થમાં પ્રયુક્ત થાય છે.

(૫) અપેક્ષાપૂરક શુદ્ધ વાક્યયોગી

માત્ર મુખ્ય વાક્યનો ગૌણ વાક્ય સાથે અપેક્ષાપૂરક અર્થે જ પ્રયોગ આપનાર વાક્યયોગી जे અને के છે. આમાંનો :—

जे–સં. यत् >પ્રા. जं >અપ जु–પરંતુ પછીથી जि થઈ जे થયો છે. છેક દયારામ સુધી આ जे જ પ્રયોજાયો છે.[૯૭]

के–સંસ્કૃત किम् ઉપરથી ઘડીભર આ 'के'ને ઉપજાવવાનું દિલ થઈ જાય; પરંતુ દયારામ સુધીનો એનો અપ્રયોગ જ સ્પષ્ટતા કરી આપે છે કે એ નવી

૯૭. જૂની પદ્ધતિના પત્રોમાં "जत સમાચાર જાણજો" જેવી રચનામાં આ यत् પડ્યો છે.

આયાત છે. સ્વર્ગસ્થ નરસિંહરાવે આ વિશે પ્રામાણિક ચર્ચા–એમના વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક ભાષણોમાં પ્રથમ ભાષણના આરંભમાં કરી છે. એ ફારસીમાંથી મોડેથી મળ્યો છે, જે ઉત્તરની ભાષાઓ તેમજ મરાઠી અને ગુજરાતીમાં આજે પ્રભુત્વ જમાવી બેઠો છે. ફારસી કેનો વ્રજ અને હિંદીમાં कि અને મરાઠીમાં कीं થયો છે, જ્યારે ગુજરાતીએ 'के' તત્સમ રાખ્યો છે.

(૬) પ્રકીર્ણ વાક્યારંભક વાક્યયોગીઓ—

माटे[૯૮] तेथी पथी जेथी જેવાં પ્રયોજાય છે–જે વિશે આ પૂર્વે સ્પષ્ટતા થઈ ચૂકી છે.

वळी–[ સ્વરભાર અંત્યસ્વર ઉપર ] મધ્ય. ગુજ.માં चलतूं અને चली બેઉ પ્રયોજાતા હતા. चल् ધાતુના સ. *वल्य દ્વારા પ્રા. वलिअ ઉપરથી वळी આવ્યો છે.

(૭) શુદ્ધ ભારદર્શક અવ્યયો—

આને આપણે ઉપરની કોઇ કોટિમાં મૂકી શકતા નથી. ज य-प-पय तो तां ते पण ने के આ અવ્યયોનો આ પ્રકારનો પ્રયોગ ધ્યાન ખેંચે છે. સં. માં अपि नु किम् एव तावत्‌નો આ જાતનો પ્રયોગ છે.

ज–[ સ્વરભાર આ અવ્યયમાં નથી જ–એ જેના પછી આવે તે શબ્દના અંત્યસ્વરને ભાર આપી દીર્ઘ ઉચ્ચરાવે છે, તો લઘુપ્રયત્ન अ હોય તો એને પૂર્ણપ્રયત્ન કરે છે, ભારવાળો બનાવે છે. राम પણ रामा ज, हरि પણ हरी ज] સં. एव > પ્રા. जेव-जेव्व> અપ. *जेउ-जि-ज्जि > મધ્ય. ગુજ. जि દ્વારા આ અવ્યય આવ્યો છે. અપભ્રંશમાં जि ખૂબ જ પ્રચલિત હતો; આજે પણ સં. एवના અર્થમાં જ એ પ્રયુક્ત થાય છે.

य–[સ્વરભારના વિષયમાં 'ज' જેવી જ પ્રક્રિયા]–प[ સ્વરભાર પોતાનામાં] –पय–[ સ્વરભાર प ઉપર] ડૉ. ટેસ્સિટોરી ગુજરાતીમાં એ પ્રકારનો અવતાર માને છે: ૧ સં. अपि > પ્રા. अपि > અપ. वि અને इ દ્વારા; ૨. સર્વનામોમાં कांई-कोई વગેરેમાં કહે છે તે चिद् > પ્રા. 'इ' દ્વારા. સર્વનામોમાં આવેલા 'ई'નો અને ઉપરના 'य'નો કશો સંબંધ નથી. બેશક, સર્વનામોમાં अपि અને चिद् બંનેની સરખી જ શક્યતા છે, જેમાં વચ્ચે જોડાક્ષરની આપત્તિ હોઈ 'अपि'ના वि દ્વારા સિદ્ધિ વધુ સ્વાભાવિક છે.

---

૯૮. વાક્યારંભે 'माटे'નો પ્રયોગ પણ ખૂબ મોડાનો છે પહેલાં તો माटे પૂર્વે ते के એવું કોઈ સર્વનામ આવતું જ. છેક દયારામના સમય સુધી આવો પ્રયોગ હતો; જો કે વચ્ચે ક્વચિત્ સર્વનામ ન મુકાયાના હાથપ્રતોમાં દાખલા મળે છે; પણ બહુ જ ઓછા.

એ ગમે તે હો, પણ यની સ્થિતિ જુદી છે. એ ખરું કે સંસ્કૃત अपिનો અપ. वि થયો છે તે અપભ્રંશમાં પુષ્કળ પ્રમાણમાં પ્રયુક્ત થયો છે. પરંતુ અપભ્રંશમાં 'इ' પણ પ્રયોજાયો છે : लहइ न पक्कइ धार (સિ. હે. ૮-૪-૩૮૩) 'એકે ધાર ન લે, એકય ધાર ન લે.' ગુજરાતીમાં આવી મળેલા 'य'અર્થના यનો 'पक्कइ'માં પ્રયોગ જોવા મળે છે. આ. હેમચંદ્રે सोइ અને कोइ આપ્યાં છે તે તો સ્પષ્ટ सोऽपि અને कोऽपिનાં પ્રા. सोवि અને कोवि દ્વારા વ્યુત્પન્ન થઈ શકે, કેમકે એમાં ગુજરાતીમાં આવેલા सोयનું મૂળ છે–જેમાં अपि છે, ત્યારે कोइમાં તો અનિશ્ચિતાર્થ આપવા પૂરતો જ अपि છે

આમ અપભ્રંશમાં જેમ એક બાજુ वि પ્રયોજાયો છે–જેણે સુરતી બોલીમાં 'वी' આપ્યો છે–વ્રજ-હિંદીમાં 'भी' આપ્યો છે, તો બીજી બાજુ इ પણ પ્રયોજાયો છે–જેણે ગુજરાતીને य प पय આપ્યા છે–તો વ્રજ-હિંદીને ही આપ્યો છે. અપભ્રંશમાં સં. चના પ્રા. य દ્વારા य પણ પ્રયોજાયો છે, પણ એ વ્યાપક નથી. આ यનો સં. चના પ્રકારનો પ્રયોગ પ્રાકૃતમાં જ નષ્ટ થવામાં હતો અને વાક્યારંભને બદલે બીજા વાક્યના આરંભના શબ્દ પછી એ પ્રયુક્ત થતો હતો, જેણે સમુચ્ચયવાચક અર્થ સાથોસાથ 'अपि'નો અર્થ પણ અપનાવ્યો; અપભ્રંશમાં એ 'इ'ના સ્વરૂપમાં પ્રચલિત થયો ને 'वि'ના પર્યાય તરીકે નામોમાં જોડાવા લાગ્યો. આમ હોતાં સં. चના પ્રાકૃત य દ્વારા અપ.માં इ થઈ–પછીથી મધ્ય. ગુજ.માં इ દ્વારા य અને पના રૂપમાં, બેવડાઈ पयના રૂપે એ સ્વીકારાયો. ગુજ.માં અકારાંત શબ્દોમાં સામાન્ય રીતે प પ્રયોજાય છે–पय પણ, બાકીના શબ્દોમાં य વધુ સ્વાભાવિક રીતે પ્રયુક્ત થાય છે.

સં. चના અર્થવિકાસ જેવો જ અર્થવિકાસ 'तो'નો છે, જે નીચે અપાયો છે :

तो–[સ્વરભાર પોતા ઉપર] સં. ततः > પ્રા. तओ > અપ तउ–तु દ્વારા મધ્ય. ગુજ.માં तउ થઈ અર્ધવિવૃત ઓવાળો तो મળ્યો છે સંસ્કૃતમાં તો આ અર્થમાં तु જ પ્રયોજાતો હતો પ્રાકૃતમાં એનું 'उ' રૂપ જ પ્રયુક્ત થતું લુપ્ત થઈ ગયું ને ततःના तओ દ્વારા મળેલા અપ. तउ દ્વારા આપણને મળ્યું.

तां[સ્વરભાર પોતા ઉપર]–સં. यावत्–तावत्‌ના અપ.માં जाम–ताम થાય છે–जावँ–तावँ પણ; એમાંથી આપણને जां નથી મળ્યો, तां માત્ર રહ્યો છે. अहं तावत् आगमिष्यामि > हुं तां आवीश બેઉ સરખા પ્રયોગ છે.

ते–[સ્વરભાર પોતા ઉપર] વધુ ભાર બતાવવા 'हुंय ते आवीश' એમ 'य' સાથે આ 'ते'નો પ્રયોગ થાય છે. વાક્યારંભે 'ते' પ્રયોજાય છે–तेथीना

આયાત છે. સ્વર્ગસ્થ નરસિંહરાવે આ વિશે પ્રામાણિક ચર્ચા–એમના વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક ભાષણોમાં પ્રથમ ભાષણના આરંભમાં કરી છે. એ ફારસીમાંથી મોડેથી મળ્યો છે, જે ઉત્તરની ભાષાઓ તેમજ મરાઠી અને ગુજરાતીમાં આજે પ્રભુત્વ જમાવી બેઠો છે. ફારસી કેનો વ્રજ અને હિંદીમાં कि અને મરાઠીમાં कीं થયો છે, જ્યારે ગુજરાતીએ 'के' તત્સમ રાખ્યો છે.

(૬) પ્રકીર્ણ વાક્યારંભક વાક્યયોગીઓ—

માટે[૯૮] તેથી પછી જેથી જેવાં પ્રયોજાય છે–જે વિશે આ પૂર્વે સ્પષ્ટતા થઈ ચૂકી છે.

વળી–[સ્વરભાર અંત્યસ્વર ઉપર] મધ્ય. ગુજ.માં वलतूं અને वली બેઉ પ્રયોજાતા હતા. वल् ધાતુના સ. *वल्य દ્વારા પ્રા. वलिअ ઉપરથી વળી આવ્યો છે.

(૭) શુદ્ધ ભારદર્શક અવ્યયો—

આને આપણે ઉપરની કોઇ કોટિમાં મૂકી શકતા નથી. ज य-प-पय तो तां ते पण ने के આ અવ્યયોનો આ પ્રકારનો પ્રયોગ ધ્યાન ખેંચે છે. સં.માં अपि नु किम् एव तावत्‌નો આ જાતનો પ્રયોગ છે.

ज–[સ્વરભાર આ અવ્યયમાં નથી જ–એ જેના પછી આવે તે શબ્દના અંત્યસ્વરને ભાર આપી દીર્ઘ ઉચ્ચરાવે છે, તો લઘુપ્રયત્ન अ હોય તો એને પૂર્ણપ્રયત્ન કરે છે, ભારવાળો બનાવે છે. राम પણ राम ज, हरि પણ हरी ज] સં. एव > પ્રા. जेव-जेव्व > અપ *जेउ-जि-ज्जि > મધ્ય. ગુજ. जि દ્વારા આ અવ્યય આવ્યો છે. અપભ્રંશમાં जि ખૂબ જ પ્રચલિત હતો; આજે પણ સં. एवના અર્થમાં જ એ પ્રયુક્ત થાય છે.

य–[સ્વરભારના વિષયમાં 'ज' જેવી જ પ્રક્રિયા]–प[સ્વરભાર પોતાનામાં] –पय–[સ્વરભાર प ઉપર] ડૉ. ટેસિટોરી ગુજરાતીમાં બે પ્રકારનો અવતાર માને છે: ૧ સં. अपि > પ્રા. अपि > અપ. वि અને इ દ્વારા; ૨. સર્વનામોમાં कांई-कोई વગેરેમાં કહે છે તે चिद् > પ્રા. 'इ' દ્વારા. સર્વનામોમાં આવેલા 'ई'નો અને ઉપરના 'य'નો કશો સંબંધ નથી. બેશક, સર્વનામોમાં अपि અને चिद् બંનેની સરખી જ શક્યતા છે, જેમાં વચ્ચે જોડાક્ષરની આપત્તિ હોઈ 'अपि'ના वि દ્વારા સિદ્ધિ વધુ સ્વાભાવિક છે.

---

૯૮. વાક્યારંભે 'માટે'નો પ્રયોગ પણ ખૂબ મોડાનો છે પહેલાં તો માટે પૂર્વે તે કે એવું કોઈ સર્વનામ આવતું જ. છેક દયારામના સમય સુધી આવો પ્રયોગ હતો; જો કે વચ્ચે ક્વચિત્ સર્વનામ ન મુકાયાના હાથપ્રતોમાં દાખલા મળે છે, પણ બહુ જ ઓછા

એ ગમે તે હો, પણ યની સ્થિતિ જુદી છે. એ ખરું કે સંસ્કૃત अपिનો અપ. वि થયો છે તે અપભ્રંશમાં પુષ્કળ પ્રમાણમાં પ્રયુક્ત થયો છે. પરંતુ અપભ્રંશમાં 'इ' પણ પ્રયોજાયો છે : लहइ न पक्कइ धार (સિ. હે. ૮-૪-૩૮૩) 'એકે ધાર ન લે, એકય ધાર ન લે.' ગુજરાતીમાં આવી મળેલા 'य'અર્થના यનો 'पक्कइ'માં પ્રયોગ જોવા મળે છે. આ. હેમચંદ્રે सोइ અને कोइ આપ્યાં છે તે તો સ્પષ્ટ सोऽपि અને कोऽपिनां પ્રા. सोवि અને कोवि દ્વારા વ્યુત્પન્ન થઈ શકે, કેમકે એમાં ગુજરાતીમાં આવેલા सोयનું મૂળ છે-જેમાં अपि છે, ત્યારે कोइમાં તો અનિશ્ચિતાર્થ આપવા પૂરતો જ अपि છે.

આમ અપભ્રંશમાં જેમ એક બાજુ वि પ્રયોજાયો છે-જેણે સુરતી બોલીમાં 'वी' આપ્યો છે-વ્રજ-હિંદીમાં 'भी' આપ્યો છે; તો બીજી બાજુ इ પણ પ્રયોજાયો છે-જેણે ગુજરાતીને य प पय આપ્યા છે-તો વ્રજ-હિંદીને ही આપ્યો છે. અપભ્રંશમાં સં. च ના પ્રા. य દ્વારા य પણ પ્રયોજાયો છે, પણ એ વ્યાપક નથી. આ यનો સં. चના પ્રકારનો પ્રયોગ પ્રાકૃતમાં જ નષ્ટ થવામાં હતો અને વાક્યારંભને બદલે બીજા વાક્યના આરંભના શબ્દ પછી એ પ્રયુક્ત થતો હતો, જેણે સમુચ્ચયવાચક અર્થ સાથોસાથ 'अपि'નો અર્થ પણ અપનાવ્યો; અપભ્રંશમાં એ 'इ'ના સ્વરૂપમાં પ્રચલિત થયો ને 'वि'ના પર્યાય તરીકે નામોમાં જોડાવા લાગ્યો. આમ હોતાં સં. चના પ્રાકૃત य દ્વારા અપ.માં इ થઈ-પછીથી મધ્ય. ગુજ.માં इ દ્વારા य અને पના રૂપમાં, બેવડાઈ पयના રૂપે એ સ્વીકારાયો. ગુજ.માં અકારાંત શબ્દોમાં સામાન્ય રીતે प પ્રયોજાય છે-पय પણ, બાકીના શબ્દોમાં य વધુ સ્વાભાવિક રીતે પ્રયુક્ત થાય છે.

સં. चના અર્થવિકાસ જેવો જ અર્થવિકાસ 'तो'નો છે, જે નીચે અપાયો છે :

तो-[સ્વરભાર પોતા ઉપર] સં. ततः > પ્રા. तओ > અપ. तउ-तु દ્વારા મધ્ય. ગુજ.માં तउ થઈ અર્ધવિવૃત ઓવાળો तो મળ્યો છે. સંસ્કૃતમાં તો આ અર્થમાં तु જ પ્રયોજાતો હતો. પ્રાકૃતમાં એનું 'उ' રૂપ જ પ્રયુક્ત થતું લુપ્ત થઈ ગયું ને ततःના तओ દ્વારા મળેલા અપ. तउ દ્વારા આપણને મળ્યું.

तां[સ્વરભાર પોતા ઉપર]-સં. यावत्-तावत्‌ના અપ.માં जाम-ताम થાય છે-जावँ-तावँ પણ; એમાંથી આપણને जां નથી મળ્યો, तां માત્ર રહ્યો છે. अहं तावत् आगमिष्यामि > हुं तां आवीश બેઉ સરખા પ્રયોગ છે.

ते-[સ્વરભાર પોતા ઉપર] વધુ ભાર બતાવવા 'हुंय ते आवीश' એમ 'य' સાથે આ 'ते'નો પ્રયોગ થાય છે. વાક્યારંભે 'ते' પ્રયોજાય છે-तेथीना

અર્થમાં–એ જેમ વિભક્તિરહિત રૂપ છે તેવા જ પ્રકારનું આ પણ 'થી'રહિત રૂપ છે. 'તેથી'નો અર્થ ગુમાવી 'ય'નો પોષક માત્ર એ બની રહ્યો છે

પણ–[સ્વરભાર આદિશ્રુતિ ઉપર; અંત્યસ્વર લઘુપ્રયત્ન અકાર છે તેમાં પ્રાંતિકભેદે લઘુપ્રયત્ન યશ્રુતિ પણ] સં. पुनर्નું પ્રા. पुणो દ્વારા અપ.માં पुणु; પણ મધ્ય. ગુજ.માં पुणि દ્વારા पणि >માંથી पण्य દ્વારા 'पण' મળ્યું છે. આપણે अपि ગુમાવ્યો છે–અને એને બદલે 'य' અને 'पण' અપનાવ્યા છે.

ને–પ્રશ્નાર્થગર્ભ ભારદર્શક ને-નાં અવ્યય પ્રાંતીય ભેદે વ્યાપક છે, ને સાર્વત્રિક છે, નાં વ્રજ-હિંદીમાં વ્યાપક છતાં સૌરાષ્ટ્રમાં માત્ર ગોહિલવાડ અને સોરઠની સરહદના પ્રદેશોમાં લેવામાં આવ્યો છે. આ નેને અને-ને સાથે કશો સંબંધ નથી. સંસ્કૃતમાં नु પ્રયુક્ત થાય છે. પ્રાકૃતમાં એ જ णं-नं તરીકે પ્રયુક્ત થતો. મધ્ય. ગુજ.માં એ नि અને ने તરીકે પ્રયુક્ત થયો છે. અર્વાચીન ગુજરાતીમાં આવતાં એનો ને તેમ જ નાં એવા પ્રયોગ જાણવામાં આવ્યા છે. (ભાલણે नि અને ભીમે न પ્રયુકત કર્યો છે).

કે–किम्નો જ નુના જેવો આ પ્રયોગ છે, જેણે પ્રા. किं દ્વારા कि થઈ के આપ્યો છે. આ પણ અર્વાચીન પ્રયોગ છે, ને 'ने'ની જેમ પ્રશ્નથોં જ પ્રયુકત થાય છે. હિંદીમાં कि તરીકે જાણીતો છે.

નામિકી વિભક્તિઓનાં સમગ્ર અંગોનો આ પ્રકારનો વિકાસ જોયા પછી હવે આપણે આખ્યાતિકી વિભક્તિઓમાં પ્રવેશ કરિયે

## ભાષણ ૫ મું

## આખ્યાતિકી વિભક્તિઓ

"આખ્યાત" એટલે ક્રિયાપદો. સંસ્કૃતમાં જેમ નામની વિભક્તિઓ થાય છે તે જ પ્રમાણે ક્રિયાપદોની પણ વિભક્તિઓ જ કહેવાય છે. એટલું જ કે જુદા જુદા કાળ અને અર્થ પ્રમાણે આખ્યાતિકી વિભક્તિઓની વિવિધતા હતી. કાળ અને અર્થની દૃષ્ટિએ ભારત-યુરોપીય ભાષાપ્રકાર ખૂબ સમૃદ્ધ હતો. વર્તમાન ભૂત અને ભવિષ્યકાળનાં પ્રધાન ત્રણ રૂપો ઉપરાંત તે તે કાળની મર્યાદામાં આવતા અર્થ સાચવતાં રૂપ આપણને વૈદિક ભાષામાં જોવા મળે છે. નામિકી વિભક્તિઓમાં રૂપબાહુલ્ય વિવિધ છે જ; પણ આખ્યાતિકી વિભક્તિઓનું રૂપબહુલ્ય તો અસામાન્ય કોટિનું છે. અદ્યતન ભૂતકાળ જેવાની સાત વિભિન્ન પ્રક્રિયામાં રૂપરચના એ આ પ્રકારની અસામાન્યતા છે. રૂપોની આ વિવિધતા ઉત્તરોત્તર ઘસાતી જતી હતી તેના અવશેષ સંસ્કૃત ભાષામાં સચવાયા; પરંતુ યુરોપની, ઈરાનની અને ભારતવર્ષની વિકસિત આ યૂથની ભાષાઓમાં તો ઉત્તરોત્તર હ્રાસ જ અનુભવાતો ગયો. અવેસ્તાની ભાષા અને ગ્રીકમાં તેમજ સ્લાવ ભાષાપ્રકારમાંની વિવિધતા પણ ઘસાવા લાગી હતી—આજે તો લગભગ ઘસાઈ જવામાં છે—તે જ પરિસ્થિતિ ભારતવર્ષમાં પણ થતી આવતી હતી. સંસ્કૃતમાં વર્તમાનકાળ, આજ્ઞાર્થ, વિધ્યર્થ, આશીરર્થ, ભૂતકાળનાં અદ્યતન હ્યસ્તન અને પરોક્ષ તથા ક્રિયાતિપત્ત્યર્થ, ભવિષ્યકાળનાં સાદો અને હ્યસ્તન—આ રીતે કાળનાં અને અર્થનાં રૂપ પ્રચલિત હતાં તેમાંથી પાલિમાં પરોક્ષ ભૂતકાળનો સદંતર લોપ થઈ ચૂકયો હતો. અશોકની ધર્મલિપિમાં તો શ્વસ્તન ભવિષ્યકાળ પણ અદૃશ્ય થઈ ચૂકયો હતો, એટલું જ નહિ, પણ ક્રિયાતિપત્ત્યર્થ પણ જોવામાં આવતો નથી. આશીરર્થ પણ પાલિ તેમજ અશોકની લિપિમાં જોવામાં નથી આવતો. પાલિમાં જે વિશેષતાનો આરંભ થયો તે તો ભૂતકૃદંતનો વિધેય તરીકેનો ઉપયોગ એ.[1] ખાસ લક્ષ્યમાં રાખવા જેવું છે કે આ ભૂતકૃદંતના પ્રયોગે જ પ્રાકૃતોમાં ભૂતકાળનું સ્થાન સાચવી લીધું અને નવ્ય ભારત આર્ય ભાષાઓમાં પણ એ જ પરંપરા રહી. ઇચ્છાદર્શક રૂપો પાલિમાં હતાં, પણ

---

૧. ગાઇગર : Pali Lit & Lang : પૃ. ૨૦૩

પછી પ્રાકૃતોમાં એ પણ નષ્ટ થઈ ચૂક્યાં. અર્ધમાગધીમાં હ્યસ્તન ભૂતકાળનું આસી જેવું (સં. आसीत्) રૂપ, તો અદ્યતનનાં થોડાં રૂપ, વળી પરોક્ષભૂતનાં આહ કે આહુ=જેવાં રૂપ વપરાયાં છે; બાકી તો ભૂતકાળ પણ ભૂતકૃદંતની મદદથી જ બતાવવાનો પ્રઘાત જ જોર ઉપર હતો. પ્રાકૃત ભાષામાં વસ્તુસ્થિતિએ શુદ્ધ વર્તમાનકાળ, આજ્ઞાર્થ, શુદ્ધ ભવિષ્યકાળ—આટલાં જ રૂપ પ્રયુક્ત થતાં આવતાં હતાં, જે છેક આજ સુધી પરંપરાએ ઊતરી આવ્યાં છે.

સંસ્કૃતમાં દસ ગણ હતા અને એની વિવિધ નિશાનીઓ પણ હતી; આ નિશાનીઓના અવશેષ ગ્રીક–અવેસ્તા અને પાલિ-અશોકની ધર્મલિપિ-તેમજ પ્રાકૃતોમાં જોવામાં આવે છે; પણ એની વિભાગીકરણની પ્રક્રિયા લુપ્ત થતી જ રહી હતી. તેથી જ ગ્રીકમાં ત્રીજા ગણના ધાતુઓમાં દ્વિર્ભાવ પામેલાં પણ કેટલાંક રૂપ હતાં, તો કેટલાંક દ્વિર્ભાવ વિનાનાં હતાં. પાલિમાં દ્વિર્ભાવવાળાં રૂપ મળી આવે છે. પણ પ્રાકૃત ભૂમિકામાં દ્વિર્ભાવનું સ્વરૂપ સ્વતંત્રતા ન સાચવતાં અન્ય ધાતુઓની જેમ દ્વિર્ભાવયુક્ત ધાતુના રૂપમાં જ આવી રહે છે. જુદા જુદા ગણોની નિશાનીઓ પણ સ્વાતંત્ર્ય ગુમાવી અકારાંત અંગરૂપ બની પ્રથમ ગણના ધાતુઓની હરોળમાં જ રૂપરચના પામે છે.

સામાન્ય રીતે સંસ્કૃતમાંથી પ્રાકૃતો દ્વારા આપણા સુધી આવતાં નીચે પ્રમાણે ક્રિયાવાચક રૂપ 'અંગ'ના રૂપમાં આવી રહ્યાં છે:

૧. જુદા જુદા વિકરણ પ્રત્યય નીકળી જવા પછી અકારાંત અંગરૂપે;

૨. કોઈક વાર વિકરણ પ્રત્યય બચ્યો હોય તેવા રૂપમાં અકારાંત અંગરૂપે;

૩. મૂળ સંસ્કૃત ધાતુને પ્રેરકના એક આપ–પ્રત્યયમાંથી અવ થઈ મળેલાં રૂપે;

૪. કેટલાંક ભૂતકૃદંતો ઉપરથી ગુજ. ભૂતકૃદંત દ્વારા નવાં ઊભાં થયેલાં અંગરૂપે;

૫. અકારાંત અંગ નથી તેવાં સીધાં આવેલાં;

૬. કેટલાંક નામ–વિશેષણ ઉપરથી માત્ર ક્રિયાવાચક અંગ–રૂપે; અને

૭. અનુકરણવાચક સ્વતંત્ર ધાતુઓ.

ગુજરાતી ક્રિયાપદોની જે કાંઈ સમૃદ્ધિ છે તે ઉપરના સાત પ્રકારોમાં સમાવિષ્ટ થઈ જાય છે. આ સાતેનો વિકાસ આપણે અહીં જોઈ જઈએ.

### ૧. વિકરણ પ્રત્યયના લોપે અકારાંત અંગ

ગુજરાતી ભાષામાં સેંકડોની સંખ્યામાં ક્રિયાપદનાં મૂળ અંગ મળી આવે છે તેમાંના મોટા ભાગનાં આ પ્રકારમાં સમાવેશ પામે છે. સંસ્કૃતમાં ગમે તે વિકરણ પ્રત્યય લાગ્યો હોય–કવચિત્ નથી પણ લાગ્યો હોતો–તેવાં મોટા ભાગનાં

ક્રિયારૂપોનું અંગ ગુજરાતીમાં અકારાંત આવી રહે છે. આનો આરંભ તો છેક પ્રાકૃત ભૂમિકામાંથી થઈ ચૂક્યો હતો. ગણવાર ટૂંકમાં એનો નીચે ખ્યાલ મેળવિયે.

૧લા ગણના ધાતુ

સંસ્કૃતમાં ૧લા ગણના ધાતુઓમાં अ નિશાની યા વિકરણ હતો તે જ અંગ મોટા ભાગના અંગનું આવી રહ્યું છે. સંસ્કૃતમાં પહેલા ગણના ધાતુઓની સંખ્યા વધુમાં વધુ છે–એટલી એ પ્રત્યયની લાક્ષણિકતા છે. સારલ્ય પણ એમાં વિશેષ છે–તેથી જ એની વ્યાપકતા રહી છે.

| સં. | પ્રા. | અપ. | ગુજ. |
|---|---|---|---|
| उच्चरति | उच्चरइ | उच्चरइ | ऊचरे |
| अवलङ्घते | *अउलंघइ | *अउलंघइ | ओळंगे |
| अपसरति | *अउसरइ | *अउसरइ | ओसरे |
| कषति | कसइ | कसइ | कसे |
| कर्तति | कट्टइ | कट्टइ | काटे |
| कम्पते | कंपइ | कंपइ | कांपे |
| क्षमते | खमइ | खमइ | खमे |
| गलति | गलइ | गलइ | गळे |
| दशति | *दंसइ | *दंसइ | दंसे-डंसे-डसे |
| स्तभ्नते | थंभइ | थंभइ | थंभे |
| निरीक्षते | निरिक्खइ | निरिक्खइ | नीरखे |
| पतति | पडइ | पडइ | पडे |
| परीक्षते | परिक्खइ | परिक्खइ | परखे-पारखे |
| ज्वलति | वलइ-जलइ | वलइ-जलइ | वळे-जळे |
| भिक्षते | भिक्खइ | भिक्खइ | भीखे |
| रक्षति | रक्खइ | रक्खइ | राखे |
| रिङ्खति | रिंखइ | रिंखइ | रींखे |
| वर्धते | वड्ढइ | वड्ढइ | वधे |
| *विश्रमति | विस्समइ | विसमइ | वीसमे |
| विक्षरति | विक्खरइ | विक्खरइ | वीखरे |
| शिक्षते | सिक्खइ | सिक्खइ | शीखे |
| संस्मरति | संभरइ | संभरइ | सांभरे |
| शोभते | सोहइ | सोहइ | सोहे |

૪થા ગણ

સંસ્કૃતમાં ૪થા ગણમાં નિશાની य છે. પ્રાકૃતમાં પૂર્વસવર્ણ થયે જોડિયા

વ્યંજનના રૂપમાં એ આવીને અંગ અકારાંત જ આપે છે :

| સં. | પ્રા. | અપ. | ગુજ. |
|---|---|---|---|
| उत्पद्यते | उप्पज्जइ | उप्पज्जइ | ऊपजे |
| खिद्यति | खिज्जइ | खिज्जइ | खीजे |
| बुध्यते | बुज्झइ | बुज्झइ | झूझे |
| त्रुट्यति | तुट्टइ | तुट्टइ | तूटे-त्रूटे |
| नृत्यति | नच्चइ | नच्चइ | नाचे |
| निष्पद्यते | निप्पज्जइ | निप्पज्जइ | नीपजे |
| मन्यते | मन्नइ | मन्नइ | माने |
| विमृश्यति | विमस्सइ | विमस्सइ | विमासे |
| संबुध्यते | संबुज्झइ | संबुज्झइ | समझे |
| शुध्यति | सुज्झइ | सुज्झइ | सूझे |

સંસ્કૃતમાં કર્મણિ અને ભાવે પ્રયોગ કરવા એક य ઉમેરાતો હતો તે લાગ્યા પછી પણ આપણને કેટલાંક ક્રિયારૂપ ઊતરી આવ્યાં છે તેઓને આ પ્રકારમાં મૂકી શકાય :

| | | | |
|---|---|---|---|
| क्षप्यते | खप्पइ | खप्पइ | खपे |
| दह्यते | दज्झइ | दज्झइ | दाझे |
| वाद्यते | वज्जइ | वज्जइ | वाजे-वजे |
| वाध्यते | वड्ढइ | वड्ढइ | वढे |

માત્રામાનને સિદ્ધાંતે દ્વિશ્રુતિગત એકવડો વ્યંજન લુપ્ત ન થતો. પ્રાકૃતમાં બેવડો થતો–યા ल् જેવો વ્યંજન બેવડો થતો–જેનું પરિણામ અર્વાચીન ભૂમિકામાં પણ એકવડા लના રૂપમાં આવ્યું, ळ ન થઈ શકયો; આના સમાધાનમાં ત્યાં यના પ્રક્ષેપની સંભાવના કરવામાં આવી છે; જેમકે

| | | | |
|---|---|---|---|
| *त्यज्यति | तिज्जइ | तिज्जइ | तजे |
| *स्फट्यति | फट्टइ | फट्टइ | फाटे |
| *स्फुट्यति | फुट्टइ | फुट्टइ | फूटे |
| *लिख्यति | लिक्खइ | लिक्खइ | लखे |
| *चल्यति | चल्लइ | चल्लइ | चाले |
| *खेल्यति | खेल्लइ | खेल्लइ | खेले |

આવા ધાતુ ૧ લા ગણના પણ હોઈ શકે, તો છઠ્ઠા ગણના પણ હોઈ શકે.

## ૬ઠ્ઠો ગણ

છઠ્ઠા ગણમાં પણ अ પ્રત્યય વિકરણ છે :

| | | | |
|---|---|---|---|
| इच्छति | इच्छइ | इच्छइ | ईछे-इच्छे |
| पृच्छति | पुच्छइ | पुच्छइ | पूछे |
| प्रविशति | पइसइ | पइसइ | पॅसे |
| उपविशति | वइसइ | बइसइ | बॅसे |

૧૦ મો ગણ

દસમા ગણુમાં अय વિકરણ પ્રત્યય લાગતો–તેનો પ્રાકૃતમાં ए થયેલો– જે પ્રાકૃત ભૂમિકામાં વિકલ્પે अ તરીકે વ્યાપક થઈ અપભ્રંશ ભૂમિકામાં અના સ્વરૂપમાં આવી રહેલો :

| | | | |
|---|---|---|---|
| अर्पयति | अप्पेइ | अप्पइ | आपे |
| खण्डयति | खंडेइ | खंडइ | खांडे |
| घटयति | घडेइ | घडइ | घडे |
| दण्डयति | दंडेइ | दंडइ | डंडे-दंडे |
| तर्कयति | तक्केइ | तक्कइ | ताके |
| निभालयति | निहालेइ | निहालइ | निहाळे |
| प्रक्षालयति | पक्खालेइ | पक्खालइ | पखाळे |
| मार्गयति | मग्गेइ | मग्गइ | मागे |
| मण्डयति | मंडेइ | मंडइ | मांडे |
| वरयति | वरेइ | वरइ | वरे |
| समर्पयति | समप्पेइ | समप्पइ | सोंपे-सांपे |

૨. વિકરણ પ્રત્યયના બચી જવા સાથે અકારાંત અંગ

પાંચમા સાતમા અને નવમા ગણુના ધાતુઓને અનુક્રમે नु न् અને ना–नी પ્રત્યય વિકરણ તરીકે લાગે છે, તો આઠમા ગણુમાં उ પ્રત્યય લાગે છે. આ પ્રત્યયોનો અંશ પાંચમા સાતમા નવમા ગણુમાં સચવાઈ–અંગ તો અકારાંત જ કરી આપે છે; આઠમા ગણુનો उ તો અકારના રૂપમાં જ આવી રહે છે. આ ગણોનાં આપણે ત્યાં મળેલાં ક્રિયારૂપોમાંનાં કેટલાંક આ છે :

૫ મો ગણ

| | | |
|---|---|---|
| कृणोति | कुणइ | कूणे |
| चिनोति | चिणइ | चणे |
| शृणोति | सुणइ | सुणे |
| धुनोति | धुणइ | धूणे |

સં. *कृणति, *चिनति, *शृणति, *धुनति એવાં જાણે કે રૂપ હોય એમ વિકાસ થયો છે.

૭ મો ગણ

| | | |
|---|---|---|
| अनक्ति | अंजइ | आंजे |
| क्षुणत्ति | खुदइ | खूंदे |
| रुणद्धि | रुंधइ | रूंधे |

पिष् અને भिद् ધાતુનાં નિરનુનાસિક રૂપ જ पीस અને भेद स्वीકારાયાં છે; આમાં શિથિલ રૂપોમાંનો न् ટકી શક્યો નથી. સબળ રૂપોમાં न આખો છે તે પણ ટકી શક્યો નથી બેઉ પ્રકારમાં.

૮ મો ગણ

આઠમા ગણના ધાતુ એક રીતે પાંચમા ગણના ધાતુના જેવા જ છે. જે છે તે બધા न् અંતવાળા છે અને ગુજરાતીમાં સીધા કોઈ ઊતરી આવ્યા નથી. શુદ્ધ આઠમા ગણનો એક માત્ર कृ છે, જેનું સં.માં करोति રૂપ છે. પણ પાલિ પ્રાકૃતમાં *करति હોય એવી રીતે સ્વીકારાઈ પ્રાકૃતમાં करइ અકારાંત અંગથી જ વ્યાપક છે, જેનું આપણે ત્યાં ત્રીજા પુરુષ એકવચને करे રૂપ સ્વીકારાયું છે.

૯ મો ગણ

૯મા ગણના ધાતુઓમાં સબળ અંગમાં ना અને વ્યંજનાદિ પ્રત્યયવાળા નિર્બળ અંગમાં नी થાય છે, ત્યારે સ્વરાદિ પ્રત્યયવાળા નિર્બળ અંગમાં न् જ રહે છે. આપણે ત્યાં તો न તરીકે णમાં ઊતરી આવ્યો છે :

| | | |
|---|---|---|
| जानाति | जाणइ | जाणे |
| पुनाति | पुणइ | पूणे |
| लुनाति | लुणइ | लणे |

૩. પ્રેરકના એક-आप-માંથી અકારાંત અંગ

સંસ્કૃતમાં દસમા ગણના ધાતુઓને તેમજ ધાતુનાં પ્રેરક રૂપ કરવા સામાન્ય રીતે अय લાગતો હતો. પણ અંગ આકારાંત હોય કે આકારાંત થતું હોય તેવા ધાતુઓને अयની પૂર્વે प् ઉમેરાતો; જેમકે स्थाનું स्थापयति, दाનું दापयति, ग्लैનું ग्लापयति-ग्लपयति વગેરે. આ પ્રક્રિયાને પરિણામે-ગુજરાતીમાં आव-अव પ્રત્યયના રૂપમાં પ્રેરક રૂપો વ્યાપક રૂપે થાય છે; પણ મૂલ પ્રેરકનાં રૂપ ગુજ.માં સામાન્ય ક્રિયારૂપ જેના સ્વરૂપમાં પણ આવી રહ્યાં છે. થોડા જ દાખલા છે, પણ મહત્ત્વના છે. આભાસસામ્યથી પણ આ વ્યાપક થયેલ છે :

| | | | |
|---|---|---|---|
| *विद्यपयति | विन्नवेइ | विन्नवइ | वीनवे |
| *संचिपयति | संचिवेइ | संचिवइ | सांचवे-साचवे |
| *सूचपयति | .. | ... | सूचवे |

આભાસસામ્યે ऊजव ओरव फचव-कोचव गोठव पटव भजव भोगव वर्णव सालव ओठव केळव दोरव વગેરે ધાતુ-અંગ મળ્યાં છે.

### ૪. ભૂતકૃદંતનાં સં. રૂપોમાંથી ક્રિયા-અંગ

આ અંગ પણ અકારાંત જ છે; પણ એની વિશેષતા એ છે કે કોઈપણ કાળનાં રૂપને બદલે ભૂતકૃદંત ઉપરથી આ રૂપ ઊતરી આવી ક્રિયા-અંગ—ધાતુ-અંગ બન્યાં છે :

| સં. | પ્રા. | અપ. | ગુજ. |
|---|---|---|---|
| क्षत- | खड- | खड- | खड |
| उत्क्षत- | उक्खड- | उक्खड- | ऊखड- |
| उद्गत- | उग्गअ- | उग्गअ- | ऊग- |
| उत्थित- | उट्ठिअ- | उट्ठिअ- | ऊठ- |
| ऊर्ध्वित- | उब्भिअ- | उब्भिअ | ऊभ-(સૌરાષ્ટ્રમાં) |
| फष्ट- | कड्ढ- | कड्ढ- | काढ- |
| तुष्ट- | तुट्ठ- | तुट्ठ- | तूठ-, त्रूठ- |
| पक्व- | पक्क- | पक्क- | पाक- |
| फुल्ल- | फुल्ल- | फुल्ल | फूल- |
| लग्न- | लग्ग- | लग्ग- | लाग- |
| भग्न- | भग्ग- | भग्ग | भाग-, भांग- |
| अवलग्न- | वलग्ग- | वलग्ग- | वळग- |
| वीत- | *वित्त- | *वित्त- | वीत- |
| जित- | *जित्त- | *जित्त- | जीत- |
| छिन्न- | छिन्न | छिन्न- | छीन- |
| मुक्त- | मुक्क | मुक्क- | मूक- |
| प्राप्त- | पत्त- | पत्त- | पोक-, पोत-, पहोंच |
| दग्ध- | *धग्ग | *धग्ग | धग- |

शुष्क ઉપરથી सुक्क દ્વારા सूक साथेसाथ सुका અંગ વ્યાપક છે, જે અકારાંત નથી તેવા અંગમાં મૂળ કર્મણિના રૂપમાંથી વ્યુત્પન્ન થાય છે.

### ૫. અકારાંત નથી તેવાં અંગ

સંસ્કૃતમાં બીજા અને ત્રીજા ગણના ધાતુઓને કોઈ નિશાની લાગતી નથી. આ ધાતુરૂપોમાંથી છેક ગુજરાતી સુધી રૂપ ઊતરી આવ્યાં છે. ઉપરાંત થોડા એવા પણ ધાતુઓ આ સિવાયના ગણના છે જેઓએ અંગમાંથી અકાર ગુમાવ્યો છે :

૨ જો ગણ

| | | | |
|---|---|---|---|
| याति | जाइ | जाइ | जाय |
| माति | माइ | माइ | माय |
| स्नाति | *न्हाइ | *न्हाइ | न्हाय[२] |
| स्वपिति | सुअइ | ... | सूए |

૩ જો ગણ

| | | | |
|---|---|---|---|
| बिभेति | बिहेइ | विहइ | बीहे-बीए+ |
| ददाति | *दयइ | *दयइ-दीइ દ્વારા | दिये-दे-दे |

બીજા બીજા ધાતુઓ

| | | | |
|---|---|---|---|
| लभते | लहइ | लहइ | लहे-ले |
| पिबति | पिअइ | पिअइ-पीइ દ્વારા | पीय |
| द्योतयति | जोएइ | जोअइ | जोय-जुए |
| खादति | खाअइ | ... | खाय |
| भवति | होइ | ... | होय |
| कथयति | कहेइ | कहइ | कहे+ |
| रहति | रहइ | रहइ | रहे+ |

સં. स्था ધાતુ ઉપરથી સીધુ *स्थाति હોય તેમ थाइ દ્વારા થાય રૂપ આવી મળ્યુ છે.

કર્મણિના आ પ્રત્યય દ્વારા મળેલાં સીધાં રૂપ फूंगा- मूंझा-गेगा-कणा-गंधा-पंका-ओला-घरा-पोसा-कटा-खंचा-कमा-चिडा-दुभा-फुला-વગેરે આકારાંત અંગનાં રૂપ આપણે ત્યાં વ્યાપક છે; મૂળ ધાત્વર્થ જ હોય એ રીતે આ ક્રિયારૂપો પ્રયુક્ત થાય છે. जा સિવાયના આં અંતવાળાં આ ક્રિયારૂપોનું ભૂતકૃદંત યું અને સૌરાષ્ટ્રમાં ણું થી થાય છે—કર્મણિ નથી જ.

## ૬. નામ-વિશેષણ ઉપરથી અકારાંત અંગ

સંસ્કૃતમાં તો નામધાતુઓ ખૂબ વ્યાપક હતા; પણ એ આપણે ત્યાં પરંપરિત રીતે જોવામાં નથી આવતા. પણ આપણે ક્વચિત્ ઊભા કર્યા છે: शाप ઉપરથી शापे, प्रकट ઉપરથી प्रगटे; જૂનાં રૂપોની પરંપરામાં ગણવા હોય તો अजवाळ-, धोळ-, नांगर-, सांकळ-, वगड-વગેરે ગણાવી શકાય. અરબી-ફારસીમાંથી એવા खरीद-વગેરે આપણે અપનાવ્યા છે.

---

૨. આજે લેખનમાં नाहे રૂપ સ્વીકાર્ય છે; પણ ઉચ્ચારણ મહાપ્રાણ સ્વરવાળું ના य છે. नाह ढाह चाह दोह लोह मोह कोह તેમજ कहे वहे रहे અને ले-लहे बी-बीह આ ધાત્વંગોમાં સર્વત્ર મહાપ્રાણ સ્વર છે, એની હાલની જોડણી ભ્રામક છે.

ધોળું ઉપરથી ઘોળવું છે તો આ પહેલાંના પ્રકારનું ઘોળકાય–ધોળા જેવું દેખાય–એ રૂપ છે. પણ આ પ્રક્રિયા વ્યાપક નથી.

૭. અનુકરણવાચક સ્વતંત્ર ક્રિયારૂપો–અકારાંત અંગ

અનુકરણવાચક કે સ્વાનુકારી ધાત્વંગ ઊભાં થયાં છે તે ગુજરાતીની આગવી મૂડી જેવાં છે: कडकड–ककड, कळकळ–ककळ, खडखड–खखड, थरथर–थथर, घडघड–घघड, पटपट, सडसड–ससड, जळहळ, खळभळ–खभळ, खळखळ–खखळ, गडगड–गगड, टळवळ–टवळ, डगडग, डगमग, तडतड–ततड, फडफड–फफड, बडबड–बबड, भडभड–भभड, मचमच, वलवल, हरबड–हबड, चरपट, धडहड, कचकच, फचपच, गटपट, चमचम, घमघम આ વગેરે આ પ્રકારમાં સમાવેશ પામે છે. આ જાતની પ્રક્રિયા નવ્ય ભારત–આર્યભાષાઓમાં છે–પણ આપણે ત્યાં તો અંગ અકારાંત થઈ ચૂક્યું છે–એટલો તફાવત યા વિશેષ છે.

અત્યંત સ્વલ્પ અપવાદે[1] મૂળ–આ પ્રમાણે ઊભાં થયેલાં ક્રિયા–અંગોને કાળના અને અર્થના જુદા જુદા પુરુષના પ્રત્યયો, કર્મણિરૂપો–પ્રેરકરૂપો અને ક્રિયાવાચક કૃદંતોના પ્રત્યય લાગી ગુજરાતીની સ્વતંત્ર ક્રિયાપ્રક્રિયા સધાય છે. એ કેવી રીતે ઊતરી આવી છે એ અહીં હવે જોઈયે.

પદ અને વચન

સંસ્કૃતમાં પરસ્મૈપદ અને આત્મનેપદ–તેમજ બેઉ પદનાં ધાત્વંગ હતાં; પાલિમાં એ નષ્ટ થયાં–અને ત્યારથી બેઉ પ્રકારને બદલે પરસ્મૈ પ્રકારનાં જ રૂપ વ્યાપક બન્યાં. અતિ પ્રાચીન કાળમાં અર્થાનુસારી ભેદ હતો, અને એ પ્રમાણે સાંગીતિક સ્વરભારથી બેઉનો તફાવત પણ હતો; પણ સંસ્કૃત ભૂમિકામાં આવો કોઈ ભેદ રહ્યો નહિ, અને બલાત્મક સ્વરભારને વશ થઈ પાલિમાં સંસ્કૃતાનુસારી રૂપ રહ્યાં, પણ પછી પ્રાકૃત ભૂમિકામાં સરખી પરિસ્થિતિમાં ધાત્વંગ મુકાઈ ગયાં. આદિમ ભારત–યુરોપીય અને ભારત–આર્ય કાળનાં ત્રણ વચન ઘસાઈ બે જ થઈ રહ્યાં : એકવચન અને બહુવચન. આ હ્રાસ નામિકી વિભક્તિઓમાં તો વૈદિક ભૂમિકામાં જ શરૂ થઈ ચૂક્યો હતો : ખાસ કરીને રૂપાખ્યાનની દૃષ્ટિએ ૧લી–૨જી, ૩જી–૪થી–૫મી, ૬ઠ્ઠી–૭મી આમ ત્રણ જ રૂપ બન્યાં હતાં....ક્રિયારૂપોમાં તો છેક સંસ્કૃત ભૂમિકા સુધી ત્રણે વચનોનો રૂપોની દૃષ્ટિએ ભેદ રહ્યો હતો, પણ પ્રાકૃત ભૂમિકાઓમાં તો એ એ પૂર્વે જ ઘસાઈ

1. સીધું, પીધું, દીધું, નાઠું, પેઠું, વિકલ્પે દાધું ગયું વગેરે અહીં ઇષ્ટ અપવાદ છે.

૨ જો ગણ

| | | | |
|---|---|---|---|
| याति | जाइ | जाइ | जाय |
| माति | माइ | माइ | माय |
| स्नाति | *न्हाइ | *न्हाइ | न्हाय[२] |
| स्वपिति | सुअइ | . | सूप |

૩ જો ગણ

| | | | |
|---|---|---|---|
| बिभेति | बिहेइ | बिहइ | बीहे-बीप+ |
| ददाति | *दयइ | *दयइ-दीइ દ્વારા | दिये-दे-दे |

બીજા બીજા ધાતુઓ

| | | | |
|---|---|---|---|
| लभते | लहइ | लहइ | लहे-ले |
| पिबति | पिअइ | पिअइ-पीइ દ્વારા | पीप |
| द्योतयति | जोयइ | जोअइ | जोय-जुप |
| खादति | खाअइ | ... | खाय |
| भवति | होइ | ... | होय |
| कथयति | कहेइ | कहइ | कहे+ |
| रहति | रहइ | रहइ | रहे+ |

સં. स्था ધાતુ ઉપરથી સીધુ *स्थाति હોય તેમ थाइ દ્વારા थाय રૂપ આવી મળ્યુ છે.

કર્મણિના આ પ્રત્યય દ્વારા મળેલાં સીધાં રૂપ फूंगा- मूंझा-गेगा-कणा-गधा-पंका-ओला-धरा-पोसा-कटा-खंचा-क्मा-चिडा-दुभा-फुला-વગેરે આકારાંત અંગનાં રૂપ આપણે ત્યાં વ્યાપક છે; મૂળ ધાત્વર્થ જ હોય એ રીતે આ ક્રિયારૂપો પ્રયુક્ત થાય છે. जा સિવાયના आं અંતવાળાં આ ક્રિયારૂપોનું ભૂતકૃદંત યું અને સૌરાષ્ટ્રમાં ણું થી થાય છે–કર્મણિ નથી જ.

## ૬. નામ-વિશેષણ ઉપરથી અકારાંત અંગ

સંસ્કૃતમાં તો નામધાતુઓ ખૂબ વ્યાપક હતા; પણ એ આપણે ત્યાં પરંપરિત રીતે જોવામાં નથી આવતા. પણ આપણે ક્વચિત્ ઊભા કર્યા છે: शाप ઉપરથી शापे, प्रकट ઉપરથી प्रगटे; જૂનાં રૂપોની પરંપરામાં ગણવા હોય તો अजवाळ-, धोळ-, नागर-, सांकळ-, वगड-વગેરે ગણાવી શકાય. અરબી-ફારસીમાંથી એવા खरीद्-વગેરે આપણે અપનાવ્યા છે.

---

૨ આજે લેખનમાં नाहे રૂપ સ્વીકાર્ય છે, પણ ઉચ્ચારણ મહાપ્રાણ સ્વરવાળું છે नाह खाह चाह दोह लोह मोह कोह તેમજ कहे वहे रहे અને ले-लहे बी-बीह ધાતુગોમાં સર્વત્ર મહાપ્રાણ સ્વર છે, એની હાલની જોડણી ભ્રામક છે.

મ્‌નો ઘૅં થયા પછી સંપ્રસારણથી અપ. करउं રૂપ આપ્યું છે બલાત્મક સ્વરભારની પ્રક્રિયાએ करामिનું करमि કરી સ્વરભાર છેલ્લી શ્રુતિ તરફ મૂકયો, અને પરિણામે અપભ્રંશ અને મધ્ય. ગુજ.ના करउंમાંથી करूं રૂપ દીર્ઘાંત મળ્યું–જે આજે ઉચ્ચારણલાઘવથી હ્રસ્વાંત બન્યું છે–છતાં અસ્વરિત ધાતુ–અંગને લાગતાં પોતામાં પ્રાથમિક સ્વરભાર તો સ્વરિત ધાતુ–અંગને લાગતાં દ્વૈતીયિક કે તાર્તીયિક જે પ્રમાણે હોય તે પ્રમાણે પોતામાં સ્વરભાર સાચવી રાખે છે. અપવાદે માત્ર આ-ઈ-ऊ-ओ અંતમાં છે તેવાં ધાતુ–અંગોને લાગતું उं સ્વરભાર ગુમાવી લઘુપ્રયત્ન બની પૂર્વ સ્વરની સાથે સંધિસ્વરાત્મક દશામાં વિલીન થઈ જાય છે; જેમકે जाउं पीउं सूउं जोउं વગેરે.

અહીં એક વસ્તુ અવશ્ય નોંધવી જોઇયે કે સુરતી ભાષામાં તેમજ સૌરાષ્ટ્રની મેરની બોલીમાં પહેલા પુરુષ એકવચનમાં करां એમ 'आं'વાળું રૂપ છે. આ રૂપ પ્રાકૃત करामि દ્વારા, મ્‌ની ઘૅં અને સંપ્રસારણની પ્રક્રિયાને વશ ન થતાં, મ્‌નો માત્ર સાનુનાસિક ઉચ્ચાર જ અવશિષ્ટ રહેતાં–નાન્યતર જાતિના રૂપમાં आनिनो आइं થઈ ઘર-ઘરાં જેમ, *कराइं મધ્યવર્તી રૂપ ઉચ્ચરિત થઈ करांમાં પરિણત થયું છે. મધ્યવર્તી *कराइं રૂપ કયાંય પણ પ્રયુક્ત નથી થયું, પરંતુ મારવાડીમાં પણ એનો વિકાસ જોવા મળે છે: मूं करां એ રૂપ જુઓ.

## ૨ જો પુરુષ એકવચન

करे–'करुं'ની જેમ જ પ્રત્યય સ્વરભારને પોતામાં લાવી રહે છે. બાકી છેક ભારત–યુરોપીય ભાષાભૂમિકામાં પણ આ સબળ પ્રત્યય હોઈ પોતામાં સ્વરભાર સાચવતો નથી. 'सि' પ્રત્યય સામાન્ય હતો; જોકે ગાથા–અવેસ્તામાં सि નો हि થઈ ચૂકયો હતો;[૬] અવેસ્તાનો हि આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના ભારત–યુરોપીય धिનો. વેદમાં धि સાથોસાથ પ્રયુક્ત થયેલા એના જ પ્રાકૃત વિકાર हि સાથે જ हि થયો છે તે છે કે सिनो જ हि થયો છે એ કહેવું જરૂર મુશ્કેલ છે. બાકી લૅટિન–ગ્રીકે પણ, હોમર જેવાના અપવાદે, सि ગુમાવ્યો જ છે. માત્ર લિથુઆનિયન ભાષામાં એ આ જ સુધી પડયો છે. પાલિ પ્રાકૃતોમાં सि હતો, પ્રાકૃતોમાં हि પણ થવા લાગ્યો હતો, પણ અપભ્રંશ ભૂમિકામાં તો એ हिના જ

---

लिहमि सहमि हसमि कड्ढमि पावमि भाममि રૂપ નોધ્યાં છે, તેમાં कड्ढमि અપભ્રંશમાં વ્યક્ત થયેલું છે (સિ. હે. ૮–૪–૩૮૫) એમ પિશલ કહે છે. એ વૈકલ્પિક રૂપ, બાકી, कड्ढामिના રૂપમાં નોંધાયેલું છે (વૈદ્ય : પૃ. ૧૫૮).

૬. જેક્સન : પૃ. ૧૪૨

ચૂકયાં હતાં. 'સ્વરભાર'ના પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે વૈદિકી ભૂમિકાથી જ હ્રાસપ્રક્રિયા પોતાનું કામ કર્યે જતી હતી. આને તે ભાષાઓનો વિકાસ (evolution) કહેવો કે હ્રાસ (decay)? નીચે માલૂમ પડશે જ કે ક્રિયા-રૂપોના વિષયમાં તો હ્રાસપ્રક્રિયાએ ગજબ જ કરી નાખ્યો છે.

## ૧. વર્તમાનકાળ

રૂપાખ્યાનની દૃષ્ટિએ આપણી પાસે વર્તમાનકાળનાં નીચે પ્રમાણે રૂપ આવી રહ્યાં છે; ઉદા. તરીકે कर અંગ લઇયે:

| પુરુષ | એકવચન | બહુવચન |
| --- | --- | --- |
| ૧ | (हूं) करुं, [करां] | (अमे) करिये । |
| ૨ | (तुं) करे, [करुं] | (तमे) करो । |
| ૩ | (ते) करे | (तेओ) करे । |

### ૧ લા પુરુષ એકવચનનું રૂપ

करुं: પોતામાં સ્વરભારને અવિચ્છિન્ન સાચવી રાખતો उं પ્રત્યય પહેલા પુરુષ એકવચનમાં આપણને આવી મળ્યો છે. પરોક્ષ ભૂતકાળને અપવાદે બધા જ કાળ અને અર્થોમાં પરસ્મૈપદ પ્રત્યય પહેલા પુરુષ એકવચનમાં म् ધરાવતો હતો: વર્તમાનકાળમાં मि, આજ્ઞાર્થમાં म્ને બદલે નથી आनि, ભૂતકાળનાં રૂપોમાં अम्-વિધ્યર્થ-આશીરર્થમાં પણ अम् (ईयम् તેમજ याम्માં), ભવિષ્ય-કાળમાં તો-स्यामि અને तास्मिમાં એકમાં स्य મધ્યગથી વર્તમાનના પ્રત્યયો તો બીજામાં तृ મધ્યગથી अस् ધાતુનાં રૂપ (ત્રીજા પુરુષમાં માત્ર નથી લાગતાં). ભારત-યુરોપીય પ્રકારમાં પરસ્મૈપદમાં मि અને આત્મનેપદમાં ओ પહેલા પુરુષ એકવચનમાં વર્તમાનકાળમાં હતા, જેની હયાતી ગ્રીક અને લેટિન વગેરેમાં સચવાઈ રહી છે, જ્યારે વૈદિકી અને ગાથા-અવેસ્તામાં પરસ્મૈપદમાં છે, પણ આત્મનેપદમાં 'इ' રૂપ ત્યાં કોઈ અને કોઈ રીતે આવી રહ્યું છે.[૪] ગાથા-અવેસ્તામાં मना રૂપમાં; પણ ત્યાં ओइ રૂપ પણ વિકલ્પે મળે છે, જે વૈદિકીમાં નથી જ મળતું. અકારાંત અંગનાં રૂપો માટે मि પૂર્વે आ થવાનું વૈદિકી તેમજ ગાથા-અવેસ્તાની ભાષામાં સામાન્ય છે. પાલિ પ્રાકૃતોમાં આ જ પ્રકાર વ્યાપક હતો, પણ પ્રાકૃતોમાં आનું अ થવાનું વલણ શરૂ થઈ ચૂકયું હતું: એમ करामि અને करमि બંને પ્રચારમાં હતાં.[૫] આકારની अ થવાની પ્રક્રિયાએ જ करमिના

૪. જેક્સન: Avesta Gram.: પૃ. ૧૨૯

૫. પિશલે પ્રાકૃત પિંગલ સૂત્રોમાંનું मणमि રૂપ નોંધ્યું છે: પૃ. ૩૨૨. ત્યાં જ जाणमि

મ્નો ઘૅ઼ થયા પછી સંપ્રસારણથી અપ. करउं રૂપ આવ્યું છે. બલાત્મક સ્વરભારની પ્રક્રિયાએ करामिનું करमि કરી સ્વરભાર છેલ્લી શ્રુતિ તરફ મૂકયો, અને પરિણામે અપભ્રંશ અને મધ્ય. ગુજ.ના करउंમાંથી करूं રૂપ દીર્ઘાંત મળ્યું–જે આજે ઉચ્ચારણલાઘવથી હ્રસ્વાંત બન્યું છે–છતાં અસ્વરિત ધાતુ–અંગને લાગતાં પોતામાં પ્રાથમિક સ્વરભાર તો સ્વરિત ધાતુ–અંગને લાગતાં દ્વૈતીયિક કે તાર્તીયિક જે પ્રમાણે હોય તે પ્રમાણે પોતામાં સ્વરભાર સાચવી રાખે છે. અપવાદે માત્ર આ-ઈ-ઊ-ઓ અંતમાં છે તેવાં ધાતુ–અંગોને લાગતું उं સ્વરભાર ગુમાવી લઘુપ્રયત્ન બની પૂર્વ સ્વરની સાથે સંધિસ્વરાત્મક દશામાં વિલીન થઈ જાય છે; જેમકે जाउं पीउं सूउं जोउं વગેરે.

અહીં એક વસ્તુ અવશ્ય નોંધવી જોઇયે કે સુરતી ભાષામાં તેમજ સૌરાષ્ટ્રની મેરની બોલીમાં પહેલા પુરુષ એકવચનમાં करां એમ 'आं'વાળું રૂપ છે. આ રૂપ પ્રાકૃત करामि દ્વારા, म्नी वूँ અને સંપ્રસારણની પ્રક્રિયાને વશ ન થતાં, म्नो માત્ર સાનુનાસિક ઉચ્ચાર જ અવશિષ્ટ રહેતાં–નાન્યતર જાતિના રૂપમાં आनिनो आइं થઈ घर-घरां જેમ, *कराइं મધ્યવર્તી રૂપ ઉચ્ચરિત થઈ करांમાં પરિણત થયું છે. મધ્યવર્તી *कराइं રૂપ કયાંય પણ પ્રયુક્ત નથી થયું, પરંતુ મારવાડીમાં પણ એનો વિકાસ જોવા મળે છે: मूं करां એ રૂપ જુઓ.

<u>૨ જો પુરુષ એકવચન</u>

<u>करे</u>–'करुं'ની જેમ જ પ્રત્યય સ્વરભારને પોતામાં લાવી રહે છે. બાકી છેક ભારત–યુરોપીય ભાષાભૂમિકામાં પણ આ સબળ પ્રત્યય હોઈ પોતામાં સ્વરભાર સાચવતો નથી. 'सि' પ્રત્યય સામાન્ય હતો; જોકે ગાથા–અવેસ્તામાં सि નો हि થઈ ચૂકયો હતો;[૬] અવેસ્તાનો हि આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના ભારત–યુરોપીય धिनो વેદમાં धि સાથોસાથ પ્રયુક્ત થયેલા એના જ પ્રાકૃત વિકાર हि સાથે જ हि થયો છે તે છે કે सिनो જ हि થયો છે એ કહેવું જરૂર મુશ્કેલ છે. બાકી લૅટિન–ગ્રીકે પણ, હોમર જેવાના અપવાદે, सि ગુમાવ્યો જ છે. માત્ર લિથુઆનિયન ભાષામાં એ આ જ સુધી પડયો છે. પાલિ પ્રાકૃતોમાં सि હતો, પ્રાકૃતોમાં हि પણ થવા લાગ્યો હતો, પણ અપભ્રંશ ભૂમિકામાં તો એ हिના જ

---

लिहमि सहमि हसमि कड्ढमि पावमि मामभि રૂપ નોંધ્યાં છે, તેમાં कड्ढमि અપભ્રંશમાં વ્યક્ત થયેલું છે (સિ. હૈ. ૮–૪–૩૮૫) એમ પિશલ કહે છે. એ વૈકલ્પિક રૂપ, બાકી, कड्ढामिના રૂપમાં નોંધાયેલું છે (વૈદ્ય : પૃ. ૧૫૮).

૬. જૅક્સન : પૃ. ૧૪૨

રૂપમાં મળે છે.[૭] દંત્ય અઘોષ स્નો-હું સમજું છું કે-કંઠ્ય અઘોષ स् થયા બાદ કંઠ્ય ઘોષ ह् થયો છે, જે મધ્ય. ગુજ.માં નષ્ટ થતાં માત્ર इના રૂપમાં જ રહ્યો-જેણે करइमांથી અંતે સ્વરભારવાળું-અર્ધવિવૃત एકારથી करे રૂપ આપ્યું.[૮]

વિભિન્ન પ્રાંતીયતા લેખે બીજા પુરુષ એકવચનમાં करं રૂપ નોંધવું જોઈયે.[૯] ઝાલાવાડ, ઉત્તર ગુજરાત, અને મધ્ય ગુજરાતની બોલીઓમાં બીજા પુરુષ એકવચનમાં करं વગેરે ઉંવાળાં રૂપ પ્રયુક્ત થાય છે. જોકે સુરતી બોલીમાં, તેમજ સૌરાષ્ટ્રના બાકીના ભાગમાં छ સાથે વપરાતાં करे छे વગેરે રૂપ कर छ એમાં 'र'માંના 'अ' ઉપર સ્વરભાર સાથે વ્યાપક છે. સ્વ. પ્રો. બળવંતરાય ઠાકોરે કવિતામાં પણ આ પ્રયોગ કર્યો જ છે. જૂની ગુજરાતીમાં નરસિંહ મહેતા વગેરેની બોલીમાં करां छां વગેરે રૂપ મળે છે. આ करं અને करां-મને એમ લાગે છે કે-પહેલા પુરુષના રૂપના આભાસસામ્યે ઊભાં થયેલાં રૂપ છે.

<u>૩ જો પુરુષ એકવચન</u>

<u>करे</u>-ઉચ્ચારણની દૃષ્ટિએ બીજા પુરુષનું અને ત્રીજા પુરુષનું એકવચન એકસરખાં છે. ભારત-યુરોપીય પ્રાચીન ति પ્રત્યય ગ્રીક અને લિથુઆનિયનમાં સચવાઈ રહેલો છે.[૧૦] ગાથા-અવેસ્તામાં दन्ति તરીકે એ જોવામાં આવે છે, જ્યારે પાલિમાં અને અશોકની ધર્મલિપિમાં સચવાયેલો એ પ્રાકૃત ભૂમિકામાં લુપ્ત થાય છે. શૌરસેનીમાં હજી એ ઘોષ તરીકે जादि વગેરેમાં સચવાયો હતો-પણ મહારાષ્ટ્રી પ્રાકૃતમાં એ સદંતર ગયો. करइ રૂપ આજે બે હજાર વર્ષ જેટલું જૂનું છે.[૧૧] અપભ્રંશમાં જ નહિ, મધ્ય. ગુજરાતીમાં પણ એ હતું. જે એક બાજું करि

૭. અપભ્રંશમાં જ્યાં ક્યાંય પ્રયોજાયો છે ત્યાં પ્રાકૃત તત્સમ લેખે છે; સિ. હૈ. ૮-૪-૩૮૩માં रुअहि ના વિકલ્પમાં रुअसि નોંધ્યું છે.

૮. ટેસ્સિટોરીએ બીજા પુરુષ એકવચનમાં મધ્ય. ગુજ.માં करइं જેવાં રૂપ નોંધ્યાં છે. એ ત્રીજા પુરુષ બહુવચનના આભાસસામ્યનો મને તો લેખકદોષ લાગે છે. જુઓ એમના ગ્રંથનો ખંડ ૧૧૭

૯. ડૉ. ટેસ્સિટોરીને હાથપ્રતોમાં પણ આવાં રૂપ મળ્યાં છે. જુઓ ખંડ ૧૧૭ મો. સાથોસાથ तारउँ छँ જેવાં રૂપ પણ મળ્યાં છે. करां જેવા રૂપમાં આ तारउँનું સામ્ય સ્પષ્ટ છે. એમણે નોંધેલાં રૂપ देसँ छँ, यइसउँ छउँ, नीगमउँ छउँ વગેરે. સંતવિલાસમાં પણ करँ मसँ જેવાં રૂપ છે જ.

૧૦, રાઈટ : પૃ. ૩૫૩

૧૧. આ રૂપમાં પણ સાનુનાસિકતા મધ્ય. ગુજ.માં મળે છે. જુઓ ટેસ્સિટોરી ખંડ ૧૧૧ મો. પણ મને આ બહુવચનના અભાસસામ્યે થયેલો લિપિ-દોષ લાગે છે.

અને બીજી બાજુ करे તરીકે મધ્ય. ગુજ. દ્વારા આજે અંતે સ્વરભાર અને હ્રસ્વવિવૃત ए સાથે આવી મળ્યું છે. સાબરકાંઠામાં અને ઉત્તર ગુજરાતમાં હજી करि રૂપ પ્રયુક્ત થાય છે. સૌરાષ્ટ્રમાં બીજા પુરુષ એકવચનમાં कर छ થતું હતું, પણ ત્યાં ત્રીજા પુરુષ–એકવચને करे छ જ રહે છે. 'छ' પ્રકૃતિનાં રૂપાખ્યાન વિશે યથાસ્થાને ચર્ચા આવશે તેથી અહીં એના રૂપલાઘવની ચર્ચા નથી કરી.

મારવાડી–મેવાડી–માળવી–જેપુરી અને વ્રજ–હિંદીમાં करै–करे રૂપમાં સર્વત્ર અંત્ય एકાર વિવૃત રૂપમાં જ ઉચ્ચરિત થાય છે, લેખનમાં ભલે ભેદ બતાવવામાં આવતો હોય.

## ૧ લો પુરુષ બહુવચન

<u>करिये</u> પ્રાથમિક સ્વરભાર આદિ શ્રુતિમાં, દ્વૈતીયિક સ્વરભાર અંત્ય एકાર ઉપર; વચ્ચેનો इ હ્રસ્વતા ગુમાવી લઘુપ્રયત્ન થઈ ચૂકયો છે. આજે લેખનમાં करीए એમ સ્વીકારવામાં આવે છે એ કેવળ ભ્રામક છે. एમાં લઘુપ્રયત્ન यશ્રુતિ નિરપવાદ સર્વત્ર સ્પષ્ટ છે હિંદીમાં પણ આ રૂપમાં આ જ ઉચ્ચારણ છે.[૧૨]

આ રૂપનો ઇતિહાસ આશ્ચર્ય કરાવે એવો છે. આજે કર્તરિ અર્થમાં વપરાતું પહેલા પુરુષ બહુવચનના રૂપ તરીકે સ્વીકારાયેલું આ રૂપ તો ત્રીજા પુરુષ એકવચનનું કર્મણિ–ભાવે રૂપ હતું. મધ્ય. ગુજ.માં એની करीइ એ સ્થિતિમાં એનો દ્વિવિધ પ્રયોગ હતો; ને અપભ્રંશ ભૂમિકામાં તો करिज्जइમાં માત્ર કર્મણિ અર્થ જ હતો. સંસ્કૃત કર્મણિના य પ્રત્યયનું સ્વરભક્તિ દ્વારા इय અને પછી માત્રામાનના સિદ્ધાંત (Law of Mora) પ્રમાણે इज्ज થયે પ્રાકૃત ભૂમિકામાં करिज्जइ જેવાં રૂપ જ વ્યાપક હતાં. इज्ज અંશ લાવવા પિશલે ईय સૂચવ્યો છે તે મને તો માત્રામાન–સિદ્ધાંતનું જ પરિણામ સમજાય છે. એ ખરું કે હ્રસ્વ इકારાંત અને आકારાંત ધાતુઓનાં રૂપ કરતાં કર્મણિના य પહેલાં દીર્ઘ ई થતો, जीयते–पीयते–स्थीयते વગેરેના રૂપમાં; એટલે આના આભાસસામ્યનો વિચાર કરિયે તો ईय–इज्ज લાવવામાં પણ બાધ નથી. બેઉ પરિસ્થિતિમાં માત્રામાન–સિદ્ધાંત નિયામક છે એ વસ્તુ સમજાય એવી છે. પાલિમાં ईय અને इय બંનેની પ્રક્રિયા નોંધાયેલી છે, જ્યાં घीयति અને आदियत्ति બેઉ પ્રકારનાં રૂપ મળે

૧૨. સૌરાષ્ટ્રમાં છેલ્લા एકારમાં સાનુનાસિકતા છે. મધ્ય. ગુજ.માં करीइ–करीइ એવો વિકલ્પ હતો જ — એ પ્રાંતિક લેખે સૌરાષ્ટ્રમાં સાનુનાસિકતાથી તો અન્યત્ર નિરનુનાસિકતાથી છે. સૌરાષ્ટ્રમાં — આમ છતાં પશ્ચિમ વિભાગમાં — ખાસ કરી બરડા–પંથકમાં સાનુનાસિકતા નથી એ ખાસ નોંધપાત્ર વસ્તુ છે : 'चालो, खाये' (=ચાલો, ખાઇયે) એવી લાક્ષણિકતા લક્ષ્યમાં લેવા જેવી છે મધ્ય સૌરાષ્ટ્રમાં एકારનાં હ્રસ્વ इકારમાં ઉચ્ચારણ વ્યાપક છે : करियि જેમ.

છે;[13] પણ ત્યાં पहियति (< સં. प्रहीयते) રૂપ इय्यથી પણ મળે છે. અપભ્રંશમાં 'इज्ज'વાળું રૂપ જ વ્યાપક હતું, પણ સં. ૧૨૪૧ના "ભરતેશ્વર બાહુબલિરાસ"માં करीजइ-कीजइ-मेटीजइ-सुणीजइ સાથોસાથ सेवीइ રૂપ પણ પ્રયોજાયું છે; એટલે करिज्जइમાંથી करीजइ >*करिजइ >*करिअइ >करीइ આ જાતની રૂપપ્રક્રિયા આવી રહી હતી જ.

જ્યાં जનો લોપ નથી થયો તેવાં करीजे दीजे लीजे વગેરે રૂપ આજ દિવસ સુધી ઉત્તર ગુજરાતમાં, હિંદી लीजिये-दीजिये-आइये-जाइयेની જેમ, કર્મણિ રચનામાં જ પ્રયુક્ત થાય છે. આજે પણ ઉત્તર ગુજરાતમાં पीजिये लीजिये રૂપ આ રીતે જ પ્રયોજાય છે.

પણ સામાન્ય રૂપોમાં મધ્ય. ગુજ.માંથી જ કર્તરિ-કર્મણિ બંને ભાવ શરૂ થયા હતા. આમ છતાં પ્રા करामु-करमु દ્વારા મળેલું[14] અપભ્રંશમાં-करहुं > મધ્ય. ગુજ. करउं-करूं એ સ્વાભાવિક-પહેલા પુરુષ બહુવચનનું રૂપ છેક પ્રેમાનંદના સમય સુધી 'अम्यो करूं' ના રૂપમાં વપરાયેલું છે જ. અર્વાચીન ગુજરાતીમાં ઉત્તરોત્તર એ 'करूं' રૂપ ઘસાઈ ગયું અને करियेજ વ્યાપક થઈ ચૂક્યું.

અર્થસંક્રમણ કેવી રીતે થયું હશે એ નીચેની રીતે સ્પષ્ટ થશે : अस्माभिः क्रियते >અપ अम्हेहिं करिज्जइ> મધ્ય. ગુજ. अम्हइं करीइ > अमे करिये. અપભ્રંશમાં પહેલી વિભક્તિમાં अम्हे-अम्हइं અને ત્રીજી વિભક્તિમાં अम्हेहिं રૂપ હતાં-મધ્ય. ગુજ.માં अम्हेहिंનું अम्हइं થઈ ચૂક્યું હતું-આ સામ્યે આ પ્રયોગ કર્મણિ-ભાવેમાંથી કર્તરિમાં પલટો ખાઈ ગયો સમજાય છે.

<u>૨ જો પુરુષ બહુવચન</u>

<u>करो</u>-[સ્વરભાર અંત્ય અર્ધવિવૃત ओ ઉપર]-પ્રત્યયમાં મૂળમાં સ્વરભાર નહોતો તે અપભ્રંશ દ્વારા આવી રહ્યો છે. ભારત-યુરોપીય મૂળ ભાષામાં પ્રત્યય હતો-સંસ્કૃતમાં थ અને त તરીકે યથાસ્થાન આવ્યો; યુરોપમાં ते તરીકે જ વિકસ્યો; છતાં ગાથા-અવેસ્તામાં તો સર્વત્ર थ હતો; સંસ્કૃતમાં જેમ બીજા કાળોમાં ને અર્થોમાં 'त' થયો તેવો त ગાથા-અવેસ્તામાં પણ પ્રાચીન ભૂત

૧૩. ગાઈગર : પૃ. ૨૦૪-૫

૧૪. અપભ્રંશમાં करमुમાંથી करहुंની શકયતા જરા વિચારમાં નાખી દે એમ છે. સમાધાન માત્ર એટલું જ છે કે એકવચનના करउ રૂપથી જુદું પાડવા એમાં 'ह्'નો પ્રક્ષેપ થયો છે આત્મનેપદના महे જેવા રૂપમાંથી આ ह्ने જેવાની કોઈ જરૂર નથી.

ડૉ. ટેસ્સિટોરીએ 'વસંતવિલાસ'માંના करां પ્રકારના રૂપ વિશે પણ નોંધ કરી છે : જુઓ ખંડ ૧૧૭.

વગેરેમાં થયો હતો, આજ્ઞાર્થમાં નહિ.[15] પાલિમાં અને અશોકની ધર્મલિપિમાં વર્તમાનકાળમાં થ જ હતો, પણ પ્રાકૃતોમાં પછી દ્વિશ્રુતિમધ્યગત વર્ગીયતા જતાં ह પ્રયુક્ત થતો હતો; જેમકે करह. અપભ્રંશની લાક્ષણિકતા પ્રમાણે છેલ્લા અનો उ થયે અપભ્રંશમાં करहु રૂપ પ્રયુક્ત થયું. અને મધ્ય. ગુજ.ના करउ દ્વારા આપણું करो રૂપ આવી રહ્યું છે.

<u>૩ જો પુરુષ બહુવચન</u>

<u>કરે</u>–ઉચ્ચારણ સ્વરભાર વગેરે એકવચનના રૂપ જેવાં જ છે. વિકાસની દૃષ્ટિએ મધ્ય. ગુજ.માં એકવચનમાં करइ અને બહુવચનમાં करइं રૂપ હતું. વ્રજ–હિંદીમાં આજે પણ એકવચન અને બહુવચન વચ્ચે એ જ ભેદ છે : वह करे, પણ वे करें. એકવચનમાં તો અપભ્રંશમાં પ્રાકૃત करइ રૂપ જ પ્રયોજાતું હતું, પણ બહુવચનમાં करहिं રૂપ હતું. આ. હેમચંદ્રે करहिं અને પ્રા. करन्ति એમ વિકલ્પ લેયો છે.[16] આપણે 'अन्ति' પ્રત્યય તો શુમાવ્યો; પરંતુ हिं પ્રત્યય કેવી રીતે આવ્યો એનું સમાધાન મેળવી શકતા નથી. પહેલા પુરુષ એકવચનમાં करउं રૂપ હતું તેનાથી ભેદ બતાવવા અપભ્રંશમાં करहुं રૂપ બહુવચનમાં હતું; તેમ ૩ જા પુરુષમાં પણ થયું હોય; તો करइ અને करहिं વચ્ચેના ભેદનો ખુલાસો મળી રહે. મહાપ્રાણતા જતાં करइं થયું.[17] ગુજરાતી વિકાસમાં પછી સાનુનાસિક ઉચ્ચારણ સદાને માટે લુપ્ત થઈ ગયુ

<u>'छ' ધાત્વંગ</u>

અર્વાચીન ગુજરાતીને મળેલાં વર્તમાનકાળનાં રૂપ સંપૂર્ણ પ્રયોગમાં 'छ' ધાત્વંગનાં રૂપાખ્યાનની અપેક્ષા રાખે છે; જેમકે

| | | |
|---|---|---|
| ૧ | (हुं) करुं छुं | (अमे) करिये छिये |
| ૨ | (तुं) करे छे [करुं छुं] | (तमे) करो छो |
| ૩ | (ते) करे छे | (तेओ) करे छे |

---

૧૫ જેકસન : પૃ ૧૪૪ વગેરે

૧૬. સિ હે ૮–૪–૩૮૨ ત્યાં घरहिं करहिं सहहिं અને खेहन्ति રૂપ એમણે આપ્યાં છે મધ્ય.ગુજ.માં પણ 'अन्ति' વાળાં પ્રાકૃત તત્સમરૂપે પ્રયોજાયેલાં છે જુઓ ડૉ. ટેસ્સિટોરી • ખંડ ૧૧૭ મો. વ્રજ–હિંદી વગેરેમાં તો બહુવચનમાં સાનુનાસિકતા છે : करें, એથી જ जायँ વગેરેમાં પણ

૧૭. મધ્ય.ગુજ માં એકવચનમાં પણ करइं એમ સાનુનાસિકતા લખાતી, પણ એ લેખનદોષ હોય એમ જણાય છે.

મધ્ય. ગુજ.નાં ખાસ લક્ષણોમાં આ 'છ'નો વર્તમાનકાળનાં રૂપો સાથે પ્રયોગ પણ ગુજરાતીની વિશિષ્ટ લાક્ષણિકતા તરીકે સ્વીકારાયેલ છે.[૧૮]

'છ' ધાત્વંગનો વિકાસ મધ્ય. ગુજ.ના છઇ< અપ. अच्छइ< પાલિ अच्छतिમાં છે: સંસ્કૃતમાં આને મળતું રૂપ તો ऋ ધાતુનું ऋच्छति-'એ જાય છે' છે. પણ ऋ ધાતુ તો ગતિવાચક છે, જ્યારે પાલિમાં अच्छतिનો અર્થ 'બેસે છે' 'રહે છે' એવો છે.[૧૯] પાલિમાં 'अस्' (૨ જો ગણ) ધાતુનાં રૂપ વર્તમાનકાળે તેવાં જ ગણકાર્યસહિત કાળ ને અર્થમાં થાય છે: તો આત્મનેપદી आस्-'બેસવું'-(૨ જો ગણ)નાં રૂપ આત્મનેપદી તરીકે પણ મળે છે.[૨૦] आसति જેવું વર્તમાનકાળનું પરસ્મૈપદી લાક્ષણિકતા ધરાવતું રૂપ પણ નોંધાયું છે.[૨૧] ડૉ. ટેસ્સિટોરીએ अच्छ-અંગના મૂળમાં ऋच्छ-ધાત્વંગ લીધું છે,×× જેમાં એમણે ડૉ. પિશલનું અનુસરણ કર્યું છે.[૨૨] ડૉ. પિશલે इष् गम् यम्નાં પ્રાકૃત રૂપ इच्छइ गच्छइ जच्छइની ચર્ચા સાથે अच्छइની પણ ચર્ચા આપી છે; જુદા જુદા વિદ્વાનોનો મત નોંધતાં आस् अस् અને ऋ ધાતુ પણ નોંધ્યા છે. ચાઈલ્ડર્સ અને પિશલનું વલણ आस् ધાતુ તરફ, કુહ્ન અને જોહન્સનું अस्નાં ભવિષ્યકાળના *अस्स्यति સંભવિત રૂપ તરફ, અને ત્યાં સ્વતંત્ર ऋच्छ-અંગ ऋનું થાય એ પણ બતાવાયું છે.

च्छના મૂળમાં स्क ભારત-યુરોપીય મૂળમાં હોવાની સંભાવના છે. ડૉ. પિશલે च्छ વિકાર स्कનો હોવાનું નોંધી *आस्कदि રૂપની સંભાવના કરી છે; જ્યારે ડૉ. સુનીતિકુમાર ચેટરજી ભારત-યુરોપીય સંભવિત મૂળ *ऍस्स्कोति હોવાનું સૂચવે છે.[૨૩] આવા કોઈ *स्क ઉપરથી च्छ વિકરણ સંસ્કૃતમાં બચી ગયેલો-इच्छति गच्छति यच्छति ऋच्छतिમાં, તેવો પાલિમાં अच्छतिમાં પણ च्छ

૧૮. ડૉ. ટેસ્સિટોરીએ આવા પ્રયોગ નોંધ્યા છે : ખંડ ૧૧૮ મો

૧૯. ગાઇગર : પૃ. ૧૭૦

૨૦. એજન, પૃ. ૧૬૬

૨૧. એજન, પૃ ૧૧૭

×× ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૧૧૪ મો

૨૨. ડૉ. પિશલ ; પૃ. ૫૪ અને ૩૪૦

૨૩. ડૉ. ચેટરજી : પૃ. ૮૭૩ અને પૃ ૪૭૨

ડૉ. દવેએ પ્રો. ટર્નરને અનુસરી સંભવિત आक्षेति બતાવ્યું છે. જુઓ પૃ. ૧૩૮.

ગ્રીક અને લેટિનમાં स्क વિકરણવાળાં રૂપોની જર્મનિક અને સંસ્કૃત ભાષાઓની તુલનાએ વિપુલતા હતી; જુઓ રાઈટ : પૃ. ૨૮૯. पृच्छति રૂપ પણ આ જ પ્રકારનું ત્યાં અપાયું છે. એકવચનમાં આદિમ ભારત-યુરોપીય ભૂમિકામાં स्के અને બહુવ.માં स्को પ્રત્યયાંગ બનતું હતું.

છે. આમાં ऋ સાથે કોઈ સંબંધ નથી જણાતો. પસંદગી आस् અને अस् વચ્ચે જ છે, કેમકે બંને ધાતુનાં સ્વતંત્ર રૂપ પણ પાલિમાં વપરાયેલાં છે. 'બેસવા'નો અર્થ પણ હોઈ ગાઇગર 'आस्' ધાતુમાં મૂળ જુએ છે; ચાઇલ્ડર્સ અને પિશલ પણ એ બાજુ પહેલેથી જ ઢળેલા છે. વસ્તુસ્થિતિએ જૂનામાં જૂનો ધાતુ अस् છે–અને એમાંથી વિકસિત થયેલો દ્વૈતીયિક ધાતુ आस् છે. આત્મનેપદી ધાતુઓ સામાન્ય રીતે અનુદાત્ત હોઈ સાંગીતિક સ્વરભાર પ્રત્યયો ઉપર જ રહેતો, એને બદલે દીર્ઘાદિ–સ્વરાદિ ધાતુઓની જેમ आस् ધાતુમાં પરસ્મૈપદી ધાતુઓની માફક સ્વરભાર ધાતુમાં રહેલો છે; अस् અને आस्નો તેથી જનક–જન્ય ભાવ હોય તો સ્વરભારની એકરૂપતાને કારણે અસંભવિત નહિ હોય. ભારત–યુરોપીય મૂળ રૂપ *eskoti-*वॅस्कोति સૂચવાયું છે. अस्तिનું પણ એવું રૂપ *वस्ति છે. *वस्ति વિકરણ રહિત અને *वस्कोति વિકરણવાળું. આણે વૈદિક अस्ति અને પાલિ अच्छति રૂપ પરંપરાએ આપ્યાં. આમ મૂળ अस् ધાતુનાં જ આ વિભિન્ન બે રૂપ હોય એમ મને લાગે છે. પ્રાકૃતમાં अच्छ અંગ 'आस्' ધાતુના અર્થમાં વ્યાપક જણાય છે. આ. હેમચંદ્રની સામે એ જ અર્થ હોય એમ गमिष्यमासां छः (સિ. હે. ૮–૪–૨૧૫) એ સૂત્રમાં गम् इष् यम् અને आस्ને થતા छ મધ્યગના સૂત્રનથી સમઝાય છે. અપભ્રંશમાં 'હોવું' અને 'બેસવું' બેઉ અર્થ જણાય છે; જેમકે "जं अच्छइ तं माणिअइ (સિ. હે. ૮–૪–૩૮૮)–જે છે તેને સ્વીકારવું" અને—

> जामहिं विसमी कज्जगई जीवहं मज्झे एक ।
> तामहिं अच्छउ इयरु जणु, सु-अणु वि अन्तरु देइ ॥
> (૪૦૬)

'જ્યારે જીવોને વિશે વિષય કાર્યગતિ આવે છે, ત્યારે બીજા જણની વાત બાજુએ રહે, સુજન પણ છેટો કાઢે છે.'

પહેલા ઉદાહરણમાં अस्નો અર્થ અને બીજામાં 'आस्'નો અર્થ સ્પષ્ટ છે.

"ભરતેશ્વરબાહુબલિ રાસ"માં અને ઉત્તરોત્તર પછી તો 'अस्' ધાતુનો જ અર્થ अछइ–छइ વગેરે રૂપોમાં છે. મરાઠીમાં आहे અને બંગાળી आछे, તો મારવાડી–વ્રજ–હિંદીમાં है માં 'अस्'–નો જ વંશ છે.

મધ્ય. ગુજ.માં વપરાયેલાં રૂપ તો छउं छइ જ છે. બેશક छउंतुं छूं અને छुं રૂપ તો छइનું छइं અને વિકસિત छि રૂપ પણ ઉત્તરોત્તર પ્રયોજાયાં છે. छइँ પણ ક્વચિત્ પ્રયોજાયેલ છે–બીજા પુરુષ એકવચનમાં.[24] छिये અને छो

૨૪. ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૧૧૮

મૂળ રૂપ જોવામાં આવ્યાં નથી; એ બીજાં અકારાંત ધાત્વંગોના આભાસસામ્યે આવ્યાં છે.

પ્રાંતિક લેખે સુરતી બોલીમાં વ્યાંપક છઇયે રૂપ નોંધવું જોઇયે. એ જઇયે થઇયેની જેમ અલગ પણ મળે છે. છિયેમાં સ્વરભાર છેલ્લી શ્રુતિમાં છે, જ્યારે આ રૂપોમાં આદિ શ્રુતિ ઉપર રહી ૧લી-૨જી શ્રુતિ સંધિસ્વરના રૂપમાં ઉચ્ચરિત થાય છે : છૈયે વગેરે.

જેમ આ રૂપો સહાયકારક તરીકે પ્રયોજાય છે તેમ સ્વતંત્ર "હોવું" અર્થમાં પણ પ્રયોજાય છે જ.

આ ધાત્વંગને બીજાં કોઈ પણ રૂપ નથી; માત્ર વર્તમાન કૃદંતનું છતું રૂપ 'ખુલ્લું પડેલું' એ અર્થમાં અને વિરોધવાચક ઉભયાન્વયીના રૂપમાં 'છતાં'-'છત્તાં' તરીકે એમ વપરાય છે. ભૂતકાળે અને ભવિષ્યકાળે તેમજ આજ્ઞાર્થમાં આને બદલે ભૂ ધાતુમાંથી વિકસેલા 'હો' ધાત્વંગનાં અન્યાન્ય રૂપ પ્રયોજાય છે. મિશ્રકાળોની રચના કરવામાં પણ એ કાળોમાં-તેમજ સંશયાર્થે વર્તમાનકાળમાં પણ 'હો' ધાત્વંગ જ પ્રયોજાય છે.

'છત' નારીજાતિનો લઘુપ્રયત્ન ય-અવાળો શબ્દ 'છ' ધાત્વંગમાંથી પ્રાપ્ત થયેલો છે.

## વર્તમાનકાળનાં કેટલાંક અનિયમિત રૂપ

ઉપર અકારાંત અંગે ઊતરી આવેલા ધાત્વંગનાં જે રીતે વર્તમાનકાળે રૂપ સધાય છે તે બતાવવામાં આવ્યું. અહીં અકારાંત નથી તેવાં ધાત્વંગ જોઈ જઇયે :

### जा

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | जाउं | जैये-जइये |
| ૨ | जाय-जाउं | जाओ-जाव |
| ૩ | जाय | जाय |

जैये સિવાય બાકીનાં બધાં રૂપોમાં સ્વરભાર માત્ર આદિશ્રુતિ ઉપર છે એ આ જાતનાં રૂપાખ્યાનોની વિશેષતા છે. जाउंમાં અનુનાસિકતા ઉંમાં આપણે લેખનમાં બતાવિયે છિયે, પણ ઉચ્ચારણ સંધિસ્વરાત્મક હોઈ સંપૂર્ણ સ્વર જ સાનુનાસિક ઉચ્ચરિત થાય છે. લેખનમાં પ્રયોજાતું जईए રૂપ ક્યાંય પણ કદી ઉચ્ચરિત થતું નથી. સ્વરભારની દૃષ્ટિએ जई-=जै-રૂપે સંધિસ્વરાત્મક છે અને इने કારણે एमां લઘુપ્રયત્ન यश्रुति છે. આ રૂપનું સૌરાષ્ટ્રનું પ્રાંતીય ઉચ્ચારણ जाइयें છે. जा था

એ આકારાંત ધાત્વંગોમાં સૌરાષ્ટ્ર જવું-જાવું થવું થાવુંમાંનાં પાછલાં રૂપ જ સ્વીકારે છે.

गा मा समा વગેરે આકારાંત ધાત્વંગોનાં તો गाइये माइये समाइये એવાં રૂપ છે, જેમાં आइ સંધિસ્વરાત્મક ઉચ્ચરિત થાય છે.

૨ જો પુરુષ એકવચન-૩ જો પુરુષ-એકવચન-બહુવચન આ ત્રણેનું जाय રૂપ અનુક્રમે સં. यासि - અપ. जाहि >મધ્ય. ગુજ. जाइ, સં. याति >પ્રા. અપ. जायइ-जाइ >મધ્ય. ગુજ. जाइ; સં. यान्ति >અપ. जाहिं >મધ્ય. ગુજ. जाइं-जाइ દ્વારા એક જ સ્વરૂપનું ઊતરી આવ્યું છે: थाय. એ જ પ્રમાણે थाय, माय, समाय. આ પૂર્વે બતાવવામાં આવેલાં અનેક આકારાંત અંગનાં ધાત્વંગોનાં રૂપ પણ આ જ રીતે ઊતરી આવ્યાં છે.

૨ જા પુરુષનાં રૂપ સં. याथ >અપ. जाहु >મધ્ય ગુજ. जाउ દ્વારા उનો ओ થવા છતાં ओ હ્રસ્વ જ નહિ પણ લઘુપ્રયત્ન-ને आओ સંધિસ્વરાત્મક, તેથી જ સંપ્રસારણવાળાં जाव-थाव-गाव-समाव જેવાં રૂપ પણ લોકમાં ઉચ્ચરિત થાય છે. સુરતી બોલીમાં અને સૌરાષ્ટ્રમાં લઘુપ્રયત્ન અકારમાં લઘુપ્રયત્ન યશ્રુતિ સ્પષ્ટ ઉચ્ચરિત થાય છે.

વચલા ગાળામાં जाये-जाए વગેરે રૂપ લેખનમાં પ્રયોજાતાં હતાં તેની સાથે આ जाओ વગેરે રૂપ સરખાવવાથી બંને વચ્ચેના સામ્યનો સાચો ખ્યાલ આવતાં जाय-जाव વગેરે રૂપોની ઉચ્ચારણ-સ્વાભાવિકતા સ્પષ્ટ થશે [૨૫]

આ આકારાંત ધાત્વંગોનાં રૂપો સાથે ઓકારાંત ધાત્વંગોનાં રૂપોનુ સામ્ય છે-એટલે અહીં જ એઓને જોઇ લઇયે:

હો

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | होउं | होइये |
| ૨ | होय-होउं | हो-होव |
| ૩ | होय | होय |

છેક પાલિમાં भू ધાતુનું भो અંગ વ્યાપક હતું જે भव् અંગ સાથોસાથ

૨૫. नाह चाह साहनां રૂપ 'જોડણીકોશ' પ્રમાણે नहाय પણ चाहे-साहे આટલા ભેદ સિવાય સરખાં છે. नाहवानुं-नावानु આટલો માત્ર ભેદ બીજો છે. આ બધા રૂપોમાં જ્યાં મહાપ્રાણ ઉચ્ચારણ છે તે સ્વરમાં છે, તેથી ઉચ્ચારણની દૃષ્ટિએ તો આકારાંત ધાત્વંગોની જેવી જ સ્થિતિ છે જોડણીમાં કેવળ અસ્વાભાવિક રૂપ જ સ્વીકારવામાં આવ્યાં છે-જે કદી એ સ્વરૂપમાં ઉચ્ચરિત થતાં નથી.

પ્રાકૃતીકરણ પામી होमि-होम-होसि-होथ-होति-होन्ति રૂપ[२६] પણ પ્રયોજાતાં હતાં. શૌરસેની होदि વગેરે દ્વારા પ્રાકૃતમાં થઈ છેક મધ્ય. ગુ. સુધી होइ રૂપ પ્રચલિત હતું, જ્યાં हुइ વિકલ્પ પણ હતો. બીજાં ક્રમિક વિકાસ સાધતાં આવી રહ્યાં હતાં જે અર્વાચીન ગુજ. માં ઉપર મુજબ વ્યાપક થયાં. આમાં બીજા પુરુષના એકવચનમાં મધ્ય. ગુ.માં होउ રૂપ હતું; પરંતુ ગુજ.માં ओ ન થતાં કાં લોપ થયો યા તો उनुं સંપ્રસારણ થઈ લઘુપ્રયત્ન વશ્રુતિ લઘુપ્રયત્ન अમાં આવી રહી.

હોયને સ્થાને વચગાળામાં होये-होप રૂપ પ્રયોજાયાં છે તેમાં અંત્ય અસ્વરિત હ્રસ્વતા જ હતી.

'हा' કહેવાને માટે होवे રૂપ તળગુજરાતમાં પ્રયોજાય છે તો સૌરાષ્ટ્રમાં होव પણ પ્રયોજાય છે–આને हो ધાત્વંગ સાથે કશો સંબંધ નથી.

'सो' 'સોણું' અર્થનું ધાત્વંગ हो પ્રમાણે રૂપ પામે છે; પણ जो धो लो सो रो આ ધાત્વંગનાં રૂપોમાં થોડી વિશેષતા છે; જેમકે

| | | |
|---|---|---|
| ૧ | जोउं | जोइये |
| ૨ | जुप-जोय-जो, जोउं | जुओ-जोव |
| ૩ | जुप-जोय | जुप-जोय |

સં. द्योतयति ઉપરથી जोपइ દ્વારા અપ. जोयइ >મધ્ય. ગુ. जोइ-जूइ આવાં રૂપ જાણવામાં આવ્યાં છે તેણે સૌરાષ્ટ્રનું जोय તો તળગુજરાતનું जुप રૂપ આપેલ છે. આ પાછલા ઉચ્ચારણમાં યશ્રુતિ છે. જૂની ગુજ.માં जूप રૂપ પણ હતું. जुओ-जोव એ બે રૂપ પણ અપ. जोहु >મધ્ય ગુજ. जूउ-जोउમાંથી નિષ્પન્ન થયેલ છે. જૂની ગુજ.માં जूओ-जूयो રૂપ પણ પ્રયોજાયેલ છે. जुओમાં પણ લઘુપ્રયત્ન વશ્રુતિ છે. અંત્ય प-ओ બેઉ સ્વરભારયુક્ત અને અર્ધવિવૃત છે, જ્યારે जोय-जोव રૂપમાં સ્વરભાર આદિશ્રુતિ ઉપર છે.

૨ જા પુરુષ એકવચનમાં સામાન્ય વાતચીતમાં 'तुं जो छ' ઉચ્ચારાય છે ત્યાં 'जो' રૂપ પ્રયોજાય છે. શિષ્ટોમાં એ વ્યાપક નથી.

આમાંના लो ધાત્વંગનું लोवुं-लूवुं એવાં બે સામાન્ય કૃદંત જાણીતાં છે; તો लोवुंમાં મહાપ્રાણ સ્વર પણ છે; તેથી જ लुहे-लुहो રૂપ લેખનમાં પ્રચલિત છે; ઉપરાંત लोवानु-लोहवातुं એવો વિકલ્પ રાખી, બાકી સર્વત્ર मोहवुंની જેમ રૂપાખ્યાન સાધવામાં આવે છે.

---

૨૧. ગાઇગર : પૃ. ૧૧૮

લોની જેમ જ વો ધાત્વંગનાં રૂપ સધાય છે, જ્યારે કોહનાં રૂપ મોહ જેવાં જ સ્વીકારાયાં છે; (એમાં સઘિત રૂપોમાં હશ્રુતિ નથી એ યથાપ્રસંગે કહેવાશે.)

ઈકારાંત ધાતુઓમાં પી અને વી અને ઊકારાંત ધાતુમાં સૂનાં વર્તમાન-કાળનાં રૂપ નીચે પ્રમાણે સ્વીકારવામાં આવ્યાં છે :

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | પીઉં વીઉં સૂઉં | પીએ વીએ સૂઈએ |
| ૨ | પીએ-પીઉં વીએ-વીઉં સૂએ-સૂઉં | પીઓ વીઓ સૂઓ |
| ૩ | પીએ વીએ સૂએ | પીએ વીએ સૂએ |

ઉચ્ચારણની દૃષ્ટિએ આ ધાત્વંગોમાં આદિસ્વરમાં ક્યાંય પણ દીર્ઘતા નથી; સ્વરો સંધિસ્વરાત્મક સ્થિતિમાં ઉચ્ચરિત થાય છે. પીએ-વીએ-સૂએનાં ઉચ્ચારણ પિયે-વિયે-સુવે એવાં યશ્રુતિ-વશ્રુતિવાળાં યથાસ્થાન છે; એટલું જ નહિ, આદિ શ્રુતિના इ અને उ પણ લઘુપ્રયત્ન અસ્વરિત ઉચ્ચરિત થાય છે. એ જ પ્રમાણે પિયો-વિયો-સુવો રૂપો પણ.

આમાંના વી ધાત્વંગમાં રહેલું મહાપ્રાણ ઉચ્ચારણ આજે ક્યાંય પણ લેખનમાં બતાવવામાં આવતું નથી. સં. विभेति > પ્રા. विहेइ > અપ. विहइ > મધ્ય. ગુજ. विहइ >वीहे દ્વારા વિયે રૂપ વિઃયે સ્વરૂપમાં છે.

સ્વ. નરસિંહરાવ જેને લઘુપ્રયત્ન હશ્રુતિ કહેતા, જે વસ્તુસ્થિતિએ ગુજ-રાતીમાં સ્વરાત્મક ઉચ્ચારણ જ છે-જેને કહેવું હોય તો "સ્વરાત્મક મહાપ્રાણ" કહેવું જોઈયે, તે બતાવવાનું ગુજરાતી ભાષાની જોડણીમાં કોઈ પણ પ્રામાણિક સાધન કે સંકેત નથી. સ્વ કવિ નર્મદાશંકરને સૌથી પ્રથમ જોડણીમાં આ ઉચ્ચારણ કેવી રીતે બતાવવું એની ચિંતા થયેલી. દયારામ સુધીના સમયમાં તો સ્વરમાંનું એ ઉચ્ચારણ બતાવવા हથી એ સ્વર જુદો જ સ્વતંત્ર લખવામાં આવતો— ઉચ્ચારણની દૃષ્ટિએ એ પૂર્વ સ્વરમાં જ હતું; જેમકે माहारुं तेहेनुं नाहाय; विहे જેવાંમાં हू જુદા સ્વરથી થતો; પણ केहे रेहे लेहे वेहेમાં પૂર્વવત્ સ્થિતિ હતી. આમાં સર્વત્ર માઃરું તેઃનું નાઃય કેઃ રેઃ લેઃ વેઃ જેવી જ સ્થિતિ છે. નર્મદાશંકરે સ્વર નીચે નુકતો સૂચવ્યો તો નવલરામ પંડ્યાએ વ્યંજનલોપચિહ્નની હિમાયત કરી; સ્વ. ગોવર્ધનરામે આગલો સ્વર કે વ્યંજન અડધો લખી ह જોડવાની તો સ્વ. નરસિંહરાવે સ્વર જ હોય તો हમાં ઉમેરીને, પણ વ્યંજન હોય તો વ્યંજન અડધો રાખી ह् જોડવાની ને સ્વર એમાં ઉમેરવાની, આવી પદ્ધતિઓ અપનાવેલી. મુદ્રણની મુશ્કેલીએ આ બધું અનુકૂળ ન પડવાથી જોડણીકોશે તો વ્યંજનમાં अ લખી જુદો મૂકી મૂળ સ્વરને ह् સહિત લખવાની, તો કેટલાકમાં સદંતર આ

ઉચ્ચારણ ન જ બતાવવાની વ્યવસ્થા કરી. અમે અમારું જેવામાં સર્વથા આ ઉચ્ચારણ ન બતાવવાની જ વ્યવસ્થા થઈ. સૌરાષ્ટ્રમાં અને સુરતી બોલીમાં મહાપ્રાણ તત્ત્વ નથી, બાકી બીજે છે જ, તેથી આ ઉચ્ચારણ વ્યક્ત કરવાનો સરળ માર્ગ–લેખનમાં તેમજ મુદ્રણમાં સ્વીકારતાં જરાયે મુશ્કેલી ન પડે તેવો–યોજવાની અનિવાર્યતા છે. આ માટે મારા તરફથી આ પૂર્વે વિસર્ગચિહ્નને અપનાવવાની હિમાયત કરવામાં આવી છે વિસર્ગનાં આ રીતે આપણે ત્યાં બે ઉચ્ચારણ આવશે : ૧ પૂર્ણ; જેવું કે દુઃખ, અંત:કરણ, નિઃસ્પૃહ, નિઃશંક જેવા ગણ્યાગાંઠયા સં. તત્સમ શબ્દોમાં જ; ૨. સ્વરાત્મક–ઉપર સૂચિત થયેલાં તદ્ભવ રૂપોમાં હ્શ્રુતિ–મહાપ્રાણ ઉચ્ચારણ રજૂ કરવાના પ્રતિનિધિ તરીકે; માઃરું તેઃનું કેઃ રેઃ વગેરે.

આની યથાર્થતા અને સ્વાભાવિકતા ભાષાતત્ત્વમાં રસ ધરાવતી વ્યક્તિ જ સમજી શકશે જોડણીમાં યશ્રુતિ અને હ્શ્રુતિની કાયમી મૂંઝવણ ટાળવાની આવશ્યકતા ઉપર વહેલામાં વહેલી તકે ધ્યાન દેવાની જરૂર છે

## નથી

સં. न+अस्ति=नास्ति > પ્રા. नत्थि > અપ नत्थिમાંથી અંતે સ્વરભારવાળું નથી રૂપ આપણે ત્યાં ત્રણે પુરુષનાં બધાં વચનોમાં વ્યાપક છે. સૌરાષ્ટ્રમાં જ્યાં એ શબ્દમાં સ્વરભાર સં.ને અનુસરી આદિ શ્રુતિ ઉપર જ છે અને તેથી 'જ નથ્ય એવું ઉચ્ચારણ ત્યાં વ્યાપક છે; પશ્ચિમ સૌરાષ્ટ્રમાં–ખાસ કરીને બરડા પથકમાં નેથ્ય ઉચ્ચારાય છે; તો તળગુજરાતમાં નહિ એવું શ્નો હ્ થયે–બેઉ સ્વર ઉપર સરખા ભારવાળું રૂપ ઉચ્ચરિત થાય છે.

अस्ति અને नास्तिનાં अत्थि અને नत्थि એ પ્રાકૃત રૂપો બધા પુરુષમાં પ્રાકૃતમાં પ્રયોજાતાં હતાં.[૨૭] એમાંના नत्थि 'દ્વારા નથી રૂપ ગુજરાતીમાં જ ઊતરી આવ્યું છે અને તદ્વત્ પ્રયુક્ત થાય છે નથી બીજા ક્રિયાપદને સહાય કરવા પ્રયોજાય છે ત્યારે વર્તમાનકૃદંત સાથે જ આવે છે : हुं करतो–ती–तुं नथी વગેરે. અંગ્રેજી પ્રકારનો પૂર્ણ ભૂતકાળ જ્યારે બતાવવાનો હોય છે ત્યારે ક્રિયાપદનું ભૂતકૃદંત પ્રયોજાય છે : में कर्युं नथी, हुं आव्यो नथी વગેરે.

અકારાંત અંગ, અને અકારાંત સિવાયનાં અંગ–આ બેઉ પ્રકારનાં વર્તમાનકાળનાં રૂપાખ્યાન પછી આપણે ત્યાં આજ્ઞાર્થનાં જે કાંઇ રૂપ આવ્યાં છે તે જોઇ જઈયે

---

૨૭. પિશલ : પૃ ૩૫૦; ડૉ ટેસિટોરી : ખડ ૧૧૫

## ૨. આજ્ઞાર્થ

સંસ્કૃતમાં આજ્ઞાર્થનાં ત્રણે પુરુષે રૂપાખ્યાન થતાં હતાં; અવેસ્તામાં ૨ જા–૩ જામાં થતાં; ગુજરાતીમાં બીજા પુરુષમાં જ મુખ્યત્વે રૂપાખ્યાન થાય છે. ત્રીજા પુરુષે રૂપાખ્યાન થાય છે, પણ એ વ્યાપક તો ન જ કહી શકાય. આ બેઉ પુરુષની રૂપરચના જોઈયે :

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૨ | करय | करो |
| ૩ | करो | करो |

બીજા પુરુષ એકવચનમાં અકારાંત ધાત્વંગનાં રૂપોમાં અંતે લઘુપ્રયત્ન અકારમાં લઘુપ્રયત્ન યશ્રુતિ વ્યાપક છે; પણ લેખનમાં એ બતાવવામાં નથી આવતી. જે ધાત્વંગો અકારાંત નથી તેઓમાં તો ધાત્વંગ જ આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચન તરીકે પ્રયુક્ત થાય છે : जा था समा जो घो लो कहे रहे सहे વગેરે.

ભારતયુરોપીય મૂળમાં धि પ્રત્યય હતો, જે સં. માં માત્ર पधि शाधि चकाधि-चकाद्धि ને जुहुधि જેવાં રૂપોમાં જ બચત રહ્યો હતો; બાકી એનું પ્રાકૃતીકરણ અવેસ્તાની જેમ જ થઈ ચૂક્યું હતું ને અંગ અકારાંત ન હોય યા અંગમાં વિકરણમાં જોડાક્ષર ન હોય તેવાં સ્થાનો સિવાય हि પ્રયોજાતો; જેમકે आप्नुहि[૨૮], પણ गच्छ અને चिनु-कुरु; जहि याहि વગેરે. પાલિમાં लभ-लभाहि અને लभहि આમ વિકલ્પ હતો[૨૯] અશોકની ધર્મલિપિમાં કોઈ રૂપ પ્રયોજાયેલું જોવામાં નથી આવ્યું, પરંતુ પ્રાકૃતમાં તો એનો વૈકલ્પિક પ્રયોગ ખૂબ વ્યાપક હતો, જ્યાં आहि पहि એવું પ્રત્યયરૂપ પણ જોવામાં આવે છે.[૩૦] ભેદભાવ વિના આવાં વૈકલ્પિક રૂપ પ્રયુક્ત થતાં; તેથી જ भवतु होहि પણ પ્રયોજાતું. અપભ્રંશમાં આવતાં આ હેમચંદ્રે બીજા પુરુષ એકવચનમાં ત્રણ રૂપ સૂચવ્યાં છે : हिस्वयोरिदुदेत् (સિ. હે. ૮–૪–૩૮૭)–પરસ્મૈપદી અને આત્મનેપદી–બેઉ हि અને स्वને સ્થાને અપભ્રંશમાં હ્રસ્વ इ, હ્રસ્વ उ અને ए થાય : करि करु करे. આમાંનું करु રૂપ મધ્ય. ગુ માં પ્રયોજાયું નથી; करि અને करे પ્રકારનાં રૂપ મધ્ય. ગુજ.ની છેલ્લી ભૂમિકા સુધી વ્યાપક હતાં. करि રૂપ करहिना

---

૨૮. આવા સંજોગોમાં ગાથા–અવેસ્તામાં धि પ્રત્યય છે : જૅક્સન : પૃ. ૧૫૨. ત્યાં અકારાંત અંગમાં એ લુપ્ત થઈ જતો.

૨૯. ગાઇગર : પૃ. ૧૬૧–૨

૩૦. પિશલ : પૃ. ૩૩૧–૩૨

'ह्'ના લોપ પછી મળેલું છે; એ જ મધ્ય. ગુજ.માં करि દ્વારા આપણને करयना રૂપમાં આવી રહ્યું છે. 'करे' આપણે ગુમાવ્યું છે.

બીજા પુરુષ બહુવચનમાં તો વર્તમાનકાળની જેમ પરસ્મૈપદે પાલિ અને અશોકની ધર્મલિપિમાં थ પ્રત્યય આવ્યો છે;[31] જ્યારે પ્રાકૃતોમાં ह છે-જે અપભ્રંશમાં हु દ્વારા મધ્ય. ગુજ.માં उ થઈ करो માં આપણને મળ્યો.

ત્રીજા પુરુષ એકવચન અને બહુવચનનું રૂપ-સં. એકવચનના तु પ્રત્યયનો उ થઈ करउ દ્વારા પ્રચારમાં રહ્યું છે: મુગ્ધાવબોધ ઔક્તિકમાં पउ राज्य करउ, पहना वइरी मरउ એમ એકવચન અને બહુવચને પ્રયોગ મળે જ છે.

## ૩ વિધ્યર્થ

સામાન્ય રીતે વર્તમાનકાળનાં ચાલુ રૂપ સહાયકારક 'छ'ના રૂપ વિના જ બેઠાં ને બેઠાં વિધ્યર્થને માટે પ્રયુક્ત થાય છે; એટલે સામાન્ય પરિસ્થિતિમાં ગુજરાતીને વિધ્યર્થનાં સ્વતંત્ર રૂપ નથી. પણ નીચેનાં રૂપ આપણે ત્યાં કોઈ અને કોઈ સ્વરૂપમાં સચવાઈ રહ્યાં છે :

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૨ | फरजे-फरज्ये | फरजो-फरज्यो |
| ૩ | फरजो-फरज्यो | फरजो-फरज्यो |

આ રૂપોમાં છેલ્લી શ્રુતિમાં લઘુપ્રયત્ન यश्रुति પરંપરાથી આપણને આવી મળી છે. જૂની ગુજ.માં करज्यो રૂપ ખૂબ સામાન્ય હતું ચાર રૂપોમાંનાં ત્રણ તો ઉચ્ચારણે સરખાં છે, જ્યારે બીજા પુરુષ એકવચનનું રૂપ જ જુદું પડે છે. આ રૂપોનો વિકાસ લક્ષ્યમાં રાખવા જેવો છે. સંસ્કૃત વિધ્યર્થનો ગુજરાતીને મળેલો આ સ્વલ્પ વારસો છે. अકારાંત અંગોને પ્રથમ પુરુષ એકવચનમાં यय् ઉમેરાઈ पयम् રૂપ થતું-જેનું પાલિની ભૂમિકામાં પરસ્મૈપદનાં ૧લો પુ એ. વ. लमेय्यम्-लमेय्यामि, ૨જો પુ. એ. વ. लमेय्य-लमेय्यासि, ૩જો પુ. એ. વ. लमेय्य-लमेय्याति-બહુવચનમાં लमेय्याम लमेय्याथ-लमेय्युं-य्यु રૂપે વૈકલ્પિક સ્વરૂપે હતાં. આત્મનેપદમાં પણ य्य વ્યાપક હતું જ. એમ આ બધામાં यय्य પ્રત્યયરૂપ વિકાસ પામ્યુ હતું.[32] પ્રાકૃત ભૂમિકામાં આવતાં यय्यનું ज्ज થયે રૂપાખ્યાન સાધવામાં આવતાં હતાં.[33] ડૉ. ટેસિટોરીએ એના મૂળ વિશે ચર્ચા

૩૧. ગાઈગર : પૃ. ૧૬૧ અને લુડર્સ : પૃ. XXXIV

૩૨. ગાઈગર : પૃ. ૧૬૪

૩૩. પિશલ : પૃ. ૩૨૫

કરી છે. લૅસનના મત પ્રમાણે તો આ વિધ્યર્થ રૂપ જ હતાં; પણ હૉર્નલે આનો વિરોધ કરી એને કર્મણિના य દ્વારા મળેલા इज्ज્રમાંથી જ કર્તરિ રચનામાં પરિણત થયેલાં ગણાવવાનો પ્રયત્ન કર્યો. ડૉ૦ ટેસ્સિટોરી આ સામે સ્પષ્ટ વાંધો સૂચવે જ છે; અને પાલિ-પ્રાકૃતનાં રૂપ ડૉ૦ ટેસ્સિટોરીએ નોંધ્યાં નથી, પણ એમના મતને પુષ્ટ કરે જ છે. પાલિ અને પ્રાકૃતોમાં एय्य તેમજ एज्ज્રને વર્તમાનકાળના પ્રત્યય લાગી રૂપ સધાયાં છે. આપણને મળેલા करजे રૂપમાં પ્રા. करेज्जहि રૂપનો અપ. करेज्जि દ્વારા સ્વરભાર અંત્યસ્વર પર જતાં *करिज्जे જેવા શક્ય રૂપમાંથી લઘુપ્રયત્ન યકાર છેલ્લી બે શ્રુતિમાંથી એક સ્થળે યા બેઉ સ્થળે આવી રહ્યો છે. મુગ્ધાવબોધ ઔક્તિકમાં करिजे लेजे देजे રૂપ પ્રયોજાયાં છે. ત્યાં પહેલા પુરુષનાં करिजउं लेजउं देजउं એકવચન તેમજ બહુવચને પ્રયોજાયાં છે; પણ અર્વાચીન ગુ માં આપણે આ પ્રયોગ ગુમાવ્યો છે. करजो રૂપ એ જ રીતે करेज्जह >અપ. करेज्जहु દ્વારા करिज्जउ મધ્ય. ગુજ.માં થઈ છેલ્લી ૨ શ્રુતિમાંથી એક કે બેઉમાં લઘુપ્રયત્ન યકાર સાથે આવી રહ્યું છે. ત્રીજા પુરુષનાં બેઉ વચનોમાં વપરાતું રૂપ આજ્ઞાર્થની રીતે તુમાંથી સાધી શકાય.

મુગ્ધાવબોધ ઔક્તિકમાં करिज्यउ पढिज्यउ मरिज्यउ हुज्यउ[૩૪] વગેરે રૂપ આશીર્વાદાર્થે નોંધાયાં છે.

## ૪. ભૂતકાળ

પ્રાકૃતોથી જ ભૂતકાળનાં રૂપ તો આપણે ગુમાવ્યાં છે; અને ભૂતકૃદંતોથી ભૂતકાળ બતાવવાનો પ્રયત્ન છેક પાલિમાં પણ મૂળ રૂપો સાથે જોવામાં આવે છે. નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં પછી ભૂતકૃદંતોએ જ આ સેવા બજાવી છે અને બજાવે છે. તેથી જ અકર્મક ક્રિયાપદો અને થોડાં 'बोल' 'वद' 'जम' 'जित' (વિકલ્પે) જ્યાં ક્રિયાપદોમાં કર્તરિ પ્રયોગે ભૂતકૃદંત સકર્મક, બાકીનાં બધાં ક્રિયાપદોનાં કર્મણિ પ્રયોગે થાય છે. અંગ્રેજી પદ્ધતિએ પૂર્ણ ભૂતકાળ બનાવવા હોતું વિશિષ્ટ રૂપે મળેલું હતું ભૂતકૃદંતરૂપ ભૂતકૃદંતો સાથે પ્રયોજાય છે; તો ચાલુ ભૂતકાળ બનાવવા ત્યાં વર્તમાનકૃદંત પ્રયોજાય છે.

અંગ્રેજી પદ્ધતિએ પૂર્ણ વર્તમાનકાળ બનાવવા 'છ'નાં રૂપની પૂર્વે પણ ઉપર પ્રમાણે ભૂતકૃદંતો જ પ્રયોજાય છે.

---

૩૪. ગુજરાતીમાં આજે લગભગ આજ્ઞાર્થનો જ અર્થ આ રૂપોમાં વ્યક્ત થાય છે, જેમાં ભવિષ્યકાળનો અર્થ અભિપ્રેત છે. करच હમણાં, પણ करज्ये થોડી વાર રહીને. એ જ પ્રમાણે करो અને करज्यो વચ્ચે પણ આ અર્થભેદ.

હિંદી-વ્રજમાં करियो-बेठियो-आइयो વગેરે રૂપો આ इय्ज અંગનો જ વિકાસ છે; જ્યારે करिये-बेठिये-आइये એ તો કર્મણિના इज्जનો વિકાસ છે.

આપણે ત્યાં નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં ભૂતકાળની સ્વતંત્ર રૂપરચના રહી જ નથી.

(૨) દ્વિતીય ભૂતકાળ—જરા જૂનો અર્થ બતાવવા એલુંવાળું દ્વિતીય ભૂત-કૃદંત પ્રયોજાય છે, તેનો પણ ઉપર મુજબ જ–પ્રથમ ભૂતકૃદંત પ્રમાણે ઉપયોગ થાય છે. મિશ્રકાળોના વિષયમાં પણ એવી જ સ્થિતિ છે.

(૩) નિયમિત ભૂતકાળ—વર્તમાનકૃદંતના રૂપનો જ ક્રિયાપદને સ્થાને ઉપયોગ કરવાથી આ પ્રકારનો અર્થ સધાય છે : हुं करतो[૩૫]

(૪) ક્રિયાતિપત્ત્યર્થ—આ પણ નવી રીતે વહેતો મુકાયેલો પ્રયોગ છે; સામાન્ય ભાષામાં અકારાંત વર્તમાનકૃદંત બધા શબ્દોમાં પ્રયુક્ત થાય છે : हुं करत; પણ દક્ષિણ ગુજરાતમાં करते એવું રૂપ સ્વીકારાયુ છે. करतમાં વચ્ચેના रमांના 'अ'માં સ્વરભાર હતો, ત્યારે करते રૂપમાં આદિશ્રુતિ અને અંત્યશ્રુતિ બેઉમાં સ્વરભાર આવી રહ્યો છે. સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં બરડા પંથકમાં करेत એવું રૂપ મધ્યના अनो ए કરી પ્રયુક્ત થાય છે. પાછલાં બેઉ રૂપોમાં ए ત્યાં ત્યાંની લાક્ષણિકતાથી પેઠો છે.

મુગ્ધાવબોધ ઔક્તિકમાં अमुक करत, लिअत-दिअत, हुयत એવા ક્રિયાતિપત્ત્યર્થના પ્રયોગ નોંધાયેલા છે.

## ૫. ભવિષ્યકાળ

સંસ્કૃત અને વૈદિક ભાષામાં બે ભવિષ્યકાળ હતા તેમાંના स्यવાળા સાદા ભવિષ્યકાળનું इ મધ્યગ સાથે इष्य પ્રત્યયરૂપ થતું હતું તેનો જ વિકાસ પાલિ–પ્રાકૃતો દ્વારા ગુજરાતીને મળ્યો છે. ભારત-યુરોપીય પ્રાચીન ભૂમિકામાં પણ ભવિષ્યકાળનાં સ્વાભાવિક રૂપ જણાતાં નથી स्यને વર્તમાનકાળના પ્રત્યય જ લગાડવામાં આવતા; तृवाળાં રૂપોમાં अस् ધાતુનાં રૂપ–ત્રીજા પુરુષને અપવાદે લગાડવામાં આવતાં. આ પાછલાં રૂપ વૈદિકી ભાષામાં, વાજસનેયી સંહિતામાંના એકાદ પ્રયોગને અપવાદે, પ્રયોજાયેલ મળતાં નથી. બ્રાહ્મણગ્રંથોમાં ઉત્તરોત્તર વિકાસ મળે છે અને પછી પાણિનિના સમયમાં બંને પદનાં રૂપ સ્થાપિત થાય છે. ગાથા-અવેસ્તામાં પણ આ બીજો ભવિષ્યકાળ નથી. વૈદિકી સંહિતામાં तृ અંત-વાળાં વિશેષણોમાં કર્મની ૨જી વિભક્તિ પણ પ્રયોજાતી–તેમાંથી પાછળથી આ બીજા ભવિષ્યકાળનો વિકાસ સમઝાય છે. આમ બંને ભવિષ્યકાળોનાં પ્રાચીન સ્વાભાવિક રૂપ નથી મળતાં.

---

૩૫. મુગ્ધાવબોધ ઔક્તિકમાં आगइ करतउ लेतउ, आगइ करता વગેરે રૂપ પ્રયોજાયાં છે–એટલે આ જૂનો પ્રયોગ છે.

અર્વા.ગુજ.માં સાદા ભવિષ્યકાળનાં રૂપ–વર્તમાનકાળને માટે તૈયાર થયેલા ધાત્વંગને જરૂર પડતાં નીચેના પ્રત્યય લાગતાં સધાય છે :

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | ઈશ-इश | ઈશું-इशुं-शुं |
| ૨ | ઈશ-इश, शे | शो |
| ૩ | शे | शे |

મૂળમાં इस्स પ્રત્યયરૂપ इ+ष्य દ્વારા પાલિ-પ્રાકૃતોમાં વ્યાપક થયું. અપભ્રંશમાં સ્વરાંત ધાતુઓમાં स તરીકે પણ મળ્યું, પણ તાલવ્ય સ્વરનું સાહચર્ય એટલું પ્રબળ હતું કે મધ્ય. ગુજ માં દંત્ય છતાં અર્વાચીન ગુજરાતીમાં તાલવ્ય ઉચ્ચારણ શિષ્ટ ભાષામાં આવી રહ્યું. સામાન્ય બોલચાલની ભાષામાં તો દંત્ય स અને પ્રાંતીય લેખે સર્વત્ર કંઠ્ય सना રૂપમાં વ્યાપક છે. આ પ્રાંતીયતામાં સૌરાષ્ટ્રમાં करयसे-करयसो રૂપ મધ્યવર્તી इના અવશેષરૂપે લઘુપ્રયત્ન યશ્રુતિના રૂપમાં સૌરાષ્ટ્રમાં સચવાઇ રહ્યું છે. હવે નમૂનાનાં રૂપ જોઈયે :

| | | |
|---|---|---|
| ૧ | ( हु ) करीश-करिश | ( अमे ) करीशुं-करिशुं-करशुं |
| ૨ | ( तुं ) करीश-करिश, करशे | ( तमे ) करशो |
| ૩ | ( ते ) करशे | ( तेओ ) करशे |

<u>करीश-करिश</u>–[સ્વરભાર મધ્યશ્રુતિ ઉપર છે. અંતે લઘુપ્રયત્ન અકાર]–સં. करिष्यामि > પ્રા. करिस्सामि-करिस्समि > અપ. करिस्सउं-करिसउं[36] > મધ્ય. ગુજ. करिसु-करिसि-करिसिउं-करिस्युं[37]માંથી करिश અને પછી લેખનમાં ई દીર્ઘ પણ સ્વીકારાયો. સ્વરાંત ધાત્વંગોમાં તો जइस-સૌરાષ્ટ્રમાં जाइस, होइस-जोइस વગેરેમાં પ્રથમની બે શ્રુતિ એક સંધિસ્વરાત્મક સ્થિતિમાં હોઈ इનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ પણ નથી, તેથી સ્વરભાર સંધિસ્વરાત્મક શ્રુતિમાં આવી રહે છે. મધ્ય. ગુજ.માં करयोस વગેરે રૂપ પણ પ્રયોજાયાં છે; આમાં उ કેવી રીતે પ્રવેશ પામ્યો એ પકડી શકાતું નથી. મીરાંની ભાષામાં મારવાડી करस्यां પણ મળે છે, જે સ્વાભાવિક ક્રમમાં છે.

<u>करीश-करिश-करशे</u>–બીજા પુરુષના એકવચનમાં करीश પહેલા પુરુષ એકવચન જેવું જ રૂપ છે; સ્વરભાર પણ એ પ્રમાણે; જ્યારે करशेમાં આદિ અને અંતશ્રુતિમાં ભાર છે ને મધ્યશ્રુતિમાં લઘુપ્રયત્ન અકાર છે. આ રૂપ ત્રીજા પુરુષના આભાસસામ્યે દાખલ થયું છે. સં. करिष्यसि > પ્રા. करिस्सहि > અપ.

૩૬. અપભ્રંશમાં करिसउ-करिहउ રૂપ પણ પ્રયોજાય છે.

૩૭. ડૉ. ટેસ્સિટોરી : ખંડ ૧૨૧ મો. 'ભરતેશ્વરબાહુબલિ રાસ'માં લેસુ પણમેસો લેસો જેવાં રૂપ પણ છે.

करिस्सहि-करिसहि >મધ્ય. ગુજ. करिसि[38] સાથોસાથ ત્રીજા પુરુષનાં करिसिइ -करिस्यइ-करिस्इ-करिसी રૂપ પણ બીજા પુરુષમાં પ્રયોજાયાં છે करिसिમાંથી करिश-करीश, અને બાકીનાં રૂપોમાથી करशे. જુઓ નીચે.

<u>करशे</u>-[ સ્વરભાર આદિ અને અંતની શ્રુતિ ઉપર; મધ્યશ્રુતિમાં લઘુપ્રયત્ન અકાર. ] સં. करिष्यति >પ્રા. करिस्सइ >અપ. करिस्सइ-करिसइ > મધ્ય. ગુજ. करिसि-करिस्यइ-करिसइ-करिसी વગેરે, જેણે करयसे એવું વચ્ચેની શ્રુતિમાં લઘુપ્રયત્ન યશ્રુતિવાળું રૂપ આપ્યુ.

બહુવચનમાં પણ એ જ રૂપ પ્રયોજાયુ છે; એટલુ જ કે મધ્ય. ગુજ.માં ત્યાં અંત્ય इं સાનુનાસિક હતી. करिसिं-करिसिइं-करिस्यइं-करिसइं એવાં રૂપ મળે જ છે.

<u>करीशुं-करिशुं-करयशुं</u>-દીર્ઘ ई ઉચ્ચરિત થતો નથી, માત્ર લેખનમાં જ પ્રયુક્ત થાય છે. સ્વરભાર આદિ અને અંત્યશ્રુતિ ઉપર જ રહે છે; મધ્ય. શ્રુતિમાં इ હ્રસ્વ જ માત્ર નહિ લઘુપ્રયત્ન પણ છે, જેને લીધે જ करयसुं એવું રૂપ ઉચ્ચરિત થાય છે. સં. करिष्यामः >પ્રા. करिस्साम-मु-मो> અપ. करिस्सहुं-करिसहुं> મધ્ય. ગુજ. करिसिउं-करिस्यउं-करिस्यां. આમાંનું करिस्यां પાછળથી નષ્ટ થયું, જ્યારે करिसिउंમાંથી જ करिस्यउं દ્વારા करिशुं-करयसुं રૂપ આવ્યાં; करीशની લેખનભ્રાંતિએ करीशुं પછી લેખનમાં સ્વીકારાયું

<u>करशो</u>-[ સ્વરભાર આદિ અને અંત શ્રુતિ ઉપર; મધ્યશ્રુતિમાં લઘુપ્રયત્ન અકાર; યશ્રુતિ સાથે પણ ] સં. करिष्यथ >પ્રા. करिस्सह >અપ. करिस्सहु-करिसहु >મધ્ય. ગુજ. करिसिउ-करिस्यउ-જેણે करशो-करयसो રૂપ આપ્યુ.[39]

સ્વરંત ધાત્વંગોમાં इ બધે ટકી શકતો નથી; છતાં शને તાલવ્યતા અર્પી જાય છે જ. जशे-जाशे, जशो-जाशो; પણ जईश-जाईश, जईशुं-जशुं, जाशुं. (સૌરાષ્ટ્રમાં બહુવચનમાં ई નથી ટકી શકતો, स् પણ દંત્ય જ છે ).

हो ધાત્વંગનાં રૂપ होईश,होईशुं-हईशुं-हशुं, होईश-हशे, हशो, हशे-

૩૮. 'ભરતેશ્વરબાહુબલિરાસ'માં वहेसि-वहेसि જેવાં ए વાળાં રૂપ પણ છે, જે इ નો જ વિકાસ છે. ત્રીજા પુરુષમાં પણ करेसिइ धरेसिइ જેવાં રૂ૧ ત્યાં પ્રયોજાયાં છે. लाइसि जंखिसि मिलसिइ એ વગેરે રૂપો છે જ.

૩૯. આ રૂપનો આજ્ઞાર્થ-ભવિષ્યકાળના જેવો પ્રયોગ ગુજરાતીમાં જાણીતો છે; વિધ્યર્થ કે સંકેતાર્થે પણ સમગ્ર ભવિષ્યકાળનાં રૂ૧ પ્રયોજાય છે. એમાં અર્થ ભવિષ્યનો હોય છે. करजे-करजोમાં પણ એવો જ અર્થ સ્પષ્ટ છે.

આવાં આવી રહ્યાં છે; હો સાથે હ અંગ પણ ચોક્કસ રૂપોમાં સ્થાન પામી ગયું છે હોશું-હોશો રૂપ થતાં નથી.

ભવિષ્યકાળે મિશ્રકાળનાં રૂપ ચાલુ પદ્ધતિએ જ અત્યારે થાય છે. હું જવાનો છું, હું જાનાર-જનારો છું આવાં ભવિષ્યકાળનાં નવાં રૂપ પણ સાધવામાં આવે છે. એ માત્ર કૃદંતોની મદદથી જ સાધવામાં આવે છે; એને સ્વતંત્ર કાળના રૂપ ગણવાની જરૂર નથી

આ પ્રમાણે વર્તમાનકાળ-આજ્ઞાર્થ-વિધ્યર્થ, ભૂતકાળ અને ભૂતકાળના ભેદ -ક્રિયાતિપત્ત્યર્થ સાથે, અને ભવિષ્યકાળનાં રૂપ આપણે ત્યાં સાધવામાં આવ્યાં છે, જેમાં ભૂતકાળે તો કૃદંતો જ પ્રયોજાય છે; વિધ્યર્થ માત્ર વર્તમાનકાળનો જ પ્રયોગભેદ છે. એટલે ખરું જોતાં (૧) વર્તમાન, (૨) આજ્ઞાર્થ અને (૩) સાદો ભવિષ્યકાળ આ ત્રણ જ કાળ અને અર્થ બચ્યા છે.

આ આપણો ક્રિયાવાચક રૂપોનો મૌલિક વારસો. આ કર્તરિ રૂપોનો વારસો છે. અહીં હવે એનાં કર્મણિ તેમજ ભાવે રૂપ જે રીતે સિદ્ધ મળે છે તે જોઈએ.

## કર્મણિ ઉપરચના

વૈદિકી ભૂમિકામાં ગણકાર્યસહિત કાળ અને અર્થોમાં સામાન્ય રીતે મૂળ ધાતુને य લગાડી કર્મણિરૂપ સાધવામાં આવતાં હતાં. આ यનો इय વૈદિક સંહિતામાં ઉચ્ચરિત થતો નહોતો; સબબ કે य ઉપર સાંગીતિક સ્વરભાર હતો. પરંતુ આ પરિસ્થિતિ ગાથા અવેસ્તાની ભાષામાં સચવાયા છતાં ભારત આર્ય ભૂમિકામાં વિકાસ સાધતી ભાષાઓમાં ન રહી અને પાલિમાં य इय ईय એ ત્રણે જાતની પ્રક્રિયા પ્રચારમાં આવી ચૂકી. पण्णायति, दीयति-दिय्यति, धीयति-धिय्यति, आद्रियति, जीयति-जिय्यति આ પ્રમાણે પાલિમાં વિવિધ રૂપો મળે છે.[40] અશોકની ધર્મલિપિમાં खादियति नीलखियति, તો वुचति જેવું સંસ્કૃત તત્સમજન્ય રૂપ પણ સીધુ उच्यतेમાંથી પાલિ वुच्यति જેમ છે. આમ य इय ईय ત્રણે પ્રકાર મળે છે. પ્રાકૃત ભૂમિકામાં તત્સમ ઉપરાંત ईयના વિકાસમાં इज्ज પ્રત્યય સાધિત થાય છે અને છેક અપભ્રંશ ભૂમિકા સુધી એ જ વ્યાપક છે[41] અપ.માં इज्जनी જ વ્યાપકતા છતાં "ભરતેશ્વરબાહુબલિ રાસ" (સં. ૧૨૪૧)માં कीजइ करीजइ मेटीजइ सुणीजइ વગેરે इज्जमांथी થયેલાં રૂપો ઉપરાંત સરળતા પામેલાં सेवीइ વગેરે રૂપો પણ મળે છે મુગ્ધાવબોધ ઔક્તિક

---

૪૦. ગાઇગર પૃ ૨૦૪-૫

૪૧. પિશલ પૃ ૩૭૦

ની ભૂમિકામાં પૂછીइ-પૂછીयइ રૂપ સાથેસાથ પૂછાइ જેવાં 'આ' પ્રત્યય ધરાવતાં રૂપ જાણવામાં આવે છે.

આ રીતે અર્વા.ગુજ. સુધીમાં આવતાં એક બાજુ कीजे दीजे लीजे-कीजिये दीजिये लीजिये એવાં ઉત્તર ગુજ.માં જાણીતાં રૂપ લગભગ મર્યાદિત જ થઈ ચૂકયાં-જો કે મારવાડી-વ્રજ-હિંદી વગેરેમાં એ ઠીક ઠીક વ્યાપક ગણાય.

આપણે ત્યાં इज्जइનો ईजइ >ईआइ >इयइ દ્વારા इयै એવો વિકાસ તો કર્મણિમાંથી પલટો ખાઈ મધ્ય.ગુજ.ના અંત સાથે વર્તમાન-પહેલા પુરુષ બહુવચનના રૂપ તરીકે પ્રચલિત બન્યો અને કર્મણિ માટે 'आ' એવો પ્રત્યય-જે મુગ્ધાવબોધ ઔક્તિકમાં પ્રયોજાયો હતો તે જ-સાર્વત્રિક સ્વરૂપ ધારણ કરી રહ્યો. આ आ ગુજ. વ્યંજનાંત ધાતુઓને તો સીધો જ લાગી જાય છે, પણ સ્વરાંત ધાતુઓને વચ્ચે व् ઉમેરાય છે; જેમકે पूछनुं पुछाय, પણ ज-जो-पी-सू-समा આવાં અંગમાં जवाय जोवाय पिवाय सुवाय समाय વગેરે. ડૉ૦ જુલુસ બ્લૉકે આ પ્રક્રિયા ला इन्दो आर्यांમાં નોંધી છે. હિંદી-વ્રજ વગેરેમાં आ લાગે છે. ત્યાં સ્વરાંત ધાત્વંગોના કોઈ પ્રસંગ જાણવામાં આવતા નથી. બ્લૉક -आयति એવું સંસ્કૃત પ્રત્યયસ્વરૂપ નોંધે છે. નામધાતુઓમાં વ્યાપક -कृष्णायते વગેરે રૂપો એમની સામે હોય એમ લાગે છે. બીમ્સે માત્ર-કોઈ લોકો खायते= પ્રા. खाईअदि (=खाईअइ)માંના ईનો अय થયા પછી आ માને છે-તેનું સૂચવી-એની પ્રામાણિક કોઈ પરંપરા મળતી ન હોઈ નામધાતુનાં પ્રેરકરૂપમાંથી સંભાવના આપી-નિશ્ચયાત્મક ન કહેતાં ભવિષ્યની શોધ ઉપર મૂકી દીધું છે.[42] મધ્ય. ગુજ.માં શકયતાનો અર્થ ધરાવતાં આ રૂપ અર્વા ગુજ.માં સામાન્ય કર્મણિ કે ભાવે અર્થમાં જ હોવાનું સૂચવી ડૉ૦ ટેસ્સિટોરી પણ આ વિશે વિશેષ કાંઈ કહેતા નથી.[43] ડૉ૦ ત્ર્યંબકલાલ દવે આ પ્રકારનાં રૂપોનો શકય સંબંધ કર્મણિ વર્તમાનકૃદંતના आण-माण સાથે સ્વીકારી આભાસસાદૃશ્યે आ પ્રત્યય आणनी અર્થપરંપરામાં આવ્યાનું કહે છે. એમણે આપેલાં मूंकाणउ भराणउ એ બેઉ ઉદાહરણ કર્મણિ વર્તમાનકૃદંતનાં નથી, પરંતુ એ તો શુદ્ધ કર્મણિ ભૂતકૃદંતનાં રૂપ છે. મધ્ય. ગુજ.થી દયારામ સુધીના સમયમાં કર્મણિ ભૂતકૃદંત તરીકે જ આ રૂપ વપરાયાં છે-એમાં કર્મણિ વર્તમાનકૃદંતનો સર્વથા અર્થ પ્રાપ્ત થતો નથી. સં. આકારાંત અંગ પ્રાપ્ત કરતા ધાતુઓને ભૂતકૃદંતના तने બદલે न લાગતો એવાં ઉદાહરણ છેક વૈદિક ભૂમિકાથી જાણીતાં છે. અપભ્રંશ પછીના વિકાસમાં

૪૨. ભાગ ૩ જો : પૃ. ૭૧

૪૩. ખંડ ૧૪૦ મો

કર્મણિનો આ સ્વીકારાયાની સાથે આવું ણુંવાળું કૃદંત વ્યાપક થયું હતું-જેનું સ્થાન આજે ગુજરાતમાં 'યું'એ લીધું છે : મુકાણુંને બદલે મુકાયું. એટલે આ આનો સંબંધ 'ણું' એમાં ઉમેરાયો તે પહેલાંનો જૂનો કોઇ અન્ય મૂળનો છે. આને માટે ડૉ૦ જુલ્સ બ્લૉક સૂચવે છે તે પ્રમાણે નામધાતુને લાગતો આય પ્રત્યય વધુ સ્વાભાવિક છે. ઘોળું ઉપરથી "ઘોળકાય=ધોળા જેવું લાગે" એ રૂપ અહીં સરખામણી માટે મૂકી શકાય. સામાન્ય રીતે નામધાતુ પ્રકારનાં ઊતરી આવ્યાં જણાતાં તેવાં કણાવું ગંધાવું પંકાવું ફૂંગાવું મૂંઝાવું સુકાવું ઓલાવું ઘરાવું પોસાવું કટાવું ખંચાવું કમાવું ચિડાવું દુભાવું વગેરે સોએક ધાત્વંગ આપણે ત્યાં જાણવામાં છે-જે બધાં અકર્મક છે. આને ભાવેરૂપ તરીકે સ્વીકારવા લાલચ થાય. પણ એના કોઇ અકર્મક મૂળ ધાતુ મળતા નથી. તેથી જ પરંપરાએ આ નામધાતુઓ હોવાની પૂરી શક્યતા છે. આ અને કર્મણિના આની પ્રક્રિયામાં પ્રયોગની દૃષ્ટિએ-રૂપરચનાની દૃષ્ટિએ—એકતા છે તેથી જ સંસ્કૃત પરંપરાના નામધાતુને લાગતા આય પ્રત્યયનો આ વિકાસ અશક્ય નથી લાગતો. પછી તો ગુજરાતીમાં બધાં સકર્મક ક્રિયારૂપોમાં કર્મણિ પ્રયોગે અને અકર્મક ક્રિયાપદોમાં ભાવે પ્રયોગે આ લાગે છે. જૂના પ્રકારે કર્મણિ ભૂતકૃદંતનાં કે અકર્મક કર્તરિ ભૂતકૃદંતોનાં અનુક્રમે ભૂતકાળે કર્મણિ અને ભાવે પ્રયોગ સાધવાને આ આવાળાં રૂપ સાધવામાં આવે છે. मैं करयुं-मारायी करायुं-कराणुं, हुं आव्यो-मारायी अवायुं-अवाणुं. આ જ રીતે ભવિષ્યકાળનાં તેમજ કર્મણિ બધા પ્રકારનાં કૃદંતોનાં રૂપ પણ સાધવામાં આવે છે. કર્મણિ કે ભાવે રચનામાં સર્વત્ર વડે નામયોગી કે થી અનુગ યા થકી નામયોગી જ કર્તાને તૃતીયા વિભક્તિમાં લાગે છે. ત્યાં એવાળું રૂપ કોઇ પણ રીતે ન જ આવી શકે; એવાળું રૂપ તો માત્ર સં. પરંપરાએ મળેલા ભૂતકૃદંતના યોગમાં જ કર્તાને આવી શકે. ત્યાં વડે થી થકી કોઈ પણ રીતે પ્રયોજી ન શકાય. વ્રજ-હિંદી વગેરેમાં પણ તૃતીયા વિભક્તિમાં नें પ્રત્યયવાળાં રૂપ થાય છે: मैने किया અને मैंने शोचा; પણ સાધિત પ્રયોગમાં मुझसे किया गया, मुझसे शोचा गया એમ से અનુગ લાગે છે.

## जाइये

'ની જરૂર છે' એ અર્થમાં અર્વાચીન ગુજરાતીમાં જોઇયે રૂપ જાણીતું છે. જોડણીકોશ પ્રમાણે જોઈએ એવી અસ્વાભાવિક જોડણી કરવામાં આવે છે. ઉચ્ચારણથી આદિ ઓઉ શ્રુતિ એક-સંધિસ્વરાત્મક છે, તેથી પ્રાથમિક સ્વરભાર આ સંધિસ્વર ઉપર અને દ્વૈતીયિક સ્વરભાર અર્ધવિવૃત એ ઉપર છે—જેમાં યશ્રુતિ પણ છે અને સૌરાષ્ટ્રમાં સાનુનાસિકતા—બરડા પંથકને અપવાદે—છે; સૌરાષ્ટ્રમાં

ઉચ્ચાર જોયેં છે: इ ઉચ્ચારણમાંથી વિલુપ્ત છે. ચરોતરમાં જોઇશું રૂપ પણ પ્રયોજાય છે. આમાં ભવિષ્યકાળનો અર્થ છે-જેનું સમાંતર રૂપ જોઇશે પણ પ્રયોજાય છે. વર્તમાન કૃદંતનું રૂપ જોઇતું પણ છે-જે સૌરાષ્ટ્રમાં જોતું-છે તો જોઇશેને બદલે જોસે છે.

આ રૂપોમાં સ્પષ્ટ કર્મણિ-અર્થ છે; અને ધાત્વંગ જો છે. પરંપરામાંથી આ છટકી કર્મણિ અર્થમાં પડ્યું છે-જ્યારે ક્રિયાપદોનાં બાકીનાં બધાં રૂપ વર્તમાનકાળે પહેલા પુરુષ બહુવચનના કર્તરિરૂપ અર્થથી બની ચૂકયાં છે.

સં. માં આ ભાવ આપનાર રૂપ *योज्यते છે, શકય જેનું પ્રા. जोइज्जइ અને અપ. પણ जोइज्जइ જ થાય. મધ્ય. ગુજ.ના जोईइ દ્વારા जोइये સધાય. આ સ્વાભાવિક ક્રમ છે. મધ્ય. ગુજ.માં जोईयइ<जोईजइ રૂપ હોવાનુ ડૉ. ટેસ્સિ-ટોરીએ નોંધ્યુ છે,[44] પરંતુ એઓ એનો વિકાસ અપ जोइज्जइ< સં. योत्यते-માંથી સાધે છે[45]મને લાગે છે: જોવું એ ક્રિયાપદના રૂપ સાથે આમ એમને ભ્રાંતિ થઈ ગઈ જણાય છે. ડૉ. ત્ર્યંબકલાલ દવેએ સંભવતઃ પ્રો. ટર્નરને અનુ-સરી જોવું અને આ જોઇતું-જોઇયેનું મૂળ એક જ કર્તરિ योजयतिમાંથી >પાલિ. योजेत्ति >પ્રા. जोपइ-जोअइ — जोइ એમ સાધ્યુ છે 'દેખવા'ના અર્થના द्युत ધાતુનો વિકાસ એ जोय-जुप છે. આ. હેમચંદ્રે નોંધેલાં ઉદાહરણોમાં "पक्कमेकउं जइ वि जोपदि हरि सुट्ठु सव्वायरेण (સિ. હે. ૮-૪-૪૨૨)-હરિ સારી રીતે આદરપૂર્વક બીજી બીજીઓને જો કે જુએ છે." આમ जोपदि રૂપ મળે છે. ડૉ પિશલ આને द्युत् ધાતુમાંથી નિષ્પન્ન માને છે. પણ પેલુ જોઇયે આનાથી જુદું જ રૂપ છે-જેમાં તો "આવશ્યકતા-જરૂરિયાત"નો અર્થ છે મરાઠીમાં આ જ અર્થમાં पाहिजे શબ્દરૂપ પ્રયોજાય છે, જે પણ કર્મણિ અર્થે જ છે. ડૉ. બ્લૉક 'हा शब्द प्रा. पासू-सं. पदयति ह्यापासून भिन्न आहे' એવી નોંધ કરે છે.[46] પ્રાકૃતમાં द्योतयनुं પણ जोअ અંગ છે અને योजयनुं પણ जोअ અંગ છે; જેવાં वदननुं પણ वअण અને वचननु પણ वअण, એવું જ वपननु वअण થાય-એ વચ્ચે ભેદ સ્પષ્ટ છે. આમ જોઇયેનો સંબંધ *योज्यते >પ્રા. जोइज्जइ >અપ. जोइज्जइ-जोईजइ-जोईयइ-जोईइ દ્વારા સ્પષ્ટ છે. આમાં जोई અંગ મળ્યા પછી જાઇતું કર્મણિ વર્તમાન કૃદંત અને જોઇશું ચરોતરનો જોઇયે અર્થનો પ્રયોગ પ્રચારમાં આવ્યા છે.

---

૪૪. ખંડ ૧૩૯ મો

૪૫. ખંડ ૧૩૭ મો

૪૬. અનુવાદ — मराठी भाषे चा विकास : પૃ ૧૩૩

<u>પ્રેરક રૂપરચના</u>

(૧) અકર્મક ક્રિયાપદોમાંથી સકર્મક બનાવવાની અને અકર્મક સકર્મક બંને પ્રકારના ધાતુઓનાં પ્રેરણાવાચક રૂપ બનાવવાની પ્રક્રિયા સંસ્કૃતમાં એકસરખી પ્રક્રિયાથી થાય છે; જેમકે पतति-पातयति, गच्छति-गमयति, बोधति-बोधयति, ददाति-दापयति. સંસ્કૃતમાં દસમા ગણના ધાતુઓ પણ વસ્તુસ્થિતિએ આવી પ્રેરક કે કર્મક રચનાનું જ પરિણામ છે. ગુજરાતીમાં અકર્મક ક્રિયારૂપોનાં સકર્મક બને છે. આને જુદી કર્મક રૂપરચના કહેવી હોય તો કહી શકાય; માત્ર સં. પ્રેરક રચનાનો જ આ પ્રકાર છે એટલું ભુલાવું ન જોઈએ. *चरति-चारयति*, तरति-तारयति, तपति-तापयति, पतति-पातयति, स्फटति-स्फाटयति, ज्वलति-ज्वालयति, सरति-सारयति, त्रुटति-त्रोटयति, स्फुटति-स्फोटयति. આમ चरे-चारे, तरे-तारे, तपे-तावे, पडे-पाडे, फाटे-फाडे, बळे-बाळे, सरे-सारे, तूटे-तोडे, फ़ूटे-फोडे વગેરે કર્મક રૂપરચનાના દાખલા છે. मरनुं मार પણ આ જ પ્રકારનું છે.[૪૭]

આપણે ત્યાં ऊकळ-उकाळ, ऊगर-उगार, ऊछळ-उछाळ, टळ-टाळ, ठर-ठार, द्रव-द्राव, पळ-पाळ, चळ-चाळ, खर-खेर, जर-जेर, क्षर-क्षार-क्षेर, भळ-भेळ, मळ-मेळ, ढळ-ढाळ-ढोळ, ऊकल-उकेल, खूत-खोड, जूत्-जोड, छूट-छोड, फीट-फेड, खूल-खोल, पी-पा, बूड-बोळ આ બધાંજ રૂપ ઉપરની ઉપાંત્ય સ્વરની ગુણવૃદ્ધિ કે ક્વચિત્ અનો ए થયે મળ્યાં છે. આમાંના બધા સં. ધાતુ પણ નથી, દેશ્ય પણ છે. खूत-जूत જેવામાં क्षुत्त (क्षुण्णનું વૈ. રૂપ)-युक्त ભૂતકૃદંત દ્વારા ધાત્વંગ બન્યાં છે અને पातना पाडनी જેમ तनो ड થયો છે પવાળાં ગુજ. લાક્ષણિકતાનાં છે. फाड-फोड-तोडમાં टनो ड થયો છે, તો એનાં મૂળ રૂપોમાં માત્રામાનના સિદ્ધાંતે બેવડા ट्ट થવાને કારણે આપણે ट મેળવી શક્યા છિયે.

સં. पा ધાતુનું पिबति વર્તમાનરૂપ હોઈ पिये રૂપ થાય, પણ પ્રેરકમાં पाययति > પ્રા. पावइ > અપ. पाइ ઉપરથી पाय રૂપ. આ પછી સ્વતંત્ર ધાત્વંગ બન્યાં ને એના જુદા જુદા કાળ-અર્થ અને કૃદંતોનાં રૂપ પ્રચારમાં પણ આવ્યાં.

---

૪૭. ડૉ. ટેસ્સિટોરીએ આને પ્રેરકનો પહેલો પ્રકાર કહ્યો છે—ને આ સકર્મક કરવાની જ પ્રક્રિયા છે એવો પણ નિર્દેશ કર્યો છે: ખંડ ૧૪૧-(૧).

આની સ્વતન્ત્ર ચર્ચા મારા તરફથી "ગુજરાતી વ્યાકરણનું દિગ્દર્શન" એ નામનો એક નિબંધ આઠમી સાહિત્ય પરિષદમાં મોકલેલો તેમાં થઈ છે. જુઓ "અક્ષર અને શબ્દ" પૃ ૨૩-૨૬.

(૨) બીજો પ્રકાર સ્વાભાવિક પ્રેરકનો છે; પણ એમાં સં. આય માત્ર ન લાગતાં સં. માં આકારાંત ધાતુઓમાં ઉમેરાતો प् અંતર્ગત થઈ दापयति स्थापयति मापयति[४८] વગેરે રૂપ થતાં હતાં તેમાંથી आप >आव અને સાથોસાથ अव આવું પ્રત્યયરૂપ આપણને આવી મળ્યું છે. સંસ્કૃતમાંનો આનો મર્યાદિત પ્રયોગ પાલિમાં ખૂબ વ્યાપક બની. ચૂક્યો હતો, એ રીતે: (૧) બધાં વર્તમાનકાળનાં અંગને લગાડીને, (૨) જૂનાં પ્રેરકરૂપોને લગાડી કર્મપ્રેરકરૂપ કરવામાં : પા. घसापेति >घसावे, पचापेति >पचावे, दमापेति >दमावे, हरापेति >हरावे, उद्धरापेति >उधरावे, सरापेति >सरावे, डसापेति >डसावे, खिपापेति >खवावे, पुच्छापेति> पुछावे, मुञ्चापेति >मुकावे (मुक्त ભૂતકૃદંતદ્વારા આપણને મળ્યું છે), निपज्जापेति> निपजावे.[४९] પ્રાકૃતમાં અને અપભ્રંશમાં પણ આ પ્રક્રિયા પ્રધાનતા ભોગવતી હતી.

સામાન્ય રીતે બધાં ધાતુરૂપોને—નીચે ૩ જા પ્રકારમાંના અપવાદ સિવાયનાંને—આ આવ સામાન્ય છે. એના થોડા વિશેષ નિયમ પણ છે એ લક્ષ્યમાં રાખવા જેવા છે:

અ. ઉપર सुकावुं फूंगावुं વગેરે આકારાંત ધાત્વંગોમાં અને ओरवुं चगवुं टगवुं थाकवुं फुलवुं भूलवुं घसवुं આ ક્રિયારૂપોને आव લાગતાં વિકલ્પે अव થઈ શકે. આ आव કે अवમાં સ્વરભાર आ કે अ ઉપર રહેતો હોઈ ધાતુના સ્વરો બધા હ્રસ્વ ઉચ્ચરિત થાય છે.

આ. कगवुं फरवुं रूलवुं शीखवुं दोरवुं मळवुं भळवुं અને सडवुने आव લાગતાં आवનો અવશ્ય अव થઈ જાય છે.

ઇ. फरवुं मळवुं અને भळवुंના આદિશ્રુતિના अनो प મળ્યો છે; છતાં ઉચ્ચારણ તો હ્રસ્વ જ છે; સ્વરભાર એ સ્વર ઉપર નથી.

ઉ. કર્મક પ્રકારનાં સિદ્ધ થયેલાં ધાત્વંગો, तारवु खेरवुं जेरवुं झेरवुं પછી પણ आवनो अव થાય છે.

ઊ. ऊठवुं ऊडवुं झूफवुं जगवुं छूटवुं जागवुं ठठवुं डूकवुं डूबवुं ढूकवुं ठेकवुं थकवुं दुखवुं घगवुं पेटवुं भजवुं वाझवुं रूचवुं पूंचवुं भमवुं रीझवुं लगवुं लागवुं वढवुं शीखवुं हटवुं આ ધાત્વંગોમાં आव ઉપરાંત નીચે આવતો आड પણ લાગે છે.

---

૪૮. स्थापवु मापवुं रोपवु આ વગેરે તત્સમ કોટિનાં રૂપ આપણે ત્યાં છે

૪૯. ગાઇગર: પૃ. ૨૦૯

એ. करवुं कारववुं વ્યાપક છે,[૫૦] છતાં करावववुं પણ પ્રયોજાય છે.

ઐ. મૂળ નથી મળતું પણ वतावववुं वताडवुं બેઉ રૂપ થાય છે.

ડૉ૦ ટેસ્સિટોરીએ ल्यावइ રૂપ लिइना પ્રેરક તરીકે નોંધ્યું છે,[૫૧] પણ મને લાગે છે કે पाउ धारवुंનું पधारवुं જેમ લેઈ આવવુંનું એ સંક્ષિપ્ત રૂપ છે. जई आववुंનું સૌરાષ્ટ્રમાં जयाववुं આજે સ્પષ્ટ રીતે ઉચ્ચરિત થાય છે.

वीनववुं बोलाववुं मेलववुं शीखववुं सोसववुं આ બધાં મધ્ય. ગુજ. માં પ્રચલિત રૂપો છે, જેમાં वीनववुंનું મૂળ રૂપ આપણે સાચવી નથી રાખ્યું-- સં. विज्ञा ઉપરથી,[૫૨] विज्ञपयति >પ્રા. विण्णवइ >મધ્ય. ગુજ. वीनवइ થતાં.

(૩) ત્રીજો પ્રકાર અપવાદાત્મક છે. 'आव'ને સ્થાને 'आड' પ્રત્યય અમુક ધાત્વંગોને લાગે છે એ આની લાક્ષણિકતા છે. આ પ્રકારમાં નીચેના વગેરે ધાતુઓ ધ્યાનમાં આવ્યા છે:

अडवु ऊंघवुं ऊगवुं ओढवुं गूंचवुं घसवुं घसवुं घटवुं घूसवुं घोंटवुं चाटवुं चाखवुं चाववुं चूसवुं जीववुं जमवुं डूकवुं दाझवुं देखवुं धाववुं नासवुं पेसवुं बेसवुं भूंसवुं पामवुं मटवुं रमवुं लागवुं वधवु वजवुं वागवुं पूगवुं सूंघवुं पहोंचवुं सूजवुं सूझवुं ऊडवुं नासवुं, ને सूवुं વગેરે થોડા સ્વરાંત ધાત્વંગો પણ.

(અ) આ પ્રકારમાં घसवुंનું घसेडवुं થાય છે; घसवुंનું घसडवुं થાય છે.

(આ) सूटवुं ने लागवुंनां सूटववुं-सूटाडवुं, लागवुंनां लगाववुं-लगाडवुं થાય છે. खूचवुं भमवुं घटवुं डूकवुं पामवुं वहवुं ऊडवुंनां गूंचववुं-गूंचाडवुं, भमाववुं-भमाडवुं, घटाववुं-घटाडवुं (બંનેમાં અર્થભેદ છે-પ્રથમમાં ઘટના કરાવવી-બીજામાં ઓછું કરવું), डुकाववुं-डुकाडवुं, पमाववुं-पमाडवुं, ऊडवुंनुं ऊडाववुं (મશ્કરીમાં), ऊडाडवुं-ઉડ્ડયન કરાવવું, जागवुंनुं जगाववुं-जगाडवुं.

(ઇ) वधवुंनुं वधाववुं ने वधारवुं થાય છે; आडने બદલે જૂનો 'आर' મધ્ય. ગુજ.નો બચી જવા પામ્યો છે; बेसवुंनुं बेसाडवुं-बेसारवुं બંને.

(ઈ) સ્વરાંત ધાત્વંગોમાં વચ્ચે 'व्' ઉમેરાય છેઃ सुवाडवुं, पिवाडवुं, खवाडवुं (આ બહુ વ્યાપક નથી.)

---

૫૦. અશોકની ધર્મલિપિમાં कारापेति જેવાં રૂપ મળે છે; તો જૈન મૂર્તિઓની પીઠકમાં कारापिता સં. તરીકે પણ વ્યાપક હતું.

૫૧. ખંડ ૧૪૧-(૨)

૫૨. विण्णवइ, मेलवइ सोसवइ આ. હેમચંદ્રે નોંધ્યાં છે. જુઓ અ. ૮-૪-૩૮, ૨૮; ૮-૩-૧૫૦.

મધ્ય. ગુજ.માં आड અને आर બંને મળે છે: ऊडाडइ, जगाडइ, नसाडइ, देखाडइ, वइसाडइ, पमाडइ, लगाडइ, અને घटारइ, दिवारइ, वइसारइ, लिवारइ, सुआरइ વગેરે.[53] आरवाળાં રૂપ આપણે 'घघारवुं' અને વિકલ્પે बेसारवुं સિવાય ગુમાવ્યાં છે. આમાંનું आड પ્રાકૃતના भमाडइ જેટલું જૂનું છે. આ. હેમચંદ્રે નોંધેલાં રૂપોમાં तड् ધાતુનાં आह्रोडइ-विहोडइ, भ्रम् ધાતુનાં भामेइ-भमाडइ-भमावइ, नश् ધાતુમાં એક विउडइ, અને विकोशનું पक्खोडइ.[54] અહીં એમણે उद्+घट्નું उग्घाडइ નોંધ્યું છે એ મને લક્ષ્યમાં લેવા જેવું લાગે છે. સંભવ તો એવો છે કે આવા કોઈ આભાસ-સામ્યે કાં તો त्માંથી કે કાં તો ट्માંથી ड् વિકાસ પામ્યો છે. उत्पातयतिનું સ્વાભાવિક રૂપ उप्पाडइ થાય. આમાં उग्घ અને उप्प અંગ પ્રાકૃતમાં લાક્ષણિક બનતાં પછી आड પ્રત્યયના રૂપમાં વ્યાપક બન્યો હોય. आर તો આ आडનો મધ્ય. ગુજ.નો વિકાર જણાય છે. પ્રેરકના ચોથા પ્રકારમાં अडाव-अराव બંને થાય છે તે ગુજરાતી લાક્ષણિકતાનો જ છે.

(૪) મુખ્યત્વે સ્વરાંત ધાત્વંગોને अडाव અને अराव બેઉ લાગે છે. મધ્ય. ગુજરાતીમાં कहिवरावइ-कहवारइ पवरावइ जोवरावइ लिवरावइ सहवरावइ રૂપો ડૉ. ટેસ્સિટોરીએ નોંધ્યાં જ છે. थवुं जवुं होवुंનાં રૂપ જાણીતાં નથી, પણ पिवडाववुं चिवडाववुं जोवडाववुं धोवडाववुं सुवडाववुं खोवडाववुं लुवडाववुं नवडाववुं વગેરે રૂપો આપણે ત્યાં આ પ્રકારમાં છે. મહાપ્રાણ સ્વરવાળા नाह चाह साह दोह मोह વગેરેમાં મહાપ્રાણતા નષ્ટ થાય છે. આ બધાં રૂપોમાં ધાત્વંગને પ્રત્યય પહેલાં 'व्' ઉમેરાય છે.

આ વિકાસ પણ માત્ર ગુજરાતી લાક્ષણિકતાનો છે, અને પ્રેરકનાં મળેલાં બીજા-ત્રીજા પ્રકારનાં રૂપોનાં પણ પાછાં આવાં રૂપ થાય છે: करावવું-करावडाववुं, मरावવું-मरावडाववुं, खसेडवुं-खसेडाववुं (આમાં ड् જૂનો પડ્યો છે.), उडावराववुं વગેરે.

આ પ્રત્યય आड+आव તેમ જ आडના થયેલા आर+आवનું પરિણામ છે; એકસરખા વિકલ્પે अडाव-अराव લાગે છે.

## સંયુક્ત ક્રિયાપદો

નવ્ય ભારત-આર્ય ભાષા-ભૂમિકામાં આ એક વિશેષ લાક્ષણિકતા નવી ઊભી થયેલી છે: મરા. ठेवून टाकला, ગુજ. करी नाख्युं, હિં. कर डाला વગેરેમાં કૃદંતરૂપની

૫૩. ડૉ. ટેસ્સિટોરી: ખંડ ૧૪૧-(૩) a-b

૫૪. સિ. હે. ૮-૪-૨૭, ૩૦,૩૧, અને ૪૨; તથા ૩૩

સાથે વધારાનું ક્રિયાપદ–પોતાનો વિશેષ અર્થ છોડી માત્ર પૂર્વ ક્રિયારૂપના અર્થનું પોષણ કરવાને તેમજ કાળાદિકનો પણ અર્થ ઉમેરવાને પ્રયોજાય છે. વસ્તુસ્થિતિએ શુદ્ધ વર્તમાનકાળનો અર્થ સ્પષ્ટ કરવા સહાયકારક તરીકે 'છ' ધાત્વંગનાં રૂપ ઉમેરાય છે–તે એક રીતે આ સંયુક્ત ક્રિયાપદના પ્રકારમાં આવી શકે; જો કે એની પૂર્વે કૃદંતને બદલે વર્તમાનકાળનાં જ વિકસિત રૂપ છે, પણ નથી પૂર્વે ચાલુ વર્તમાનકાળમાં વર્તમાન કૃદંત તો પૂર્ણ વર્તમાનકાળ–અંગ્રેજી પદ્ધતિએ બનાવવા પ્રથમ ભૂતકૃદંત કે દ્વિતીય ભૂતકૃદંત સાથે 'છ' ધાત્વંગનાં વર્તમાનકાળનાં રૂપમાં કૃદંતો છે જ.

ચાલુ ભૂતકાળ બનાવતાં વર્તમાન કૃદંત સાથે 'हो' ધાત્વંગનું 'हतुं' વર્તમાન કૃદંત; પૂર્ણ ભૂતકાળ બનાવવા પ્રથમ ભૂતકૃદંત કે દ્વિતીય ભૂતકૃદંત સાથે એ જ રીતે 'हतुं'નો ઉપયોગ; ચાલુ ભવિષ્યકાળનાં રૂપોમાં વર્તમાનકૃદંત સાથે 'हो નાં ભવિષ્યકાળનાં રૂપ, તો પૂર્ણ ભવિષ્યકાળનાં રૂપોમાં પ્રથમ કે દ્વિતીય ભૂતકૃદંત સાથે 'हो'નાં ભવિષ્યકાળનાં રૂપ, આ પણ સંયુક્ત ક્રિયાપદનો જ પ્રકાર છે. અંગ્રેજીને સહારે આપણે આને મિશ્રકાળ ગણી छ અને होને સહાયકારક કહ્યાં છે.

આપણે ત્યાં આ ઉપરાંત બીજાં સંયુક્ત ક્રિયાપદ પણ પ્રયોજાય છે અને એ જુદાં જુદાં કૃદંતો સાથે પ્રયુક્ત થઇ વિશિષ્ટ ક્રિયાનો ખ્યાલ આપે છે; જેમકે

(૧) નીચેનાં ધાત્વંગ વર્તમાન કૃદંત સાથે—
आव-करतो आवे छे–નિયમિત ક્રિયા બતાવે છે.
जा-करतो जाय–ચાલુ ક્રિયા બતાવે છે.
थी-खातो थाय–ક્રિયાનો આરંભ બતાવે છે.
रहे-बोलतो रहे–ચાલુ ક્રિયા બતાવે છે.

(૨) નીચેનું ધાત્વંગ પ્રથમ ભૂતકૃદંત સાથે—
जा-चाल्यो जाय–ચાલુ ક્રિયા બતાવે છે.

(૩) નીચેનાં ધાત્વંગ સતિસપ્તમીના પ્રકારે ભૂતકૃદંતમાં પ્રયોજાય છે—
कर-वांच्या करे-वांच्यां करे–ચાલુ ક્રિયા બતાવે છે.
राख-वांच्ये राखे छे–ચાલુ ક્રિયા બતાવે છે.
जा-कर्ये जाय–ચાલુ ક્રિયા બતાવે છે.

પ્રથમના ઉદાહરણમાં સપ્તમીનો आ કે आं લાગ્યો છે, તો બીજા ઉદાહરણમાં સપ્તમીનો ए લાગ્યો છે.

(૪) નીચેનાં ધાત્વંગ અવ્યયરૂપ કૃદંત સાથે આવે છે—
ऊठ-करी ऊठे-સત્વર પૂર્ણક્રિયા બતાવે છે.

काढ-करी काढे- પૂર્ણક્રિયાનો ભાવ બતાવે છે.
चूक-करी चूके- ,, ,,
जा-खाई जाय- ,, ,,
दे-करी दे-आले- ,, ,,
नाख-करी नाखे- ,, ,,
पड-पाड करी पडे-पाडे ,, ,,
मूक-मेल-करी मूके मेले ,, ,,
राख-मूकी राखे- ,, ,,
ले-लखी ले- ,, ,,
रहे-करी रहे- ,, ,,
शक-करी शके- શકયતાનો અર્થ બતાવે છે.
वेस-करी वेसे- પૂર્ણક્રિયાનો ભાવ બતાવે છે.
छूट-करी छूटे- ,, ,,

આમાં रहे ધાત્વંગનો પ્રયોગ હિંદીમાં कर रहा है માં ચાલુ ક્રિયાનો બોધ કરે છે. ગુજરાતીમાં करी रह्यो छुं નો એક બાજુ પૂર્ણ ક્રિયાવાચક અર્થ રૂઢ છે છતાં, ચાલુ ક્રિયાનો પણ અર્થ, હિંદી પ્રયોગના અનુસરણથી, વ્યાપક થઈ ચૂક્યો છે.

(૫) નીચેનાં ધાત્વંગો કે ક્રિયારૂપો વિધ્યર્થ કૃદંત સાથે—

जोइये-करवुं जोइये-આવશ્યકતાના અર્થમાં (કર્તાની ૩ જી વિભક્તિ)
पड-करवुं पडे- ,, ,, (કર્તાની ૪ થી વિભક્તિ)

વસ્તુસ્થિતિએ સંયુક્ત ક્રિયાપદો પોતાનો વાચ્યાર્થ સર્વથા ગુમાવી જેની મદદમાં પ્રયોજાય છે તેના અર્થનું જ પોષણ કરી છૂટે છે. આ મળેલાં ક્રિયા-રૂપોનાં પણ પાછાં મિશ્રકાળની પદ્ધતિએ રૂપો થાય છે જ. સાહાય્યકારક ક્રિયા-પદોની કક્ષામાં-અંગ્રેજી પદ્ધતિએ છ, હોનાં અને જોઇયે-આ રૂપો પ્રયોજાય છે. સગવડ ખાતર જ આપણાં પ્રચલિત વ્યાકરણોમાં આ ભેદ સ્વીકારવામાં આવ્યો છે.

## ઉપસંહાર

રૂપરચનાની દૃષ્ટિએ ગુજરાતી ભાષાએ ક્રિયાપદોના વિષયમાં જે કાંઈ સાચવી રાખ્યું છે અને જે કાંઈ નવું પ્રાપ્ત કર્યું છે તે ઉપર, યથાપ્રાપ્ત આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. નામિકી વિભક્તિઓની અપેક્ષાએ આખ્યાતિકી વિભક્તિઓમાં એક મોટો તફાવત જોવામાં આવે છે તે એ છે કે નામિકી વિભક્તિઓમાં પ્રત્યયદશાનો માત્ર તૃતીયા–સપ્તમીના એકવચનનો ઇ–અને અપવાદરૂપે વિકારક અંગોમાં પ્રથમા-વિભક્તિ એકવચનમાં નર.નો ઓ–નાન્યતરનું ઉં–નારીની ઈ–આટલું જ બચવા પામ્યું છે; જ્યારે આખ્યાતિકી વિભક્તિઓનો વિચાર કરતાં એમાં હ્રાસપ્રક્રિયાએ ભારે ઘસારો આપ્યો છે છતાં જે કાંઈ બચ્યાં છે તે રૂપો–વર્તમાન કાળનાં ત્રણે પુરુષનાં–એકવચન-બહુવચનનાં રૂપ, આજ્ઞાર્થનાં બીજા ત્રીજા પુરુષનાં રૂપ, ભવિષ્યકાળનાં ત્રણે પુરુષનાં રૂપ–એમાંનાં કેટલાંક મૂળ જુદાં રૂપોમાંથી ઊતરી આવેલાં છતાં સરખા સ્વરૂપનાં થઈ ચૂકેલાં–પરંપરાએ સચવાઈ રહ્યાં છે. આમ નામિકી વિભક્તિઓ–બહુવચનના ઓથી સમાસબહુલ સ્થિતિમાં આવીને–નામયોગીઓના દાખલ થયેલા પ્રયોગથી પ્રત્યયાત્મિકા દશાનો ત્યાગ કરી અનુગો અને નામયોગીની સહાયથી વ્યસ્ત દશામાં આવી પહોંચી છે, ત્યારે બચેલા કાળ અને અર્થોમાં હજી પ્રત્યયાત્મિકા દશા જ સચવાઈ રહી છે. આવી પરિસ્થિતિ છતાં શબ્દસ્વરૂપો સ્પષ્ટ રૂપઘટનાત્મક જ રહ્યાં છે. કાળ અને અર્થ બતાવનારા કૃત્પ્રત્યયો–તેમજ વિભિન્ન ભાવ બતાવનારા કૃત્પ્રત્યયો–આ પ્રાથમિક પ્રત્યયો, અને તદ્ધિત પ્રત્યયો–દ્વૈતીયિક પ્રત્યયોથી સમગ્ર શબ્દસમૂહ સધાયો છે. આથી વ્યસ્ત દશા તરફ જવાનું એનું વલણ પણ વસ્તુતઃ ઉત્તરોત્તર રૂપઘટનાત્મક સ્થિતિને વળગી રહેવાનું જ છે. બહુવચનના પ્રત્યયનો નામિકી વિભક્તિઓમાં અલ્પાલ્પ પ્રચાર–પ્રજાની રૂપઘટનાત્મક પ્રકૃતિને વળગી રહેવાની સ્વાભાવિક વૃત્તિનો જ મને દ્યોતક લાગે છે. સરળતા તરફ જવું એ માનવસ્વભાવ છે અને તેથી ભાષાઓમાં રહેલી જટિલતા–નિબિડતા આપોઆપ ઉત્તરોત્તર ઘસાતી જ જાય છે–એ છેક ભારત–યુરોપીય મૂળના સ્વરૂપનો જે રીતે આ કુળની યુરોપ–રશિયા, ઇરાન, અને ભારતવર્ષમાંની અનેકાનેક ભાષાઓમાં અને પેટાબોલીઓમાં વિકાસ કહો કે હ્રાસ કહો–થયો છે એનો ખ્યાલ કરતાં વિના મુશ્કેલીએ સમજાય છે.

ભારત–યુરોપીય મૂળની ભાષાઓમાં જૂનામાં જૂનું સ્વરૂપ ઋગ્વેદનું મળે છે. એનું ઉત્તરકાલીન રૂપ ગાથા અવેસ્તાનું છે. પછીનાં મોડેનાં ગ્રીક અને લૅટિનનાં મળે છે. પ્રજાઓ જેમ વધુ સંસ્કૃત એમ હ્રાસ–પ્રક્રિયાનો વધુમાં વધુ

પ્રસાર–એ તત્ત્વ ખરેખર આશ્ચર્ય ઉપજાવે એવું છે. યુરોપની સ્લાવ ભાષાઓમાં હ્રાસનું પ્રમાણ પ્રમાણમાં ઓછું છે. ઓછામાં ઓછો તો ન જ કહી શકાય પણ–ઓછેરો ઘસારો લાગ્યો હોય–જૂની ભાષા પ્રકૃતિનો વારસો વધુ પ્રમાણમાં સાચવી રાખ્યો હોય તો એ સ્લાવ કુળની લિથુયાનિયાની ભાષાનો છે. ડૉ૦ તારાપોરવાળાએ લેત્તો–સ્લાવિક કે બાલ્તો–સ્લાવિક ભાષાયૂથ કહ્યું છે તે વિભાગમાં જૂની પ્રુશિયન, લિથુયાનિયન અને લેત્તિક ગણાય છે; જ્યારે સ્લાવિકમાં ૧. દક્ષિણસ્લાવિક, ૨. રુશિયન અને ૩. પશ્ચિમસ્લાવિક કહી છે આ સ્લાવિક વિભાગ સંસ્કારને વિકાસે વિકાસ સાધી ગયો છે, જ્યારે લેત્તિક વિભાગમાં જૂનું તત્ત્વ જળવાઈ રહ્યું છે. આમાંની જૂની પ્રુશિયન સર્વથા નષ્ટ થઈ ગઈ છે. ડૉ૦ તારાપોરવાળાના શબ્દોમાં કહું તો—

"Of the remaining two, Lithuanian and Lettic, the former is specially important because among the living Indo-European languages, it represents the most archaic type. Among other things it preserves the ancient pitch or musical accent, which was used in Vedie Sanskrit and in ancient Greek".[૫૫]

આશ્ચર્ય તો એ છે કે લિથુયાનિયન અને લેત્તિક ભાષાનું સાહિત્ય ઈ. ૧૬ મી સદીથી જ મળે છે; અને છતાં પ્રાચીન અવશેષો–વિભક્તિએ-વચનો-ક્રિયારૂપો વગેરે સચવાઈ રહ્યાં છે.

ગાથા-અવેસ્તામાંથી પહલવી દ્વારા વિકસી આવેલી ફારસી ભાષા બીજી ભગિની ભારતયુરોપીય અને ભારત-આર્ય ભાષાઓની જેમ વિકાસ સાધતી જ રહી છે. પાછળથી સેમેટિક-અરબી ભાષાઓએ રાજકીય કારણે એના ઉપર ભારે આક્રમણ કરી પરવશ બનાવ્યા છતાં ભારત-પારસીક પ્રકારનો વંશ સાચવી રાખવામાં એને સફળતા મળી છે.

વૈદિક ભાષામાંથી બ્રાહ્મણો-આરણ્યકો-ઉપનિષદોની ભાષા દ્વારા હ્રાસ પામતી છતાં મૂળને અણીશુદ્ધ રીતે વળગી રહેવામાં સંસ્કૃત શક્તિમાન થઈ, પરંતુ વૈદિક કાળથી જ આરંભાયેલી હ્રાસપ્રક્રિયાએ પોતાનું પ્રભુત્વ વધાર્યે જ રાખ્યું–એનાં વિકસિત રૂપો લિપિબદ્ધ સ્વરૂપમાં એક બાજુ બૌદ્ધ ધર્મે વિકસાવેલી પાલિ ભાષામાં, તો બીજી બાજુ સ્વલ્પ અંશમાં પણ અશોકની ધર્મલિપિમાં જોવા મળે છે–એનો એટલે કે એમાં સધાયેલા વિકારોનો વધું વિકાસ જૈનોની

૫૫. ડૉ. તારાપોરવાળા : Elements of Science of Lang. : પૃ ૩૦૪ (નવી આવૃત્તિ)

સૂત્રસાહિત્યમાંની અર્ધમાગધીમાં છે. મધ્યદેશ-શૂરસેનની દ્વિશ્રુતિમધ્યગત અઘોષને સ્થાને ઘોષ કરવાની લાક્ષણિકતા ધરાવતી શૌરસેની પ્રાકૃતનું સ્વાભાવિક સ્વરૂપ જળવાઈ રહ્યું નથી, છતાં થોડા અંશ જાળવતું રૂપ નાટકોની મધ્યમ પ્રકારનાં પાત્રોની ભાષામાં સચવાયું છે–જે પછી વ્યાકરણોમાં પણ નોંધાયું છે. પણ વિકસિત પ્રાકૃત રૂપ તો મહારાષ્ટ્રી પ્રાકૃતમાં છે, જ્યાં શૌરસેનીના ઘોષ વ્યંજનો દ્વિશ્રુતિમધ્યગત સ્થિતિમાં લુપ્ત થયેલા સંપૂર્ણ સ્વરૂપમાં જોવા મળે છે. બેશક, અર્ધમાગધીમાં આ પ્રક્રિયા સારી રીતે પ્રચારમાં હતી છતાં એમાં પાલિની જેમ ભલે વધુ ઘસાયેલાં પણ કાળ અને અર્થનાં રૂપાખ્યાન હજી જળવાયાં હતાં. મહારાષ્ટ્રી પ્રાકૃત તો હવે કાળ અને અર્થોના વિષયમાં નવ્ય *ભારત-આર્ય ભાષાઓની લાક્ષણિકતાઓનું આરંભસ્થાન બની ચૂકી હતી.* ભૂતકાળના સંપૂર્ણ નાશે–ભૂતકૃદંતોનો વિધેય તરીકેનો પ્રયોગ–જે પાલિમાં શરૂ થયો હતો—અર્ધમાગધીમાં પોસાયેલો હતો તે–સંપૂર્ણ પ્રભુત્વ ધરાવી રહેલી મહારાષ્ટ્રી પ્રાકૃત મધ્ય ભારત આર્ય ભાષાઓનું આ તરફ આવતું સ્વરૂપ રજૂ કરતી હતી. નાટકોમાં મધ્યમ પ્રકારનાં પાત્રોની કવિતામાં મહારાષ્ટ્રી પ્રાકૃત મૂર્ત કરવામાં આવી છે અને વ્યાકરણોમાં તેમજ થોડા કાવ્યગ્રંથોમાં મહારાષ્ટ્રી પ્રાકૃત સચવાઇ છે, પણ એ પણ પેલી નાટકીય શૌરસેની જેમ સંપૂર્ણ લાક્ષણિક નથી; સ્વાભાવિક ઉચ્ચારણ એમાં ખૂટતું જણાય છે. એ પૂર્તિ સંપૂર્ણાંશે જૈન–મહારાષ્ટ્રીથી થાય છે. એમાં શૌરસેનીના સંસ્કાર ક્વચિત્ જળવાઇ રહ્યા છે. એ મિશ્રદશાના સ્વરૂપે પશ્ચિમ ભારતની અપભ્રંશ-ભૂમિકાનો વિકાસ સાધવામાં ભારે સેવા આપી છે. આ. હેમચંદ્રે આપેલા અપભ્રંશમાં આ જૈન-મહારાષ્ટ્રીનો વિકાસ મૂર્ત થાય છે. ડૉ૦ ટેસ્સિટોરીએ "પશ્ચિમી રાજસ્થાની" એવા કૃત્રિમ નામ નીચે જે મધ્ય. ગુજ. ભાષાનો ખ્યાલ આપ્યો છે–તે ભાષાસ્વરૂપ મારવાડી-મેવાડી-ગુજરાતીના સીમાસ્તંભ જેવું આ. હેમચંદ્રે નિર્દિષ્ટ કરેલા અપભ્રંશનો વિકાસ આપે છે. દ્વિશ્રુતિમધ્યગત ઘોષવ્યંજનોના–(અઘોષના ઘોષ થયે તેમ સ્વાભાવિક ઘોષના પણ–) લોપે સામસામા સ્વરોની સંહિતા—સંધિ ટાળવા પ્રયોજાતી યશ્રુતિ અશોકની ગિરનારની ધર્મલિપિ જેટલી જૂની છે. એણે પશ્ચિમ રાજસ્થાનીમાં જૈન મહારાષ્ટ્રી દ્વારા વિકસિત "ગૌર્જર અપભ્રંશ"ની પરંપરામાં વિકાસ સાધ્યો. વિકાસપ્રક્રિયામાં 'ય્'નો લોપ થવાની પરિસ્થિતિ ઊભી થતી, તો વળી નવી જ રીતે યશ્રુતિ પ્રવેશ પામતી. આ વ્યાપક અસરથી વ્રજ-હિંદી વગેરે ભાષાઓ પણ તદ્દન અલિપ્ત નથી રહી. આ બધી પ્રક્રિયાઓ કે વિક્રિયાઓ પાછળ પ્રધાન તત્ત્વ "બલાત્મક સ્વરભાર"નું હતું, જે છેક વેદકાલીન ભાષાથી–"સાંગીતિક સ્વરભાર"થી સ્વતંત્ર રહી પોતાનું કામ વ્યવસ્થિત રીતે કરતું જ

જતું હતું. એ ખરું કે વેદકાલીન ભાષામાં "સાંગીતિક સ્વરભાર" અને "બલાત્મક સ્વરભાર" વચ્ચે સંબંધ પકડવો મુશ્કેલ છે, કેમકે સરખા ઉચ્ચારણકાળનાં દેવઃ અને कामः માં સાંગીતિક સ્વરભારનું સ્થાન જુદું છે; પહેલામાં અંતોદાત્ત તો બીજામાં આદ્યુદાત્ત. जुहोमि दधामि કે બિભર્મિમાં પ્રથમના રૂપમાં મધ્યોદાત્ત, તો છેલ્લા બેઉમાં આદ્યુદાત્ત. ભાષાઓના વિકાસમાં તેથી વાક્યગત સાંગીતિક સ્વરભારનું નિયામકપણું વ્યાપક બની શક્યું નથી. બીમ્સ વગેરેએ નવ્ય ભારત-આર્ય ભાષાઓના વિકાસમાં વૈદિક સાંગીતિક સ્વરભારને નિયામક બતાવ્યો છે; જ્યાં રૂપોમાં ભેદ મળે ત્યાં-સાંગીતિક સ્વરભાર યથાસ્વરૂપમાં સાચવી રાખતાં હોય તે રૂપ જૂનાં, અને બદલાયો હોય તે રૂપ મોડેનાં-આવો ખુલાસો આપ્યો છે. બેશક, બીમ્સને થોડુંક સત્યદર્શન થયું હતું-અને તેથી જ આ સિદ્ધાંતનો આરંભ કરતાં અને અંત કરતાં-આ પ્રમાણે કહેવું પડ્યું છે—

(1) Now in Sanskrit there is also a system of accentuation, though not yet, I belive, entirely understood, and consequently an analogous procedure to the above may be traced in the case of Indian Languages also.[૫૬]

(2) Although, however, I think sufficient proof is obtainable of the fact of accentual influence, I am far from being in a position to push the theory to its full length. In truth the accent is always a difficult and obscure matter, and it is the more so in the modern languages, because they have passed through a period, a very long period, of their existence without a literature.[૫૭]

બીમ્સ ખરું જ કહે છે કે વૈદિક-સંસ્કૃતમાં રહેલા સ્વરભારના તત્ત્વને-સાંગીતિક સ્વરભારના તત્ત્વને પૂરેપૂરું સમજી શકાયું નથી, અને તેથી જ વિસ્તારથી એ આ સિદ્ધાંતને વ્યાપક કરી શક્યા નથી. પ્રાકૃતમાં हत्थो અને हत्थओ એકસાથે પ્રયોજાયેલા મળે તો हत्थोને જૂનો તદ્ભવ કહેવો અને हत्थओने નવો કહેવો; એવો જ ભેદ हस्तः અને हस्तकःમાં ,બતાવવો, હું નથી ધારતો કે, પ્રામાણિક ગણી શકાય. ક્યાંક માત્ર સ્વરભાર—વસ્તુસ્થિતિએ બલાત્મક સ્વરભાર—વક્તાની રુચિ પ્રમાણે વિકાસ કે વિસ્તાર પ્રસંગાનુસાર સાધતાં કે—અર્થ-

૫૬. Comp. Gram. Modern Aryan Languages : Vol. I, પૃ. ૧૯
૫૭. એજન, પૃ. ૨૧

વિકાસ કે અર્થભેદ બતાવવા પ્રયોજાઈ જતો. कृष्णः ઉપરથી कण्हो-कण्हु દ્વારા કાન અને कृष्णकःમાંથી कण्हओ >कण्णहु દ્વારા કાનો કે કાનુ આનુ શુદ્ધ ઉદાહરણ છે, તો हस्तः >हत्थो >हत्थु >हाथ તેમજ हस्तकः >हत्थओ >हत्थउ >हाथो અર્થભેદનું દૃષ્ટાંત છે.

ક્રિયારૂપમાં વર્તમાનકાળનાં જ રૂપો જુઓ. વૈદિક સાંગીતિક સ્વરભારની કોઈ પણ સ્થિતિને લક્ષમાં લીધા વિના જ ગુજરાતીમાં પહેલા પુરુષ એકવચનમાં—સ્વરભાર ઉપાંત્ય હ્રસ્વશ્રુતિવાળાં ધાત્વંગોમાં પ્રાથમિક સ્વરૂપે પ્રત્યયમાં—તો ઉપાંત્ય આવાળાં ધાત્વંગોમાં દ્વૈતીયિક સ્વરૂપે પ્રત્યયમાં આવી રહ્યો. એ જ પ્રમાણે करे-करो રૂપમાં જ. છતાં करियेમાં પ્રાથમિક સ્વરભાર 'क'માં તો દ્વૈતીયિક સ્વરભાર પ્રત્યયની પણ અંતશ્રુતિમાં; આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં करय રૂપમાં તો આદિશ્રુતિમાં જ. એથી જુદી રીતે आ-ई-ऊ-ओ ધરાવતાં સ્વરાંગ અંગોમાં સામાન્ય રીતે उं-ए-ओ પ્રત્યયમાં સ્વરભાર જ નથી, તો इये લાગતાં પ્રત્યયના અંતભાગમાં દ્વૈતીયિક સ્વરભાર છે.

ગુજરાતી ભાષામાં આમ બલાત્મક સ્વરભાર–મોટે ભાગે દ્વૈતીયિક દશામાં આવી રહ્યો છે ત્યાં અપભ્રંશમાં અને મધ્ય. ગુજરાતીમાં પણ નજીક નજીક આવતા બે સ્વરોમાંથી પહેલા સ્વર ઉપર રહેતો ને બે એકરૂપ થયે અત્યારે એક શ્રુતિના રૂપમાં આવેલા સ્વર ઉપર આવી રહે છે. पइसइ वइसइ વગેરે રૂપો જોવાથી આ સ્પષ્ટ થશે. पॅसे-वॅसे આદિશ્રુતિમાં અહીં સ્વરભાર નથી આવતો, સબબ કે ઘર્મના ઘરમની જેમ पइसइમાંથી पेसइ દ્વારા पॅसे રૂપ થવાથી આદિશ્રુતિની હ્રસ્વતા 'स'ના સ્વરિત अની નીચે ઢંકાઈ ગઈ, ને પછી पॅसे અંત્યશ્રુતિ ઉપર સ્વરભારના રૂપમાં આવી રહ્યું. માત્ર આદિશ્રુતિમાં आ ધરાવતાં રૂપોમાં आ જૂનો હોઈ પ્રાથમિક સ્વરભાર ખસી શકતો નથી: मारयति - मारेइ >मारे, पातयति >पाडेइ >पाडइ ^ पाडे.[૫૮]

એટલે બલાત્મક સ્વરભાર વૈદિક સાંગીતિક સ્વરભારથી સ્વતંત્ર રીતે જ પોતાનું કામ પ્રાગ્વૈદિક કાલથી કરતો આવતો હતો. સાંગીતિક સ્વરભાર વાકચગત હતો અને બલાત્મક સ્વરભાર શબ્દગત હતો. આજે પણ ઉચ્ચારણમાં વાકચગત સ્વરભાર છે જ અને પોતાનું સ્વરૂપ એ વાકયોચ્ચારણમાં વ્યક્ત કરે જ છે, જે વિશે આ પૂર્વે યથાસ્થાને કહેવામાં આવ્યુ જ છે. શબ્દોમાંની

૫૮. છતાં हसाय मराय વગેરે રૂપ જોવા જેવાં છે. સબળ સ્વરભારયુક્ત પ્રત્યયનો आ આવતાં આદિશ્રુતિ અસ્વરિત હ્રસ્વ બની છે છતાં નવા પ્રયોગોમાં કાવ્યાશમાં હજી હ્રસ્વતા નથી આવી, તો लावाय-लवाय બેઉ પ્રયુક્ત થયે જાય છે.

પ્રાથમિક દ્વૈતીયિક તાર્તીયિક વગેરે શ્રુતિ ઉપર–સામાન્ય રીતે છેલ્લી શ્રુતિ ઉપર જ સાંગીતિક સ્વરભાર આવી રહેતો હોય છે; છતાં બલાત્મક સ્વરભાર ધરાવતી શ્રુતિઓ–સંપૂર્ણ શબ્દ જ સાંગીતિક સ્વરભારથી વિહીન હોય જ; દા. ત. સાદા વાકયમાં વાકયાંતે કે વચ્ચે આવતું ક્રિયાપદ, તો મિશ્રવાકયમાં પ્રધાન વાકયનું ક્રિયાપદ. બંને સ્વરભાર વચ્ચે એક જ સ્થાનમાં એકરૂપતા છે; વાકયગત સ્વરભાર જ્યાં આવનો હોય તે શ્રુતિ પ્રાથમિક દ્વૈતીયિક તાર્તીયિક વગેરે સ્વરભાર ધરાવતી શ્રુતિ ઉપર યથાસ્થાને હોય જ. વાકયમાં બલાત્મક સ્વરભારવિહીન શ્રુતિ ઉપર સાંગીતિક સ્વરભાર આવી શકતો નથી; તેથી જ ज य એ અવ્યયો ઉમેરાતાં શબ્દના છેડાની અસ્વરિત શ્રુતિ પણ સ્વરિત બની જાય છે: લઘુપ્રયત્ન અની પૂર્ણપ્રયત્નતા તેમજ બીજા સ્વરોનું દીર્ઘપણું સ્થપાઇ ગયું જ હોય છે.

નવ્ય ભારત-આર્ય ભાષાઓમાં સાંગીતિક સ્વરભારનું પ્રાધાન્ય હોઈ અંગ્રેજી જેવી ભાષાના જેવો બલાત્મક સ્વરભાર નથી, તેથી સર્વથા અભાવ જ કહી શકાય એમ નથી. એ સબળ નથી, સુકોમળ છે; ગુજરાતીમાં પણ તળ-ગુજરાતમાં એ નિર્બળ છે, છતાં સૌરાષ્ટ્રમાં જતાં એની સબળતાનો પણ અનુભવ થાય છે. બેશક, એ સબળતા અંગ્રેજી ભાષામાં વ્યકત થતા સ્વરભારની સબળતાને તો પહોંચી શકતી નથી.

ભાષાના આંતરિક બંધારણમાં બલાત્મક સ્વરભારે ભારે ભાગ ભજવ્યો છે એ વિકાસની વિભિન્ન ભૂમિકાઓમાં પ્રાણરૂપ બનેલી હ્રાસપ્રક્રિયાએ ખેલેલી ક્રીડાઓમાં જોવામાં આવે જ છે. જીવતી ભાષાઓમાં એ ક્રીડાનાં ફળ આપણે બોલીને વ્યક્ત કરિયે પણ છિયે. બેશક, ઉચ્ચારણાનુસારી સ્વરૂપવાળી આપણી લિપિમાં પણ રહેલી અપૂર્ણતાને કારણે બોલાય છે તેજ રૂપમાં લેખનમાં ભાષા મૂર્ત કરી શકાતી નથી; વ્યવહારમાં મૂર્ત કરવાની મુશ્કેલી પણ છે. આમ છતાં વધુ નજીકમાં આવી શકે એવી રીતે શબ્દોની જોડણી કરવામાં આવતાં–વ્યવહાર સાચવતાં એ–સ્વાભાવિક ઉચ્ચારણો વ્યક્ત કરી શકાય. વર્તમાન ગુજરાતી ભાષાની જોડણીમાં ઉચ્ચારણને નજીકની જોડણી આપવા સુધી લઈ જવાનો પ્રયત્ન થયો છે, છતાં 'સ્વરભાર'ના તત્ત્વના વિષયમાં જોડણીના નિયમ ઘડનારાઓના અનુભવને અભાવે એકસરખી પ્રક્રિયા ધરાવતા શબ્દોમાં વિસંવાદ જોવામાં આવે છે: सीमाडो ને धुमाडो કે झीणवट ને ज़ुनवट આ શબ્દયુગ્મો જ જુઓ, કે मुकाय અને मूंझाय, पिवाय અને पीडाय, जिवाडवुं ને दीपाववुं ને स्वीकारवुं, जिवाई गरीयाई ને हरीफाई આવા સેંકડો સરખા ઉચ્ચારણવાળા શબ્દોમાં ભેદ મળે છે. બેશક, જોડણી એક માત્ર વ્યવહાર સાચવવા પૂરતી જ છે;

લોકોનાં સ્વાભાવિક ઉચ્ચારણોને એ સ્પર્શે નહિ. પરંતુ શાળાઓમાં લિખિત ભાષાસ્વરૂપ ઉપરથી જ શિક્ષકો અધ્યાપન કરાવતા હોઈ લિખિત ઉચ્ચારણોને અનુકૂળ રહીને બાળકોને ઉચ્ચારણો કૃત્રિમ રીતે કરાવાતાં જતાં હોઈ આજે ગુજરાતી નાનાં બાળકોનાં ઉચ્ચારણોમાં અસ્વાભાવિકતા ડગલે અને પગલે અનુભવવામાં આવે છે. આ પરિસ્થિતિને કાબૂમાં નહિ લેવામાં આવે તો કૃત્રિમ ઉચ્ચારણોનો બ્રહ્મગોટાળો જ થશે. વક્તાઓનાં ભાષણોમાં આ બ્રહ્મગોટાળો અનુભવાવા પણ લાગ્યો છે, જેમાંથી આપણે કોઈપણ અપવાદમાં રહી શકવાની સ્થિતિમાં નથી.

વ્યાકરણ એ ભાષાને સાચવી રાખવાનું શાસ્ત્ર છે, એ ભાષાને અધીન થઈને વરતે છે. એથી ઊલટું, વ્યાકરણને અધીન ભાષા બની જાય તો ભાષા પોતાની સ્વાભાવિકતા ગુમાવી નાખે છે. સંસ્કૃત જેવી વ્યાકરણબદ્ધ ભાષાને પણ વ્યાકરણમાં ન નોંધાયેલા પ્રયોગોને અધીન-ઘણાય સંજોગોમાં બનવું પડ્યું છે. પુરાણોની ભાષા જોતાં આ વસ્તુનો અનુભવ થઈ શકે એમ છે. પુરાણોના ટીકાકારો ત્યાં ત્યાં 'આર્ષ' પ્રયોગ છે એમ કહી સમાધાન મેળવી લે છે. 'આર્ષ'નો ખરો અર્થ તો વૈદિકી ભૂમિકામાં થયેલા પ્રયોગોને માટે જ છે. પાણિનિએ એને 'छान्दस' કહ્યો છે. એ છાંદસ કે આર્ષ પ્રયોગોથી ભિન્ન જ પ્રકારના પ્રયોગ પુરાણોમાં મળે છે. ઉદાહરણ તરીકે આપણે 'પંચતંત્ર'ની ભાષાને લઈ શકિયે. એ લૌકિક સંસ્કૃતનો નમૂનો રજૂ કરે છે. પરસ્મૈપદ અને આત્મનેપદની છૂટો, વિભક્તિના પ્રયોગોમાં 'કારકના નિયમો'ના પાલનમાં શિથિલતા-વસ્તુસ્થિતિએ લોકમાં પ્રચલિત પ્રાકૃત પ્રયોગોની છાયામાં સ્વીકારાયેલા સં. પ્રયોગ, સંખ્યાબંધ દેશ્ય શબ્દોનું સંસ્કૃતીકરણ, તો તદ્‌ભવ શબ્દોનું ફરી કૃત્રિમ સંસ્કૃતીકરણ -વગેરે પ્રચારમાં આવતાં હતાં. આપણે જૈન સંસ્કૃત ચૂર્ણિઓમાં આવું ઘણું જોઈ શકિયે છિયે. 'ભરટકદ્વાત્રિંશિકા' 'સિંહાસનદ્વાત્રિંશિકા' 'શુકસપ્તતિ' 'વૈતાલપંચવિંશતિ' જેવા ગદ્યપદ્ય ગ્રંથોમાં આવી રસળતી લૌકિક સંસ્કૃત ભાષાનો આપણે અનુભવ કરી શકિયે છિયે.

પાણિનિના સમયમાં એમણે સંસ્કૃત ભાષાને જકડી, છતાં એમને સંખ્યાબંધ વૈયાકરણોના યા ગ્રંથકારોના મત પણ નોંધવા પડ્યા. પાણિનિ પોતે અમુક ચોક્કસરૂપાદિ રચના સ્વીકારી, બીજા ઋષિના મત તરીકે વિકલ્પ નોંધે; અને એવું જ બન્યું છે કે એ વિકલ્પનો જ સર્વત્ર વ્યાપક પ્રચાર હોય : व्योर्लघुप्रयत्नतरः शाकटायनस्य (पा. ८-३-१८), लोपः शाकल्यस्य (पा. ८-३-१९), ओतो गार्ग्यस्य (पा. ८-३-२०) આ વિધાનોમાં પાણિનિનો મત બાજુએ જ

રહ્યો છે અને શાકટાયન શાકલ્ય અને ગાર્ગ્યના મત જ પ્રચારમાં રહ્યા છે. પાણિનિની અષ્ટાધ્યાયીનું વાર્તિક લખનાર વરરુચિ કાત્યાયને લોકમાં પ્રચલિત સંખ્યાબંધ પ્રયોગો વાર્તિકોમાં નોંધ્યા છે કે જે રીતે જ એ સ્વીકારવામાં આવતા હતા—પાણિનિના વિધાનથી જુદી રીતે.

કોઈપણ જીવતી ભાષાને માટે આ સ્વાભાવિક વસ્તુ છે. નવ્ય ભારત-આર્ય ભાષાઓ બધી જ વિકાસની ભૂમિકામાં છે અને રહેવાની છે. જ્યારે વિકાસ અટકશે ત્યારે તો એવી ભાષા મરી ચૂકી હશે—એમાંથી નવો જ વિકાસ થયો હશે. ગુજરાતી ભાષા પણ આ જ પરિસ્થિતિમાં વિકાસ સાધતી જાય છે. એના વિકાસને ગૂંગળાવી નાખવાનો પ્રયત્ન કોઇ પણ દિશામાંથી થાય તો એમાં ભાષાતત્ત્વ નષ્ટ થઇ જતાં એ મૃત ભાષાની જ કોટિમાં આવી જાય. આજનું કવિતાનું સં. છંદોમાંનું બંધન ભાષાને સ્પષ્ટ રીતે ગૂંગળાવી રહ્યું છે એવો અભિપ્રાય હું અહીં સ્પષ્ટ રૂપમાં રજૂ કરવાની ધૃષ્ટતા કરું છું.

એક વસ્તુ મારે અત્યંત સ્પષ્ટ રીતે અહીં જણાવવી જોઇયે કે ભાષા કે એના વિસ્તારમાં આવેલી પ્રાંતિક કે વિભિન્નજ્ઞાતીય બોલીઓમાં પ્રધાનતા કે ગૌણતા જેવો કૃત્રિમ સંબંધ બાંધી ન જ શકાય. સંયોગોએ જેને અનુકૂળતા કરી આપી—જેમાં પછી ભાષાનું બહુ પ્રકારે ખેડાણ થયું તે ભાષા થઇ, બાકીની બોલીઓ રહી. સૌ સારી રીતે જાણતું હશે જ કે આજની શિષ્ટોમાં લેખનસ્વરૂપને વશ બનેલી ભાષા તો અમદાવાદમાં સ્વ. કવિ દલપતરામની મુખ્યત્વે 'બુદ્ધિપ્રકાશ'માં ખેડાતી આવતી ભાષા હતી. સુરતમાં સ્વ. કવિ નર્મદાશંકરે વિપુલ ગદ્ય ખેડ્યું, પણ એનું અનુસરણ વસ્તુતઃ થયું જ નહિ. સ્વ. મહીપતરામ અને જુનવાણીઓએ, તેમજ સ્વ. નવલરામ પંડ્યાએ જે સ્વરૂપ સ્વીકાર્યું તે દલપતરામવાળું હતું. એને કારણે જુદાં જુદાં ઉચ્ચારણ બતાવવાના આગ્રહી નર્મદાશંકરનું વલણ એની પાસે જ—એના ગ્રંથોમાં જ રહ્યું. ગુજરાતી ભાષાની જોડણીને સ્થિર કરવાના અનેકાનેક પ્રયત્ન થયા—એ પ્રયત્નોમાં મતભેદનાં મોટા ભાગનાં સ્થાન પોતપોતાની આસપાસના પ્રદેશમાં વ્યાપક ઉચ્ચારણોને કારણે હતાં—એ કોઇ પણ ભાષાવિદ તરત જ પકડી શકશે. ગુજરાતી સાહિત્ય પરિષદે સમન્વયાત્મક પ્રયત્ન કર્યો હતો, પણ સરકારના સહકારને અભાવે પરિણામ સાધી ન શકી. ગુજરાત રાષ્ટ્રિય વિદ્યાપીઠના એ વખતના પ્રૌઢ વિદ્વાનોએ બધા મતભેદોને ગાળવાનો એક પ્રશસ્ય પ્રયત્ન કર્યો—બેશક, એ વખતમાં ગુજરાતમાં જે કાંઇ ભાષશાસ્ત્રીય અલ્પસ્વલ્પ સમજ હતી કે ન હતી એના બળ ઉપર—અને આપણે માટે 'જોડણીકોશ' આપવાનું પુણ્ય કાર્ય થયું.

નવા સુધારાઓના અવકાશને ભવિષ્યને માટે જમાખાતે રાખીને એને સરકારનો પાછળથી ટેકો મળ્યો અને આજે આપણે સામાન્ય રીતે લેખનમાં એકધારી જોડણી મેળવવા ભાગ્યશાળી થયા છિયે. સંયોગોએ વિદ્યાપીઠ ઉત્તરોત્તર નાની થતી ચાલી, છતાં પણ 'જોડણીકોશ'ના પ્રકાશનની પ્રવૃત્તિ તો ચાલુ જ રહી છે, તેથી જોડણીનો વિસંવાદ એકંદરે શિક્ષિત સમાજમાં કાબૂમાં આવ્યો છે. વ્યવહારુ જોડણી આમ આપણને મળી ચૂકી છે; ભલે એ આપણાં બધાં જ સ્વાભાવિક ઉચ્ચારણોને યથાવત્ વ્યક્ત ન કરતી હોય.

ગુજરાતમાં ભાષાશાસ્ત્રનો વ્યવસ્થિત અભ્યાસ વિકસતો જાય છે; ભાષાતત્ત્વના અભ્યાસી વિદ્વાનો પણ ધીમે ધીમે આગળ આવતા જાય છે; ભાષામાં –એના વિકાસમાં કયાં બળ કામ કરી રહ્યાં છે એ વિશે પણ માહિતી હવે સુલભ થવા માંડી છે,–ખૂબ મોડી, ભારતવર્ષના અન્ય પ્રાંતોની જેમ જ; ભાષાતત્ત્વનો આ અભ્યાસ ભવિષ્યમાં અન્ય વ્યવહારજ્ઞ વિદ્વાનોના સહકારથી આપણને ગુજરાતી ભાષાના સ્વાભાવિક સ્વરૂપની જોડણીમાં પણ વધુ નજીક લઇ જશે જ એવી શ્રદ્ધા છે. એ શ્રદ્ધાને પોષનારું પ્રધાન બળ તો કેળવણીની સંસ્થાઓ– એમાં પણ વિશ્વવિદ્યાલયો છે. મુંબઈ યુનિવર્સિટી, વડોદરાની સયાજીરાવ યુનિવર્સિટી, ગુજરાત યુનિવર્સિટી અને ગુજરાત રાષ્ટ્રિય વિદ્યાપીઠ, ઉપરાંત મુંબઇની ફાર્બસ સભા, અમદાવાદની ગુજરાત વિદ્યાસભા, ગુજરાત સાહિત્ય સભા–આ સંસ્થાઓના સમન્વિત સહકારથી આ દિશા સિદ્ધ કરવી જરા પણ મુશ્કેલ નથી. इति शम् ।

# પરિશિષ્ટ ૧ : પ્રત્યયો અને અનુગો

# પરિશિષ્ટ ૨ : ક્રિયાવાચક ધાતુરૂપો

## પરિશિષ્ટ ૩ : ઉદાહૃત-શબ્દસૂચિ

[ (પાદ.)થી પાદટીપમાંના શબ્દ સમઝવાના છે. ]

## પરિશિષ્ટ ૪ : વિશેષ નામોની સૂચિ

## પરિશિષ્ટ ૫ : આ ગ્રંથમાંની અંગ્રેજી પરિભાષા

[ વપરાયેલી માત્ર ]

Ablaut અપશ્રુતિ પ્રક્રિયા ૪૨
  -Qualitative – પ્રાકૃતિક ૪૨
  -Quantitative – માત્રિક ૪૨
Accent સ્વરભાર ૧૮
  -Pitch આરોહાવરોહાત્મક કે સાંગીતિક ૧૮, ૫૪, ૫૮, ૫૯
  -Stress આઘાતાત્મક કે બલાત્મક ૧૮, ૩૮, ૫૮
Active પરસ્મૈપદી ૩૬
Agglutinating સમાસગ્રહણ ૬
  -સમાસઘન ૨૦
,, -inflectional-સંમાસઘન રૂપઘટનાત્મક ૨૦
Classificatory વિભિન્ન-વર્ગબદ્ધ ૧૯
Flexional રૂપાખ્યાન-ખચિત ૧૯
Happlology ( હ્રાસપ્રક્રિયા ) ૫૬
Incorporating સમાસઘન ૬
Inflecting રૂપઘટનાત્મક ૬
Inflectional ,, ૨૦
In-organic નિરવયવ ૫
Isolating ,, ૧૯, ૨૦; -એકમૂલાત્મક ૨૦
Law of Mora માત્રામાનનો સિદ્ધાંત ૫૨
Middle આત્મનેપદી ૩૬
Monosyllabic એકાક્ષરી ૫
Onomotopoetic રવાનુકારી કે અનુકરણ-શબ્દો ૨૪
Organic સાવયવ ૫
Oxitones અંત્યસ્વરભારવાળા ૬૨
Polished સાફ થયેલી ૪૫
Refined ,, ૪૫
Reflective આત્મનેપદી ૩૬
Root-inflected ધાતુસાધિત-રૂપઘટનાત્મક ૧૯
Root નિરવયવ-એકમૂલાત્મક ૨૦
Strong સબળ ૩૬-૩૮
Transitive પરસ્મૈપદી ૩૬
Vowel-gradation ગુણવૃદ્ધિપ્રક્રિયા ૪૨, -સ્વરારોહ ૫૨
Weak શિથિલ ૩૬-૩૮